॥ ॐ नमः श्रीकृष्णाय ॥

શ્રીમદ્

# ભાગવત રત્નમંજૂષા

[ ભાગવતનાં વર્ગીકૃત સુભાષિતો ]
ષોડશગ્રન્થોના ૫૧ સુભાષિતો સાથે.

લેખક
રમણલાલ કૃષ્ણરામ શાસ્ત્રી
સાહિત્યતીર્થ, વિદ્યારત્ન.

•

तद्वाग्विसर्गो जनताघविप्लवो
यस्मिन्प्रतिश्लोकमबद्धवत्यपि ।
नामान्यनन्तस्य यशोऽङ्कितानि यत्
शृण्वन्ति गायन्ति गृणन्ति साधवः ॥
भागवत १-५-११

•

આશ્રયદાતા
શેઠ શ્રી હિરાલાલ મોતીલાલ પરીખ
પેટલાદ



વાણી અર્થ સમાં મ્હારાં
સ્નેહાળાં માત તાતને
ત્હેમનું ત્હેમને અર્પી
રાચું હું ધન્ય જીવને



सर्वार्थसंभवो देहो जनितः पोषितो यतः ।
न तयोर्याति निर्वेशं पित्रोर्मर्त्यः शतायुषा ॥
तत् क्षन्तुमर्हथस्तात मातर्मे बालभाषिणः
अकुर्वतो वां शुश्रूषां क्लिष्टयोर्दुर्हृदा भृशम् ॥



॥ ॐ नमः श्रीकृष्णाय ॥

पेटलादनिवासी परम भगवदीय, गोलोकवासी शेठ–

# श्री मोतीलाल कशनदास परीखनी

## — जीवनधारा —

वाणी रसवती यस्य भार्या पुत्रवती सती।
लक्ष्मीर्दानवती यस्य सफलं तस्य जीवितम् ॥

महागुजरातना सिद्धहस्त लेखक अने विचारक श्री काकासाहेब कालेलकरे जीवननी समस्या उकेलतां बे सुंदर उदाहरण आप्यां छे. जेमके एक बच्चुं जन्मतांनी साथे पोतानी माताने कहे छे के, 'मा, मने कोई एवे स्थळे लई जा, के ज्यां मने कोई मारी न नांखे' ज्यारे बीजुं मृगराजनुं बच्चुं तेम बोलतुं नथी. ते स्वाश्रयी होय छे, जन्म्या पछी तरतज फाळ भरे छे, अने मदोन्मत्त गजराजनी सामे पण थवा हिंमत करे छे. ते स्वरक्षा माटे जराय प्रार्थना करतुं नथी. एटलुं ज नहिं पण जो ते हाथीनी सामे पण जतां डरे तो माता तेने थप्पड लगावी उत्तेजित करे छे.

जीवननी उन्नतिनी आज चावी छे. जीवननां कोई पण— धार्मिक राजद्वारिक सामाजिक अथवा व्यावहारिक-क्षेत्रमां उन्नति साधवानो सत्य नीति अने भक्तिपूर्वकनो स्वाश्रय ए एकज राजमार्ग छे

આવા સત્ય અને નીતિપૂર્ણ વ્યવહારનું ફળ માત્ર એક જ જીવનની સુધારણામાં પર્યાપ્ત નથી. એ ફળ વડનાં ફળ જેવું નીરસ લાગવા છતાં અનેક વડને પ્રચ્છન્ન રૂપે પોતાનામાં ગુપ્ત રાખનારું છે અને તેથી વરેણ્ય છે.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે મહાત્મા કબીરની દાતણની ચીરી આજના કબીરવડનાં સર્જનનું મૂળ છે. પણ એ સાથે એ યાદ રાખવું ઘટે કે બધી ચીરી અથવા બીજ કબીરવડ ઉત્પન્ન કરી શકતાં નથી. એ માટે તો મહાત્મા કબીરની ભક્તિ તપશ્ચર્યા સહિષ્ણુતા અને ઓજસ્ જોઈએ.

સર્વસામાન્ય જીવન અને વિશિષ્ટ જીવનનો આ જ ભેદ છે. યદ્યપિ બધાં જ બીજમાં વૃક્ષ બનવાની તાકાત છે, છતાં બધાં બીજ ઉગતાં નથી. કેટલાંક બીજની ઉગવાની શક્તિ યોગ્ય પોષણને અભાવે લુપ્ત થાય છે; કેટલાંક થોડું ઉગ્યા પછી વૃષ્ટિને અભાવે કરમાઈ જાય છે, કેટલાક ઢોરના ગ્રાસરૂપ બને છે, અને કેટલાંકનો નિષ્ઠુર માનવજાતિ પોતાના સ્વાર્થ ખાતર, તેનો આશ્રય લેવા છતાં, નાશ કરે છે.

આ બધા સર્વતોવ્યાપી વિનાશમાંથી જે વૃક્ષ બચે છે, તે જ ખીલે છે, પણ તેની ખીલવાની શક્તિ પરિમિત હોય છે. બધા વડ કબીરવડ નથી થતા. જેમાં કબીર જેવા મહાત્માનાં ઓજસ્ ભક્તિ અને આશીર્વાદ મૂળરૂપે રહ્યાં હોય, જે તટસ્થ તથા સહિષ્ણુ હોય, તે જ કબીરવડ બને છે.

ગો. શેઠ શ્રી મોતીલાલ કશનદાસ પરીખનું કુટુંબવૃક્ષ પણ લગભગ આવું જ છે. હરિકૃપા અને સ્વાશ્રય એનાં મૂળ છે. સત્ત્વગુણપ્રધાન એની શાખાઓ છે. ભક્તિ એનો રસ છે, અને પરસ્પરના સંપથી ગઠાયેલી એની વાહિની છે.

પટલાદ નિવાસી ગો. શેઠ શ્રી મોતીલાલનો જન્મ, સંવત ૧૯૩૫ ના આસો સુદ બીજને દિવસે, વીશાલાડ. વણિક જ્ઞાતિમાં થયો હતો. એમના પિતાનું નામ **કશનદાસ** અને માતાનું નામ **સૌ રૂક્ષ્મણી-બહેન** હતું. ગુજરાતી તથા અંગ્રેજી સાધારણ કેળવણી લઇ તેઓ તેમના પિતાશ્રીની શરાફી પેઢીમાં જોડાયા અને વ્યાપારી નિપુણતા મેળવી.

સંવત્ ૧૯૬૨ માં પોતાના જ કુટુંબીઓની સાથે '**શ્રી સયાજી ડાય વર્ક્સ**' નામનું એક સુતર રંગવાનું કારખાનું કાઢયુ, એ દિવસથી આ કુટુંબની ચઢતી થવા લાગી. આ કારખાનાંએ હિન્દભરમાં વ્યાપારી આલમમાં સારી ખ્યાતિ મેળવી, એ ગો. શેઠ મોતીલાલની વ્યાપારી કુનેહનું પ્રથમ ફળ.

રંગશાળાની સફળતાથી ઉત્તેજિત થઇ તેઓએ ઉપરોક્ત ભાગીદારો સાથે સને ૧૯૧૯ માં '**શ્રી પેટલાદ બુલાખીદાસ મીલ્સ કં. લી.**' નામની એક સુતરકાંતવાની મીલ સ્થાપી. અને વ્યાપારી કુશળતાથી એને સારા પાયા ઉપર આણી.

નનુ પૂર્વફલા વિભૂતય ન્યાયે એઓ વધુ ઉત્સાહિત બન્યા અને અમદાવાદવાળા શેઠ શ્રી **ભગુભાઇ ચુનીલાલના** પુત્રોની ભાગીદારીમાં, મુબઇમાં '**ધી લક્ષ્મી સીલ્ક મીલ્સ**'ની સ્થાપના કરી. આ મીલે પણ સારી ખ્યાતિ પ્રાપ્ત કરી છે.

વ્યાપારનિપુણ શેઠ મોતીલાલ પેટલાદમાં આવેલાં ઉપર જણાવેલાં બન્ને કારખાનાના તથા **ધી ટર્કી રેડ ડાય વર્ક્સ કં. લી.** ના ડાયરેકટર હતા, ધી ફેડરેશન ઑફ બરોડા સ્ટેટ્સ મીલ્સ એન્ડ ઈન્ડસ્ટ્રીઝના તેઓ ભૂતપૂર્વ પ્રમુખ હતા. એ તેમની કાર્યદક્ષતાની સાક્ષી પૂરે છે.

શેઠ, મોતીલાલનું આભ્યંતર જીવન પણ સૌરભમય હતું. તેઓ સરલ, નિરભિમાની, અને સર્વ પ્રત્યે સ્નેહાળ હતા, બાલ્યાવસ્થાથી

જ તેઓ ઉપર સ્વમાર્ગ–શ્રી પુષ્ટિમાર્ગ–ના ચુસ્ત સંસ્કાર પડયા હતા અને તેથી તેમની ધર્મભાવના પ્રબળ હતી, છઠ્ઠાં ગુરુગૃહ-(સુરત) **શ્રી બાલકૃષ્ણલાલજી તથા પૂ.આચાર્યચરણ શ્રી. વ્રજરત્નલાલજી** મહારાજના તેઓ અનન્ય સેવક હતા, અને કૃપાપાત્ર બન્યા હતા. જીવન વ્યવહારનો સમય બાદ કરતાં બાકીનો સમય પ્રભુસેવામાં, શ્રવણ કીર્તનાદિમાં અને એકાન્તમાં પ્રભુચિન્તનમાં ગાળતા. ગુરૂદેવના અનુગ્રહ અને અનુરોધથી તેમણે શ્રીઅષ્ટાક્ષર મંત્રનું ૬ લાખ જેટલી સંખ્યાનું અનુષ્ઠાન કર્યું હતું. વારંવાર શ્રીમદ્દભાગવતાદિ ગ્રન્થોનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરતા. સ્વભાવે શાન્ત સરલ ઉદાર અને આતિથ્ય ભાવનાવાળા હોવાથી આદર્શ ગૃહસ્થ તરીકે એમની ખ્યાતિ હતી. એમનાં સંતાનો શેઠ શ્રીહિરાલાલ, શ્રી.હરિદાસ તથા શ્રી.દેવીદાસ, સૌ. હંસાબ્હેન વગેરેના સુસંબદ્ધ પ્રેમાળ અને ભક્તિમય કુટુંબની સ્ફટિક માલાના એ મેરૂ હતા,

પણ આ માળાનું એક વધારે મહત્ત્વનું અંગ વિસરવું ન જોઈએ. જેમ દરેક મણકામાં અને મેરૂમાં પણ પરોવાયલી દોરી જાતે ગુપ્ત રહીને બધાને ટકાવી રાખે છે, સંઘટિત અને સુશોભિત રાખે છે, તેમ શેઠશ્રી હિરાલાલનાં માતુશ્રી **ગં. સ્વ. મોતીબેન** આ કુટુંબમાળાનાં સૂત્રરૂપે છે. તેઓ પૂર્ણ ભક્તિમાન્, સેવાભાવી અને વત્સલ છે. અને આજની એ કુટુંબની અભ્યુન્નતિ ઘણે અંશે એ **આદર્શ ગૃહિણી અને માતાને** લીધે છે, એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી.

દાન હિ ધનભૂષણમ્ ન્યાયે શેઠશ્રી મોતીલાલના કુટુંબની દાન-પ્રવૃત્તિ પણ વિકસિત છે.

સંવત્ ૧૯૧૭ માં શ્રી સયાજી ડાય વકર્સ તરફથી રૂા. પચાસ હજારની દેણગી અપાઈ તેમાંથી પેટલાદમાં **શેઠ મોતીલાલ જમનાદાસ**

પ્રસૂતિગૃહની સ્થાપના થઈ. પેટલાદની તેમજ આજુબાજુની જનતા આજે તેનો સારો લાભ લે છે. શ્રીનાથદ્વારામાં પોતાના પિતાશ્રીનાં સ્મરણાર્થે શેઠ મોતીલાલે કેવળ સાધુસંતો માટે એક ધર્મશાળા બંધાવી છે. જેમાં શક્તિ અને સમયાનુસાર સદાવ્રતની યોજના કરવામાં આવી છે પેટલાદની પાંજરાપોળમાં ગાયો માટે એક બ્લોક અને વડોદરાની ક્ષયની હોસ્પીટલમાં બે બ્લોક બનાવવામાં આવ્યા છે.

રાજકીય સંસ્કૃત પાઠશાળા તેમજ અન્ય સ્થળે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ, જૂદી જૂદી ધાર્મિક સંસ્થાઓને આર્થિક મદદ વગેરે ધર્મકાર્યો તેમણે રસપૂર્વક કર્યાં હતાં જ્ઞાતિજનો પ્રત્યે તેમનો ભાવ અને અભિમાન અનન્ય હતાં. પોતે સ્વર્ગવાસી થયા તે અગાઉ બેએક વર્ષ ઉપર ધર્મ તથા સેવાના સ્તુત્ય ઉદ્દેશથી રૂ. એક લાખનો ધર્મનિધિ અલગ કાઢયો હતો. તેઓશ્રીના સુપુત્રોએ પોતાના ગોલોકવાસી પિતાશ્રીની સદ્વૃત્તિઓમાંથી પ્રેરણા મેળવી તે નિધિ (ફંડ) વધારી રૂ. બે લાખનો કરેલો છે. અને તેઓશ્રીના ધ્યેય અને ભાવનાનુસાર તેનો ઉપયોગ કર્યે જાય છે એ પ્રશસનીય તેમજ અનુકરણીય છે. જીવનનાં છેલ્લાં પાંચ વર્ષ પ્રકૃતિ નરમ રહેવાથી તેમણે પ્રભુસ્મરણપૂર્વક નિવૃત્તજીવન ગાળ્યું હતું.

ઈ. સ. ૧૯૪૫ માં પવિત્ર પુરુષોત્તમ માસ નિમિત્તે તેઓ શ્રીકૃષ્ણપદાંકિત પવિત્ર વ્રજભૂમિની કુટુંબ સાથે યાત્રાએ ગયા. શ્રી. ગોકુલમાં તેમણે પેટલાદની શુદ્ધાદ્વૈત પાઠશાળાના અધ્યાપક વે. શા. સં. શાસ્ત્રી જ્યેષ્ઠારામ દ્વારા શ્રીમદ્‌ભાગવતનું એકચિત્તે શ્રવણ કર્યું. સમાપ્તિને બીજેજ દિવસે શ્રી. દાઉજીનાં દર્શન કરી પાછા ફરતાં એકાએક હૃદય બંધ પડી જતાં પ્રભુસ્મરણપૂર્વક પવિત્ર વ્રજ ભૂમિમાં તેમનો દેહોત્સર્ગ થયો.

દેહની બે ગતિ છે, જીવન અને મરણ. આ બન્ને કેવાં હોવાં જોઈએ એ મહર્ષિ વ્યાસે શ્રી. મહાભારતમાં જણાવ્યું છે, अनायासेन मरणम्, विना दैन्येन जीवनम् । દૈન્યહીન જીવન એ માનવજીવનનો ઉત્તમ લાભ છે. પણ, તેથીય વધુ લાભ તો અપ્રયાસ મરણ પ્રાપ્ત કરવામાં છે. એમની રાજર્ષિ પરીક્ષિતની જેમ સપ્તાહ શ્રવણ પછી તરત વ્રજભૂમિમાં દેહગતિ થઈ, એ अन्तकाले च मामेव स्मरन् मुक्त्वा कलेवरम् । य प्रयाति त्यजन् देह स याति परमा गतिम् ॥ એ ભગવદ્-વચનાનુસાર એમની "ભગવત્પ્રાપ્તિ"નો સંકેત છે

પરમકૃપાળુ ભગવાન્ નન્દનન્દન એમના આત્માને શ્રીચરણમાં સદાવ સ્થાન આપો, અને એમના સમગ્ર કુટુંબને સુસમૃદ્ધ અને પલ્લવિત રાખો એ શ્રીચરણમાં પ્રાર્થના.

રમણલાલ શાસ્ત્રી
સાહિત્યતીર્થ-વિદ્યારત્ન.

# ભૂમિકા

—o—

અનુજ્ઞ મિત્ર વે. શા. સ. શાસ્ત્રીજી રમણલાલ કૃષ્ણરામનો શ્રીમદ્‌ભાગવતનો આમૂલચૂડ અભ્યાસ માન ઉપજાવે એવો છે એમણે ભાગવતતત્ત્વચિંતામણિ, પંચગીત–રાસતત્ત્વ, ભાગવતી ગીતા અને નામચંદ્રિકા આ ચાર ગ્રંથ આપી શ્રીમદ્‌ભાગવત ઉપરનું એમનું પ્રભુત્વ, એમનો સમાદર, વિષયોના પકડતી એમની ઝીણવટ વ્યક્ત કરી આપ્યાં છે વિદ્યાવતાં ભાગવતે પરીક્ષા—મને કહેતાં આનંદ થાય છે કે એ કસોટીમાંથી એઓ સફળ રીતે પસાર થઈ ચૂક્યા છે નામચંદ્રિકા તો એક વિશિષ્ટ પ્રકાર કહી શકાય શ્રીમહાપ્રભુ શ્રીમદ્‌-વલ્લભાચાર્યજીએ શ્રીપુરુષોત્તમનામસહસ્ર લખી શ્રીમદ્‌ભાગવતની સમગ્ર લીલાઓને ભગવાન શ્રીકૃષ્ણના નામોમાં સાર્થક કરી આપી સમગ્ર શ્રીમદ્‌ભાગવતનો સાર મૂર્ત કરી આપ્યો—લગભગ એ જ પ્રકારે શાસ્ત્રીજી રમણલાલે 'નામચંદ્રિકા'માં શ્રીમદ્‌ભાગવતમાંથી વીણી વીણી ભગવાનનાં નામ તારવી આપી શ્રીમદ્‌ભાગવતમાં મૂર્ત થતું ભગવાનનું સ્વરૂપ સમઝવામાં સાહાય્ય કરી આપ્યું છે "ભાગવત-રત્ન-મંજૂષા" એ એમનો શ્રીમદ્‌ભાગવત ઉપરનો પાંચમો પ્રયત્ન છે. શ્રીમદ્‌ભાગવતમાં અત્રતત્ર છૂટાછવાયા પડેલા વિષયોને તેને વિષયવાર તારવી કાઢી ભાગવતકારના હૃદયમાં તે તે વિષય કયા સ્વરૂપમાં સ્ફુટ હતા એ આપવાનો શાસ્ત્રીજીનો આ પ્રયત્ન ભાગવતકારના ગૌરવનો જેટલો ખ્યાલ આપે છે, તેટલો જ ભગવચ્છાસ્ત્ર તરીકે શ્રીમદ્‌ભાગ-વતનું ભારતીય સત્સાહિત્યમાં કેવું ઉજ્જવલ અને અપ્રતિમ સ્થાન છે એનો પણ ખ્યાલ આપે છે

એમણે શરૂમાં જુદાં જુદાં પ્રકરણ પાડી છૂટાછવાયા શ્લોકોની વિષયવાર તારવણી કરી મને બતાવી ત્યારે મને શ્રીમદ્‌ભાગવતની એમના હૃદયમાં જે ઉપસ્થિતિ જોવા મળી તેણે મારું હૃદય ખરેખર

જીતી લીધું. જીવ, જગત, પરમાત્મા, જગતનું સ્વરૂપ, સંસાર, આ વેદાંતનો વિષય, અને યોગ, જ્ઞાન, કર્મ, ભક્તિ વગેરે પ્રભુને પ્રાપ્ત કરવાનાં સાધનોનો વિષય—શ્રીમદ્ભાગવતકારને મને જે રીતે સ્ફુટ થાય છે—છૂટાછવાયાં સૂચનોને કારણે કેટલેક સ્થળે જે કાંઈ અસ્ફુટતા રહે છે તે એકજ સ્થળે મુકાવાથી કેવી રીતે દૂર થાય છે એ જાણવાનું આ જાતના પ્રયત્નથી સફળ બનશે એવું એમની તારવણીથી મને જણાયું. મારી બુદ્ધિ પ્રમાણે મેં પ્રકરણોના આયોજનના વિષયમાં જે કાંઇ પણ સૂચનાઓ કરી તેને એમણે એક વિદ્વાનને છાજે તેવી રીતે વિનાસંકોચ સમાયત્ત કરી પ્રકરણોની વિભાજના કરી—એને આપની સમક્ષ "શ્રીમદ્ભાગવત જ્ઞાન અને ભક્તિના એક સમર્થ શાસ્ત્ર" તરીકે શાસ્ત્રીજીએ રજૂ કરી આપ્યું. "ભાગવતીગીતા" એ આવોજ સબળ પ્રયત્ન હતો, પરંતુ એમાં શ્રીમદ્ભગવદ્ગીતાના વિષય શ્રીમદ્ભાગવતમાં જે કાંઇ છૂટાછવાયા પડ્યા છે તેને તે તે સ્થળે એકત્રિત કરવાનો હતો—અને તેથી એમાં શ્રીમદ્ભગવદ્ગીતા તરફ આપણી દૃષ્ટિ રહેતી હતી. આ "ભાગવત રત્નમંજૂષા" તો તદ્દન સ્વતંત્ર રીતેજ મૂર્ત થાય છે અને તેથી એમાં એક શાસ્ત્ર તરીકેનું ગૌરવ જે કાંઇ છે તે સાર્થ થાય છે—એ શાસ્ત્રીજીના આયોજનની વિશિષ્ટતા છે. માનવના ઉદ્ધારને માટે સચ્છાસ્ત્રોએ બનાવેલાં સાધન શ્રીમદ્ભાગવતકાર અત્રતત્ર નિરૂપે છે. કર્મ જ્ઞાન ઉપાસના અને ભક્તિ એ સર્વશ્રેષ્ઠ ગણાતાં ચારે સાધન, શ્રીમદ્ભાગવતકાર નિરૂપે છે અને દશમસ્કંધમાં નિઃસાધન નિર્ગુણ ભક્તિની સર્વશ્રેષ્ઠતા મૂર્ત કરે છે—આ વસ્તુઓ યથાક્રમે રજૂ કરવામાં શાસ્ત્રીજીએ ભગવચ્છાસ્ત્રોના પોતાના અભ્યાસનું ફળ આપણી સમક્ષ મૂક્યું છે.

સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મનો અટપટો વિષય ભલભલા વેદાન્તીઓને મૂંઝવે એવો છે. શ્રીશંકરાચાર્યજી જેને નિર્ગુણ બ્રહ્મ કહે છે તે જુદી જ વસ્તુ છે, શ્રીમદ્વલ્લભાચાર્યજી નિર્ગુણ બ્રહ્મ કહે છે તે જુદી જ વસ્તુ છે. શ્રીમદ્વલ્લભાચાર્યજીનું નિર્ગુણ બ્રહ્મ તે

શ્રીશંકરાચાર્યજીનું સગુણ બ્રહ્મ કહી શકાય. શ્રીશંકરાચાર્યજીના નિર્ગુણ બ્રહ્મનું શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના સિદ્ધાંતમાં સ્થાન જ નથી. શ્રીમદ્‌વલ્લભાચાર્યજીનું સગુણ બ્રહ્મ તો અક્ષર બ્રહ્મ છે અને એ એક કોટિ ઊતરતા પ્રકારનું છે. શ્રીમદ્‌ભાગવતકારના શબ્દોમાં આ ઉભય પ્રકારનાં બ્રહ્મનું જે સ્વરૂપ છે તે વિશે વ્યવસ્થિત રીતે જાણવાનું શાસ્ત્રીજીએ આ ગ્રંથના પહેલાં પ્રકરણમાં સરળ કરી આપ્યું છે. અને એ રીતે ભાગવતમાર્ગમાં જે રીતે વેદાંત સિદ્ધાંત રજૂ થતો હતો એ જાણવાની સરળતા કરી આપી છે. જ્ઞાન અને ભક્તિના માર્ગોમાં ભાગવતકારનો ભક્તિ તરફનો ઝોક શ્રીમદ્‌ભાગવતકારને અભીષ્ટ છે તે ૬ઠ્ઠાં પ્રકરણમાં સ્પષ્ટ થઈ જાય છે.

શાસ્ત્રીજીએ દરેક પ્રકરણના આરંભમાં આપેલી તે તે વિષયની સમીક્ષા ભાગવતીય સિદ્ધાંતોને સમઝવા પરમ ઉપકારક છે. તેથી જ વિસંગત લાગતા શ્લોકોની પરસ્પરની યથાસ્થાન સંગતિ સરળ બને છે.

શ્રીમદ્‌ભાગવત એ અન્ય પુરાણોની માફક માત્ર એક સામાન્ય પુરાણ નથી, પણ ભગવચ્છાસ્ત્ર છે. એ એનાં સ્વાભાવિક સ્વરૂપમાં, શ્રીમદ્‌ભાગવતના શબ્દોમાં આપવાનો શાસ્ત્રીજીનો આ પ્રયત્ન શ્રીમદ્‌ભાગવતપ્રેમીઓને શ્રીમદ્‌ભાગવતનું તટસ્થ હાર્દ સમઝવામાં સહાયક થશે જ એવી મને ખાતરી છે—પ્રતીતિ પણ છે. એનાથી વિભિન્ન વિષયોનું તુલનાત્મક જ્ઞાન મેળવવામાં પણ સુવિધા થશે. એમનો આ પ્રયત્ન અનેકને પ્રેરણાદાયક થાઓ એવી ભાવના સાથે, આ એમના પ્રયત્ન માટે અભિનંદન આપું છું, અને મને આ પ્રયત્ન વિષેનો મારો અભિપ્રાય વ્યક્ત કરવાની સગવડ આપી એ બદલ આભાર વ્યક્ત કરું છું.

તા. ૩-૧૧-'૫૨ — દે. કા. શાસ્ત્રી.

વડોદરાવાળા સુપ્રસિદ્ધ શ્રીમદ્‌ભાગવતના અભ્યાસી પં. શ્રી
નરહરિલાલ શાસ્ત્રી અકોલકર બી એ. નો

## — અભિપ્રાય —

### શ્રીહરિઃ

આપે મોકલેલ ગ્રંથ સમગ્ર અવલોકન કરવાથી પરમાનંદ થયો. ચારસો વર્ષો પહેલાં શ્રીવિષ્ણુસ્વામી નામના મહાપુરુષે શ્રીભાગવતપીયૂષસમુદ્રમાંથી સહસ્ર શ્લોકો–આવા જ અમૂલ્ય રત્નો જેવા ઉદ્‌ધૃત કરી રત્નમંજૂષા બનાવેલી. શ્રીનાભાજીએ શ્રીભક્તમાલ ગ્રંથમાં આ સન્તશિરોમણિનો ઉલ્લેખ કરી એમની આ કૃતિને ધન્યવાદ આપેલો. ત્યારબાદ ચાર સદી પછી આજ આ મંજૂષા પ્રગટ થાય છે જે હાલના વિજ્ઞાનયુગમાં ખરેખર અપૂર્વ છે. ગ્રંથકર્તાએ ખૂબ જ આ અમૃતસાગરમાં અવગાહન કરી સર્વ પ્રકારનાં રત્નો સમાજને અર્પણ કર્યાં છે ગ્રંથ સમગ્ર જોયા પછી મારી ખાત્રી થઈ છે, કે મહત્વનો કે અતિ મુદ્દાનો એક પણ શ્લોક ગ્રંથકારની નજર બહાર ગયો નથી. પ્રકરણો પાડી શ્લોકોનું જે વર્ગીકરણ કરવામાં આવ્યું છે, તે ગ્રંથકારની અપૂર્વ બુદ્ધિમત્તાનું પ્રદર્શન કરાવે છે.

श्रीकृष्णमंदिर,
ज्युबिली बाग
बडोदरा.

नरहरिलाल शास्त्री, अकोलकर बी. ए.

## પ. પૂ. બ્રહ્મનિષ્ઠ શ્રી. શંકરમહારાજ ઉનાવાવાળાનો

# આશીર્વાદ

ભારતીય તત્ત્વજ્ઞાન એની અજોડ સર્વવ્યાપકતા અને અભેદત્વના પ્રભાવે દુનિયાના સર્વ દેશોમાં પરમ આદરણીય મનાયું છે. વસ્તુતઃ એની પારમાર્થિક તુલના કોઈથી પણ થઈ શકે તેમ નથી. પાષાણહૃદયી માનવી જો એકજ વાર ભૂલેચૂકે પણ એમાં ડોકિયું કરે તો એના ભીતરના પડદા સહેજે ખૂલી જાય છે અને સનાતન સત્ય પ્રતિ પ્રેમ જાગે છે. આ જ્ઞાન કેવળ ઉપનિષદોમાં જ ભરેલું છે, પુરાણોમાં નથી એમ કેટલાકનું મંતવ્ય છે પણ તેમ નથી. જે તત્ત્વ નિરૂપણ ઉપનિષદોમાં છે તે જ પુરાણોમાં પણ છે. સમજનાર અને સમજાવનાર ઉભયની સમજશક્તિ આ બાબતમાં ખાસ હેતુભૂત છે. પુરાણોમાં શ્રીમદ્‌ભાગવત સૌથી અગ્રસ્થાને છે; કારણ કે એમાં કર્મીઓ, ભક્તો અને તત્ત્વજ્ઞાનીઓ માટે પૂરતી સામગ્રી ભરી છે. આ કારણે જ આજના કપરા યુગમાં પણ પરમ પવિત્ર ગ્રંથ તરીકે પૂજાઈ રહ્યું છે.

પૂર્વ પુણ્ય સંસ્કારવશાત્ શ્રીયુત રમણભાઈ શાસ્ત્રીનો જ્યારથી સમાગમ થયો છે ત્યારથી હું પોતે ઉપનિષદાદિ ગ્રંથોનો ઊંડો અભ્યાસી છતાં ભાગવત વિષે પ્રીતિ ધરાવતો થયો છું. એમના રચેલા ભાગવતી ગીતા આદિ ગ્રંથો મેં ખૂબ વાંચ્યા અને વિચાર્યા. ધર્મપ્રેમી જનતાના પરમ કલ્યાણાર્થે એમનો આ પ્રયાસ સ્તુત્ય અને આવકારવા યોગ્ય છે, આ ભાગવત રત્નમંજૂષા પણ એમની ભાગવત પ્રતિ રહેલી અદ્વિતીય મમતાનો એક સચોટ પુરાવો છે. ગ્રંથમાં સમગ્ર ભાગવતમાંથી તારવી કાઢેલું સનાતન સત્ય એવી સરસ રીતે સંગૃહીત કર્યું છે કે ભાગવત-રસિકો અલ્પ શ્રમે બહુ લાભ મેળવી શકે. એમનો અતિ માયાળુ સ્વભાવ, સ્નેહભીની ભાવના અને વાણીમાધુર્ય ગમે તેવા અસંસ્કારી જીવને પણ એમના તરફ આકર્ષી લે તેવાં છે. અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે એમનો

આ સ્તુત્ય પ્રયાસ પરમાદર પામે અને આવાં સુંદર ગ્રંથરત્નો સાહિત્યપ્રેમી જનતાને તેઓ આપતા રહે ઇતિ શિવમ્.

શ્રી શંકરાશ્રમ : વલ્લભપુલ પાસે
અમદાવાદ—૭

**શ્રી શંકરમહારાજ**
ઊનાવાવાળા

---

શ્રીહરિ ।

**નડિયાદનિવાસી ભાગવતના પ્રસિદ્ધ વકતા**
**વે શા. સં. શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીનો**

## — અભિપ્રાય —

દિવ્ય જીવન એ શ્રીમદ્ ભાગવતનો સંદેશ છે. સેવા ને સમર્પણથી જીવનની દિવ્યતા સિદ્ધ થાય. સિદ્ધિનાં અગભૂત ઉપકરણો, આરોગ્ય-આયુષ્ય-ઐશ્વર્ય છે. એ ત્રિપુટીનો સુભગ સુમેળ શક્ય નથી, વિરલ છે. મહર્ષિ દ્વૈપાયને તે શકયતા સમાધિભાષામાં મૂકી માનવસમાજને આધિમાથી વિમુક્ત કર્યો ને ઉપરોક્ત ત્રિપુટીનું આયોજન શીખવ્યુ.

આ વિશાળ મહાર્ણવનાં અણમૂલાં રત્નો માનવમેધાગમ્ય નથી જ. સંયોગ, સમય, વ્યવસાય ને વ્યવહારથી બાધિત ભાગ્યે જ આ મૂનન્ત વોને સ્પર્શી શકે, ત્યાં શ્રી શાસ્ત્રીજી રમણલાલ કૃષ્ણરામે આ શ્રી ભાગવત રત્નમંજૂષા દ્વારા જનતાને સારો ફાળો આપ્યો છે. તલસ્પર્શીય દષ્ટિનું તેઓનું અવલોકન ને સંકલન, અવશ્ય સહૃદય-હૃદયાનંદી થશે જ. આ સિવાય પણ શાસ્ત્રીજીના ભાગવતને સ્પર્શતા ગ્રન્થો અવલોકનીય છે. મધુકરવૃત્તિનો પરિચય આપતા મારા મિત્ર રમણલાલ શાસ્ત્રીજીની હસ્તલાઘવતાં માત્ર ઇશ્વરાનુગ્રહ અને તદનુકૂલ પુરૂષાર્થનું જ ફળ છે.

ખજૂરી પોળ,
નડિયાદ
તા. ૧-૧૨-૫૨

**કૃષ્ણશંકર શાસ્ત્રી**

# નિવેદન

ॐ श्रीकृष्णाय नमः

જેમ ભગવાન શ્રીકૃષ્ણ અલૌકિક છે, તેમ એમનો માર્ગ અને તેમાં વિહાર કરનાર અનુગ્રહભાજન ભક્તો પણ અલૌકિક છે. વૈશ્વાનરાવતાર, ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના મુખારવિંદસ્વરૂપ પ્રાતઃ સ્મરણીય આચાર્યશ્રી મહાપ્રભુજીએ નિજજનો ઉપર અનુગ્રહ કરી બ્રહ્મસંબંધ કરાવી પુષ્ટિસંપ્રદાય પ્રવર્તાવી પ્રભુચરણસેવાધર્મના અલૌકિક દાન દીધાં છે, તેમના વંશજોએ પણ એ આચાર્યશ્રેણિ અવિચ્છિન્ન રાખી નિજ ભક્તોને શરણમાં લઈ આ અલૌકિક માર્ગમાં વાળ્યા છે.

શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ, અને તેમના દ્વિતીય કુમાર પ્રાતઃસ્મરણીય શ્રી વિઠ્ઠલનાથજી (શ્રી ગુસાંઈજી) તેમજ તેમના વંશના અન્ય ગોસ્વામી બાલકોએ આ માર્ગ ઉપર સંસ્કૃતમાં આજ સુધીમાં આશરે સાતસો જેટલા ગ્રંથો લખ્યા છે. અષ્ટછાપ કવિઓએ સંપ્રદાયની ઉચ્ચતમ સેવા કરી વ્રજભાષાને સમૃદ્ધ બનાવી છે.

ઐતિહાસિક દૃષ્ટિએ તપાસતાં જણાય છે કે આજથી લગભગ ૫૦૦ વર્ષ પૂર્વેનો કાળ 'ભક્તિકાળ' ગણાય છે. જે વખતે સારાય ભારતવર્ષમાં મુસ્લિમ રાજ્યનું પ્રબળ જોર હતું. હિંદુ રાજાઓ વિલાસી, સુષુપ્ત તથા નિર્બળ હતા. ધાર્મિક જનતા ત્રાસી ગઈ હતી, અને વામમાર્ગી તથા પાખંડીઓનું પ્રાબલ્ય હતું. તે વખતે ઉત્તરમાં સંત તુલસીદાસજી, પૂર્વમાં ચૈતન્યદેવ, મધ્ય ભારતમાં ભક્ત શિરોમણિ મીરાંબાઈ અને ગુજરાતમાં પરમ ભક્તરાજ નરસિંહ મહેતા થયા.

આ દરેકે તેમની અનોખી રીતે, અત્યાર સુધી ચાલી આવેલા સનાતન ધર્મને જનસમુદાયની રુચિ અનુસાર ઓપ આપી જનતાને

ધર્મનો રસ્તો વિચરવા પ્રેરણા આપી. આ બધાજ ભક્તોનો એકજ સૂર–નિર્વ્યાજ પ્રભુભક્તિ–હતો.

આવા કટોકટીના સમયે શ્રી ચંપારણ્યમાં શ્રીવૈશ્વાનરાવતાર શ્રી મહાપ્રભુજીનું પ્રાગટ્ય થયું. તેઓશ્રીએ 'ભક્તિ અને આત્મનિવેદન' અર્થાત્ "સેવા અને સમર્પણ" એ મનુષ્યે જીવનના નિર્માણ અને નિર્વાણનું રહસ્ય હોવા ઉપરાંત પ્રભુ પ્રાપ્તિનો સરળ માર્ગ છે, એ જનસમુદાયને સમજાવવા ત્રણ ત્રણ વખત ભારતવર્ષની પગપાળા યાત્રા કરી, અને તેઓશ્રીના અગાધ જ્ઞાન અને બુદ્ધિપૂર્વકની સમજાવટથી દક્ષિણમાં શ્રીકૃષ્ણદેવ રાજાની વિજયનગરની રાજસભામાં અનેક ધર્માચાર્યો તથા પંડિતોને પરાસ્ત કરી પુષ્ટિ સંપ્રદાયની પતાકા ફરકાવી. રાજાએ તેમનો કનકાભિષેક કરી બહુ માન આપી સત્કાર કર્યો. તેઓશ્રીના દ્વિતીય કુમાર શ્રી ગુસાંઈજીએ પણ પોતાના પિતાશ્રીના પગલે ચાલી તેઓશ્રીએ પ્રવર્તાવેલ સંપ્રદાયને આવા કપરા સમયમાં સુદૃઢ અને વ્યવસ્થિત કરવા ભગીરથ પ્રયત્ન કર્યો અને તેમાં તેઓશ્રીને મહાન સિદ્ધિ મળી.

તેઓશ્રીએ વાવેલાં એ સંસ્કાર બીજથી સાહિત્ય, સંગીત અને કલા પોષાયાં. તદુપરાંત असमर्पितवस्तूनां तस्माद् वर्जनमाचरेत्–એટલે પોતાનું સર્વ જે કંઈ હોય, ખાવા પીવા પહેરવાની દરેક ચીજ પ્રભુ ચરણમાં સમર્પી તેને દાસ ભાવે–પ્રસાદી રૂપે—ગ્રહણ કરવી, આવો આદર્શ અને ભાવના જનતા સમક્ષ મૂકી. આથી મનુષ્ય-જીવનની નિઃસાધનતા અને સાર્થકતા સધાવા લાગી.

रसो वै सः। વૈષ્ણવ માર્ગ એ રસ માર્ગ છે. પ્રેમનો પારાવાર સમુદ્ર છે. એથી અષ્ટછાપના મહા કવિઓ તેમજ અન્ય વૈષ્ણવ મહા કવિઓએ સમા સમાના કીર્તન, ભજન અને પદોને અનેક વિધ રાગરાગણીમાં ગૂંથ્યાં. ઋતુ અનુસાર વસ્ત્રાભૂષણની સેવા, સાંઝી (રંગોળીની) સેવા અને ફૂલમંડળીના મનોરથોએ લલિતકળાને ઉત્તેજન

આપ્યું. પ્રભુને આરોગાવવા માટે થતા અન્નકૂટો અને છપ્પન ભોગના મનોરથો (જેનું રહસ્ય અતિ ગૂઢ અને અલૌકિક છે) એ પાકશાસ્ત્રની કળાને ખીલવી.

આ ઉપરાંત વૈષ્ણવી સાહિત્ય ઘણું ફુલ્યુ ફાલ્યું છે. તેના આધાર સ્થાનો શ્રી આચાર્યજી મહાપ્રભુજી અને તેમના વંશજો છે. શ્રી મહાપ્રભુજી અને તેમના વંશજોએ ભક્તિસાહિત્યની ભાગીરથી વહેવડાવી છે, એવું કહીએ તો તેમાં જરાય અતિશયોક્તિ નથી. શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ દૈવી જીવોને ચોરાશી લક્ષ યોનિમાંથી મુક્ત કરવા બૃહદ્ ભાષ્ય, અણુભાષ્ય, શ્રીમદ્ ભાગવત ઉપર શ્રી સુબોધિનીજી, તત્વદીપ નિબંધ વિગેરે ચોર્યાસી ગ્રંથો સંસ્કૃત સાહિત્યમાં અર્પ્યા છે તથા શ્રીવિઠ્ઠલનાથજી (શ્રી ગુસાંઈજી)એ વિદ્વન્મણ્ડન વિગેરે ગ્રંથો તથા ટીકા-ટીપણી પ્રભૃતિ સાહિત્યં રચ્યું છે, શ્રી ગોકુલનાથજીએ પણ અનેક સંસ્કૃત ગ્રથો તથા ભક્તમાળા વિગેરેની રચના કરી આક્ષેપ કર્તાઓને પરાસ્ત કર્યા છે. શ્રી પુરૂષોત્તમજીએ તો અનેક વાદ ગ્રંથોની રચના કરી છે, અને શ્રીમહાપ્રભુજીના ઘણા ગ્રંથો ઉપર ટીકા ટીપણ લખ્યાં છે. શ્રીહરરાયજીએ પણ ભાવાત્મક સાહિત્યદ્વારા સંપ્રદાયને સુસમૃદ્ધ બનાવ્યો છે. કાશીવાળા શ્રી ગિરિધરલાલમહારાજે શ્રીમદ્ ભાગવત ઉપર શ્રી બાલપ્રબોધિની ટીકા તથા શ્રી શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ વગેરે ગ્રથો રચ્યા છે. શ્રી કલ્યાણરાયજી વગેરે પૂજ્ય આચાર્ય વંશજોએ સંસ્કૃતમાં અનેક ગ્રન્થોની રચના કરીને તથા અષ્ટ સખા પ્રભૃતિ મહાનુભાવોએ પણ વ્રજ સાહિત્યની રચના કરીને સંપ્રદાયના અનુયાયીઓ ઉપર મહાન ઉપકાર કર્યો છે.

આ સાહિત્ય ઉપરાંત ચોર્યાશી વૈષ્ણવોની અને બસો બાવન વૈષ્ણવની વાર્તાઓ, નિજ વાર્તા ઘરૂ વાર્તા જેવાં વાર્તા સાહિત્ય ઉપરાંત અપાર તત્વજ્ઞાન આ માર્ગના સાહિત્યમાં ખીલેલું પડ્યું છે.

તેમાંય શ્રીમદ્ ભાગવતને તો અપૂર્વ વેગ મળ્યો છે. શ્રી મહાપ્રભુજીએ એને 'સમાધિ ભાષા'નું બીરૂદ આપ્યું એટલુંજ નહિ પણ પ્રસ્થાનત્રયીને બદલે ભાગવત સાથે પ્રસ્થાનચતુષ્ટયીને પ્રમાણભૂત બનાવી.

શ્રીમદ્ ભાગવત વિષે વૈષ્ણવ જનતા આગળ તેના ગુણાનુવાદ ગાવા એ સૂર્યને દીપક બતાવવા સમાન છે. એ સ્વયં ભગવદ્રૂપ હોવાથી ગુણસાગર છે.

મારા વિદ્વાન મિત્ર શાસ્ત્રીજી રમણલાલ પાસેથી તેમનું સપ્તાહ પ્રવચન સાંભળ્યા બાદ તેમના ત્રણ ગ્રંથો મારા જોવામાં આવ્યા, તેમાં 'ભાગવતીગીતા' માટે મને વિશિષ્ટ આદર થયો.

ત્યારબાદ બે વર્ષ પહેલાં તેમણે આ 'સુભાષિત રત્નમંજૂષા'ની હસ્તલિખિત પ્રત મને બતાવી. હું તે સાદ્યંત જોઈ ગયો, અને આ ગ્રંથ મારા પૂજ્ય પિતાશ્રીની પુણ્યસ્મૃતિમાં છપાય તો વૈષ્ણવ જનતા, ધર્માચાર્યો, ઉપદેશકો વિગેરેને ઉપકારક થાય એમ લાગ્યું. કોઈ પણ વિષય ઉપર શ્રીમદ્ ભાગવતના એકી સાથે વિચારો અપાયા હોય તો તે આ ગ્રંથમાં છે—એ તેની વિશિષ્ટતા છે, આથી મેં મારા ભાઈઓ સાથે વિચાર કરી આવાં શુભ કાર્ય માટે, આ ગ્રંથના પ્રકાશન માટે શ્રી. શાસ્ત્રીજીને અનુમોદન આપ્યું, અને તે તેમણે સહર્ષ સ્વીકાર્યું.

ગુજરાતની વૈષ્ણવ જનતા આવા સદ્ગ્રંથોનો લાભ લેશે તો અમારો તથા લેખક મહાશયનો પરિશ્રમ સફળ માનીશું.

અંતમાં આ ગ્રંથના પ્રકાશનની પ્રેરણા કરનાર પરમ કૃપાળુ પરમાત્માનો તથા તેમાં સંમતિ આપવા બદલ શ્રી. શાસ્ત્રીજી રમણલાલનો હાર્દિક આભાર માની અત્રે વિરમું છું.

ભગવાન અને ભગવદીયનો
દાસ
લિ૰ - મોતીલાલ પરીખ

# પ્રાસ્તાવિક

———o———

धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सताम्
वेद्यं वास्तवमत्रवस्तु शिवदं तापत्रयोन्मूलनम् ।
श्रीमद्भागवते महामुनिकृते किं वा परैरीश्वरः
सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात् ॥

भा. १–१–२.

શ્રીમદ્‌ભાગવત ભારતવર્ષના ચાર લાખ શ્લોકનાં પુરાણ સાહિત્યમાં સર્વશ્રેષ્ઠ છે. એમાં यशसे, अर्थकृते, व्यवहारविदे, शिवेतरक्षतये, सद्यः परनिर्वृतये, અને कान्तासम्मिततयोपदेशयुजे આ સર્વ કાવ્યના હેતુઓ સુંદર રીતે સમજાવ્યા છે. જેમાં ભાષાસામર્થ્ય હોય, વિચારસામર્થ્ય હોય, અને માનવજીવનના ઉદ્ધારની ચાવી હોય તે સદ્‌ગ્રન્થ, આમ એક સંસ્કૃત લેખકે લખ્યુ છે. શ્રીમદ્‌ભાગવતમાં આ ત્રણેય અંગો સંપૂર્ણ કળાથી ખીલ્યાં છે, અને તેથી ભારતીય સંસ્કૃતિનો આ મહાગ્રન્થ છે, અરે, ગ્રન્થરાજ છે.

એનાં સુભાષિતો એટલે માનવજીવનના ઉદ્ધારનાં મહાવાક્યો–અણમૂલાં રત્નો–આ ગ્રન્થમંજૂષામાં વ્યવસ્થિત ગોઠવી મહાગુજરાતને ચરણે ધરતાં મને ખૂબ જ આનંદ થાય છે. મારાં સપ્તાહ પ્રવચનોમાં તેમજ છૂટાં વ્યાખ્યાનોમાં જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે આનુષંગિક વિચાર આપવા માટે પ્રયાસ પડતો. અઢારહજાર જેટલી શ્લોક સંખ્યામાંથી એકાર્થવાચક શ્લોક ઘણી જગાએ જોવામાં આવ્યા. એ બધાને વિષયવાર સંગૃહીત કર્યા હોય તો વિદ્વાનો વ્યાખ્યાતાઓ અને કથાકાર પંડિતોને ખૂબ જ ઉપયોગી થાય એ હેતુથી એનો પ્રથમ સંગ્રહ કર્યો.

આ દિશામાં કોઈએ પ્રયત્ન કર્યો છે કે કેમ? તે હું વિચારતો હતો તેવામાં મારા વિદ્વાન્ વકીલ મિત્ર શ્રી ભગવન્તરાવ દેવ, વડોદરાવાળાએ દામોદર સાંવળારામ મંડળી મુંબઈ તરફથી છપાયેલા 'सार्थ श्रीमद्भागवत'ના અગિયારમા ભાગ તરફ મારૂં ધ્યાન દોર્યું. એ ગ્રન્થમાં લેખકે ખૂબ પરિશ્રમપૂર્વક સ્તુત્ય પ્રયત્ન કરી સુભાષિતો આપ્યાં છે. પણ તે સ્કન્ધવાર આપેલાં હોવાથી, એકજ વિષય ઉપર એકસાથે સુભાષિતો મળી શકતાં નથી. પણ તે સાથે એ ગ્રન્થની વિશિષ્ટતા એ છે કે પૂર્વાપર સંબંધ જાળવવાના હેતુથી કથાભાગ પણ તેમાં ગુંથવામાં આવ્યો છે. એકાદશ સ્કંધ ઉપર સવિશેષ ભાર મૂકયો છે.

અગાઉ આવો જ એક પ્રયત્ન ચારસો વર્ષ ઉપર શ્રીવિષ્ણુ-સ્વામીએ કરેલો. એનો નિર્દેશ, આજ પુસ્તકને શ્રી. નરહરિલાલ શાસ્ત્રીજીએ આપેલા આશીર્વાદમાં આપ આગળ જોઈ ગયા છો. એટલે મારી ગતિ તો मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्य જેવી મહાકવિ શ્રી કાલિદાસના ભાખ્યા પ્રમાણે બની છે.

આમ ભાગવતનાં સુભાષિતો–પ્રમાણો–જો વિષયવાર આપવામાં આવે તો ખૂબ જ ઉપયોગી થઈ પડે એમ લાગવાથી મે એને નીચે જણાવેલાં પ્રકરણોમાં વ્યવસ્થિત કર્યાં છે, અને એક પ્રકરણ બીજા સાથે સંકળાયલું રહે એનું યથામતિ ધ્યાન રાખ્યું છે.

આ ગ્રન્થ નીચે જણાવેલાં સાત મુખ્ય પ્રકરણમાં વહેંચી નાંખવામાં આવ્યો છે

| પ્રકરણ | નામ | પેટાપ્રકરણ |
|---|---|---|
| ૧લું | બ્રહ્મ | નિર્ગુણ અને સગુણ. |
| ૨જું | આત્મા | ... |

| | | |
|---|---|---|
| ૩જું | માયા–પ્રકૃતિ | માયા, કાલ, કર્મ, સ્વભાવ ગુણો, પ્રકૃતિ, શરીર. |
| ૪થું | જગત્–સંસાર | |
| ૫મું | માનવ | માનવધર્મ; વ્યાખ્યા–લક્ષણો; પ્રશંસા–નિન્દા; બ્રાહ્મણ, ક્ષત્રિય સ્ત્રી, સત્પુરૂષ, દુર્જન, યોગી, જ્ઞાની, ભક્ત, વગેરે; માનવ અને અન્ય વિષયો. |
| ૬ઠું | સાધનો | યોગ, જ્ઞાન, કર્મ, ભક્તિ, ગુરુ, દેવો, અને ભાગવત. |
| ૭મું | પ્રકીર્ણ | ધન, ધર્મ–અધર્મ, કીર્તિ-અપકીર્તિ, ક્રિયા, ભાગ્ય, પુણ્ય-પાપ, સિદ્ધિ, સુખ–દુઃખ વગેરે. |

પ્રત્યેક પ્રકરણનો આશય સમજવા માટે તેની આગળ 'ભાગવતી ગીતા'ની માફક સમીક્ષા મૂકવામાં આવી છે કે જેથી તે વિષયનું ભાગવતી દૃષ્ટિનું ધ્યેય પ્રિય વાચકને સમજાય. એથી આ સ્થાને એ વિષયોની છણાવટ કરી નથી. સમજવાની સરળતા માટે ભાવાનુવાદ કર્યો છે. આ ઉપરાંત તુલનાત્મક અભ્યાસ માટે પરિશિષ્ટ પ્રકરણ તરીકે શ્રી મહાપ્રભુજીના ષોડશ ગ્રન્થોનાં સુભાષિતો લીધાં છે. એનું સમશ્લોકી ભાષાન્તર **શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીજીનું** છે. એમની આ અનુજ્ઞા અને કૃપા બદલ ઋણી છું.

હવે આ ગ્રન્થનાં પ્રકાશન વિષે.

આ પુસ્તક આશરે બે વર્ષ ઉપર તૈયાર થયેલું. સુરતવાળા પ. પૂ. **આચાર્યશ્રી વ્રજરત્નલાલજી મહારાજ**ના અનન્ય સેવક, પરમ ભગવદીય, મારા ધનિક મિત્ર **શેઠશ્રી હિરાલાલ મોતીલાલ પરીખ**, પેટલાદવાળાએ પોતાના પિતાશ્રીની પુણ્યસ્મૃતિમાં તેમના ધર્મ-

નિધિમાંથી આ પુસ્તકનાં પ્રકાશન માટે આદર બતાવ્યો, અને મોટા ભાગની આર્થિક સહાય માટે ઉદારતા બતાવી, તે બદલ હું તેમનો, તથા તેમનાં સમગ્ર કુટુંબનો આભાર વ્યક્ત કરું છું. અનેકનાં જીવનને ઉજાળનારાં આવાં કાર્યોમાં એમની લક્ષ્મી યશસ્વતી બનો એમ ઈચ્છું છું. એમનું સમગ્ર કુટુંબ શ્રીગુરુદેવ તથા શ્રીનાથજીનું અનુગ્રહ-ભાજન બનો એ શુભાશા.

આ સાથે મારા પરમવૈષ્ણવ વિદ્વાન મિત્ર શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીજીએ, વડોદરાવાળા પ્રાતઃસ્મરણીય પૂ. શાસ્ત્રી નરહરિલાલજીએ, પ. પૂ. શ્રી શંકરમહારાજ ઉનાવાવાળાએ તથા ભાગવતના પ્રસિદ્ધ વક્તા નડિયાદવાળા પં. શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજીએ, આ પુસ્તક ઉપર મારી વિનંતિને માન આપી જે ભૂમિકા તથા આશીર્વાદ આપ્યા છે તે બદલ તેમનો આભાર માનું છું. એમના વિચારો વાચકને પુષ્ટિપ્રદ અવશ્ય બનશે એવી શ્રદ્ધા સેવુ છું.

તે સાથે જે મહાગુજરાતના વિદ્વન્મંડળે મારાં શ્રીભાગવત ઉપરનાં (૧) ભાગવત તત્ત્વચિન્તામણિ (૨) પંચગીત રાસતત્ત્વ (૩) ભાગવતી ગીતા (૪) નામચંદ્રિકા વગેરે પુસ્તકોને સંમાની અપનાવ્યાં છે, તેમના કરકમલમાં આ મારૂં ભાગવતનું પંચમ પુષ્પ અર્પતાં ખૂબ આનંદ અનુભવું છું. એમાં જે કંઈ સરસ છે તે ભગવાનનું છે. સદોષ જણાય તે મારૂં છે. બાકી તો કર્તા કારયિતા હરિઃ।

છાપકામમાં સુવિધા કરી આપવા બદલ શ્રી આદિત્ય મુદ્રણાલયના માલિક શ્રી. મણિલાલ પુ. મીસ્ત્રી બી. એ.નો આભાર માનું છું.

અંતે ભગવાન્ નન્દનન્દનની કૃપાથી સર્વે ભવન્તુ સુખિનઃ–ઇચ્છી વિરમું છું.

ભગવાન અને ભગવદીયનો ચરણસેવક
રમણલાલ શાસ્ત્રી.
સાહિત્યતીર્થ, વિદ્યારત્ન.

# વિષયાનુક્રમ

## પ્રકરણ ૧ લું : બ્રહ્મ-નિર્ગુણ અને સગુણ : પૃ. ૧-૩૬

### સમીક્ષા : પૃ. ૧-૪

### નિર્ગુણ બ્રહ્મ : પૃ. ૧-૧૩



### સગુણ બ્રહ્મ : પૃ. ૧૪-૩૬



કેટલીક જગાએ એક જ વિષયના ઘણા સુભાષિતો ભાગવતમાં મળે છે. તેનો જૂદો અનુક્રમ નંબર આપ્યો નથી. જેમકે 'બ્રહ્મસ્વરૂપ દર્શન' ૧-૧૨ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ દર્શનનાં બાર સુભાષિતો છે, એમ સમજવું.

પ્રકરણ ૨જું : આત્મા : પૃ. ૩૭-૫૮

સમીક્ષા : પૃ. ૩૭-૪૧

## ૪. સ્વભાવ-ગુણો પૃ. ૮૮—૧૦૫

## ૫. પ્રકૃતિ પૃ. ૧૦૬—૧૧૪

## ૨. વ્યાખ્યા અને લક્ષણો પૃ. ૧૪૮—૧૫૪



## ૩. પ્રશંસા અને નિંદા પૃ. ૧૫૪—૧૬૪

## ૨. જ્ઞાનસાધન પૃ. ૨૧૯—૨૨૫



## ૩ કર્મસાધન પૃ. ૨૨૫—૨૪૮

**૪. ભક્તિ સાધન પૃ. ૨૪૮—૨૭૪**

૬. દેવસાધન પૃ. ૨૮૪—૨૮૮

## ૫. દૈવ (ભાગ્ય) પૃ. ૩૧૦–૩૧૨



## ૬. પુણ્ય-પાપ-પ્રાયશ્ચિત્ત પૃ. ૩૧૨–૩૧૫



## ૭. સિદ્ધિ-સુખ-દુઃખ પૃ. ૩૧૬–૩૧૮

## ८. સામાન્ય નીતિ પૃ. ૩૧૯—૩૩૧

## ષોડશ ગ્રન્થોમાંથી સુભાષિત રત્નો પૃ. ૩૩૨—૩૪૭

॥ ॐ नमः श्रीकृष्णाय ॥

# પ્રકરણ ૧ લું

## બ્રહ્મ-નિર્ગુણ અને સગુણ

—: સમીક્ષા :—

निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो
निश्चेतनात्मकशरीरगुणैश्च हीनः ।
आनन्दमात्रकरपादमुखोदरादिः
सर्वत्र च त्रिविधभेदविवर्जितात्मा

( तत्व०नि०प्र० १–४४)

આપણાં ધર્મશાસ્ત્રોએ મહાન્ જગન્નિયન્તા પ્રભુનો ઉલ્લેખ અનેક રીતે અનેક નામથી કરેલો છે. આ વિચાર આજનો નથી. વેદકાલીન છે. "સત્ એક છે, અને વિપ્રો તેનું વર્ણન અનેક રીતે કરે છે. ( ઋ.સં. ૧–૧૬૪–૪૬ ) અને એ રીતે વેદ, ઉપનિષદ્, બ્રાહ્મણ ગ્રન્થો, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણોમાં એને જૂદી જૂદી રીતે વર્ણવ્યા છે; પણ એનો તાત્પર્યાર્થ કાઢી ભાગવતે ત્રણ નામ આપ્યાં છે. ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ।

આપણા ધર્મમાં બુદ્ધિગમ્ય ભૌતિકવાદને અને બુદ્ધિ જ્યાં વિચાર કરતાં થાકે છે તેવા અધ્યાત્મવાદને જૂદા પાડયા નથી. કારણ કે એક સાધન છે જ્યારે બીજું સાધ્ય છે.

એકમાં માનવ શક્તિનું દર્શન થાય છે, જ્યારે બીજામાં પરમાત્મશક્તિનું દર્શન થાય છે. પણ માનવશક્તિ એ પ્રભુશક્તિ આગળ હંમેશાં હારતી આવી છે, અને તેથી વહેલાં યા મોડાં, ઈચ્છાએ કે અનિચ્છાએ તેને પરમાત્મશક્તિને શરણે જવું પડે છે. એક અંગ્રેજ લેખકે સાચુંજ કહ્યું છે, કે જ્યાં માનવશક્તિનો પરાજય થાય છે, ત્યાંથી પ્રભુશક્તિના પ્રકાશનું સહજ દર્શન થાય છે. અને એમ પ્રયત્ન કરતાં છેવટે સાધન અને સાધ્ય એક બને છે.

આ પ્રભુદર્શન–બ્રહ્મદર્શનનાં બે મુખ્ય સાધનો છે. એક યોગી મહાત્મા અને ભક્તો અને બીજું વેદાદિ શાસ્ત્રોનાં પ્રમાણો. પહેલું સાધન જોઈએ. ભગવાનનું સ્વરૂપ ઇન્દ્રિયાતીત હોવાથી એનું વર્ણન કરી શકાય એમ નથી. એનું કારણ કેનોપનિષદ્ न तत्र चक्षुर्गच्छति વગેરેથી સ્પષ્ટ આપે છે, કે 'ત્યાં દૃષ્ટિ જતી નથી, વાણી જતી નથી, મન પણ જતું નથી, અમે તેને જાણતા નથી, તેને કેમ સમજાવવું તે પણ અમે જાણતા નથી' વગેરે. આથી યોગીઓ અને ભક્તો એને વર્ણવી શકતા નથી. ભક્તની કેવળ ચેષ્ટાથીજ આપણે જાણી શકીએ છીએ કે એ કોઈ અવર્ણનીય પરમાનંદમાં મગ્ન છે, અને તેથી જીવન્મુક્ત છે. આ આનંદને શ્રી નારદજીએ મુંગા માણસને આપેલાં મિષ્ટાન્નથી થતા વ્યક્ત ન કરી શકાતા આનંદ સાથે સરખાવ્યો છે.

હવે બ્રહ્મનો પરિચય સાધવાનું બીજું સાધન વેદાદિ શાસ્ત્રો છે એનું વર્ણન પરસ્પર વિરોધી લાગતા ગુણવાચક શબ્દોથી કરેલું છે. જેમકે तदेजति तन्नैजति—(ઇશાવાસ્ય મં. ૫)

आसीनो दूरं व्रजति....( કઠોપનિષદ્‌૧—૨—૨૧ ) सर्वेन्द्रिय गुणाभासम्... વગેરે ( શ્વેતાશ્વરોપનિષદ્ અ. ૩. મં. ૧૬—૧૭) આજ શબ્દોથી શરૂ થતા ભગવદ્‌ગીતા અ. ૧૩ શ્લો. ૧૪ થી ૧૭ વગેરે ઘણા મંત્રો અને શ્લોકો વિરૂદ્ધ ધર્મોવડે બ્રહ્મનું નિરૂપણ કરનારા છે.

આથી બ્રહ્મ, સગુણ અને નિર્ગુણ, સાકાર તથા નિરાકાર, એક તથા અનેક, નજીક તથા દૂર વગેરે વિરૂદ્ધ ધર્મવાળું છે. એ સ્વરૂપ લૌકિક આકારવાળું ન હોવાથી તેનું નકારાત્મક વર્ણન છે, અલૌકિક આનંદમય આકારવાળું હોવાથી તેનું સાકાર વર્ણન છે.

ભગવાન્ શંકરાચાર્ય બ્રહ્મનાં નિરાકાર સ્વરૂપનું પ્રતિપાદન કરનાર શ્રુતિઓને પ્રાધાન્ય આપે છે. અને સાકાર શ્રુતિઓને ગૌણપદ આપે છે. તેમની દૃષ્ટિએ પહેલું વર્ણન કેવલ બ્રહ્મનું છે. જ્યારે બીજું માયાશબલ બ્રહ્મનું છે. બુદ્ધિધર્મથી પર હોવાથી તેનું વર્ણન અશક્ય છે, જ્યારે અમુક પ્રમાણમાં બુદ્ધિગમ્ય હોવાથી વર્ણન કરી શકાય એવું છે. ટૂંકમાં શ્રી શંકરાચાર્ય જેને નિરાકાર–ચિદ્‌બ્રહ્મ–કહે છે, તેજ શ્રી મહાપ્રભુજીની દૃષ્ટિએ અલૌકિક સાનંદાકાર પૂર્ણબ્રહ્મસ્વરૂપ છે. માયાશબલ બ્રહ્મનો એમના સિદ્ધાંતમાં સ્વીકાર નથી. એઓ જેનો આનંદ ગણી શકાય–અનુભવી શકાય તેવાં અક્ષરબ્રહ્મનો સ્વીકાર કરે છે.

આ બે મહાન્ આચાર્યોનાં મન્તવ્યનું વિશ્લેષણ કરવાનું આ સ્થાન નથી. કારણ કે એનાં અંગ ઉપાંગો એટલાં બધાં છે, કે એનો પારજ ન આવે એથી એ વિષય વિદ્વાનોને સોંપી શ્રીમહાપ્રભુજીનું એ વિષયનું મન્તવ્ય રજુ કરીએ છીએ.

આ લેખના મથાળે આપેલા શ્લોક પ્રમાણે ભગવત્સ્વરૂપ નિર્દોષ, પૂર્ણ ગુણવાળું, આત્મતંત્ર, સ્વતંત્ર, જડશરીરના ગુણોથી રહિત, સર્વાનંદ મય, સર્વવ્યાપી; સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત, આત્મસ્વરૂપ છે. (ત. નિ. ૧-૪૪) જગતનું સમવાયિ કારણ અને નિમિત્ત કારણ પણ એજ છે. (તત્ત્વનિબંધ ૧-૬૮). તે અલૌકિક પ્રમેય, યુક્તિથી પ્રાપ્ત ન થનારૂં છે. (ત. નિ. ૧-૬૨) તે સચ્ચિદાનંદ, વ્યાપક, અવ્યય સર્વ શક્તિમાન, સ્વતંત્ર, સર્વજ્ઞ, ગુણરહિત, સત્યાદિ સહસગુણોથી યુક્ત, સર્વાધાર, સર્વ પ્રાપંચિક પદાર્થોથી વિલક્ષણ છે. (ત. નિ. ૧-૬૫ થી ૬૭) તથા અનંતમૂર્તિવાળું, કૂટસ્થ, ચલ, વિરુદ્ધ સર્વધર્મોના આશ્રયરૂપ છે. (ત. નિ. ૭૧)

આ લઘુ લેખથી સમજાશે કે જેનાથી જગત્ ઉત્પન્ન થયું છે, રહ્યું છે અને જેમાં લીન થશે, તે બ્રહ્મ છે. તે બે પ્રકારનું છે. પરબ્રહ્મ અને અક્ષર બ્રહ્મ. આ પ્રકરણમાં એ સંબંધી ભાગવતનું દર્શન અને પ્રમાણ છે.



# નિર્ગુણ બ્રહ્મ

▼

(૧) બ્રહ્મસ્વરૂપ દર્શનઃ—

१. वदन्ति यत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ भा. १–२–११

તત્ત્વજ્ઞાની મુનિઓએ જ્ઞાનનાં અદ્વિતીય પરમતત્ત્વને બ્રહ્મ, પરમાત્મા અથવા ભગવાન તરીકે ઓળખાવ્યું છે.

२. विशुद्धं केवलं ज्ञानं प्रत्यक्सम्यगवस्थितम् ।
सत्यं पूर्णमनाद्यन्तं निर्गुणं नित्यमद्वयम् ॥ भा. २–६–३९

બ્રહ્મસ્વરૂપ કેવળજ્ઞાનરૂપ, સત્યસ્વરૂપ, વિષયોથી રહિત, સર્વનું અંતર્યામી, સંદેહાદિથી રહિત, સ્થિર, સત્ય, પૂર્ણ, જન્મનાશથી રહિત, નિર્ગુણ અને સર્વકાલે અદ્વય-અવિકારી છે.

३. शश्वत्प्रशांतमभयं प्रतिबोधमात्रं,
शुद्धं समं सदसतः परमात्मतत्त्वम् ।
शब्दो न यत्र पुरुकारकवान्क्रियार्थो,
माया परैत्यभिमुखे च विलज्जमाना ॥
तद्वै पदं भगवतः परमस्य पुंसो,
ब्रह्मेति यद्विदुरजस्रसुखं विशोकम् । भा. २–७–४७–४८

મુનિઓ જેને 'બ્રહ્મ' તરીકે જાણે છે, તેજ ભગવાનનું સ્વરૂપ છે તે બ્રહ્મ નિત્યસુખસ્વરૂપ, શોકરહિત, નિરંતર, અત્યંત શાન્ત, ભયરહિત, જ્ઞાનસ્વરૂપ, શુદ્ધ, ભેદરહિત, વિષયો તથા ઇન્દ્રિયોના સંગથી પર અને આત્મસ્વરૂપ છે. વળી શબ્દક્રિયાનાં ફળથી પણ તે પર છે. માયા એ બ્રહ્મની સામે ઊભી રહેતાં શરમાતી હોય તેમ ત્યાંથી દૂર નાસી જાય છે. આ પરમાત્માનું પરમપદ છે, કે જેને મહાપુરુષો શોક વગરનાં શાશ્વત સુખપ્રદસ્થાન તરીકે ઓળખે છે.

૪. यत्रेदं व्यज्यते विश्वं विश्वस्मिन्नवभाति यत् ।
तत्त्वं ब्रह्म परं ज्योतिराकाशमिव विस्तृतम् ॥ भा. ४-२४-६०

જેનાથી આ સમગ્ર જગત્ જણાય છે, અને સમગ્ર જગતમાં જે વ્યાપક જણાય છે, તે આકાશની પેઠે સર્વત્ર વ્યાપક પરબ્રહ્મ જ્યોતિ સ્વરૂપ છે.

૫. यस्मिन्यतो येन च यस्य यस्मै, यद्यो यथा कुरुते कार्यते च ।
परावरेषां परमं प्राक्प्रसिद्धं, तद् ब्रह्म तद्धेतुरनन्यदेकम् ॥
भा. ६-४-३०.

જેનામાં આ જગત રહ્યું છે, જેનાથી આ જગત્ ઉત્પન્ન થાય છે, જે સંબંધથી આ જગત છે, જેને ઉદ્દેશીને (પૂજા, બલિદાન વગેરે) આપવામાં આવે છે, જે સ્વતંત્ર અને પ્રયોજક (કરનાર અને કરાવનાર) કર્તા છે, તે બ્રહ્મ છે તે બ્રહ્મ સર્વનું પર (પુરુષ અને પ્રકૃતિ) અને અપર (બ્રહ્માદિ)નું અદ્વિતીય કારણ છે. તે એકજ છે. તેની સમાન બીજુ કોઈ નથી.

૬. यस्मिन्निदं यतश्चेदं तिष्ठत्यप्येति जायते ।
मृण्मयेष्विव मृज्जातिस्तस्मै ते ब्रह्मणे नमः ॥ भा. ६-१६-२२

માટીના વિકારો(વાસણો)માં રહેલી માટીની માફક આ જગત જેમાં રહ્યું છે, નાશ પામે છે, અને ઉત્પન્ન થાય છે, તે બ્રહ્મસ્વરૂપ આપને ( પરમાત્માને ) અમારા નમસ્કાર હો.

૭. येन चेतयते विश्वं विश्वं चेतयते न यम् ।
यो जागर्ति शयानेऽस्मिन्नायं तं वेद वेद सः ॥ भा. ८-१-९

જેને લીધે આ જગત્ ચૈતન્યપૂર્ણ થાય છે, પણ જગત્ જેને ચૈતન્ય આપી શકતું નથી; જ્યારે આ જગત્ શયન કરે છે, ત્યારે જે ('સાક્ષિસ્વરૂપે') જાગ્રત રહે છે, ખરેખર ! મનુષ્યો તેમને જાણી શકતા નથી, પણ તે તો સર્વને જાણે છે. તે બ્રહ્મ છે.

૮. न यस्याद्यन्तौ मध्यं च स्वः परो नान्तरं बहिः ।
विश्वस्यामूनि यद्यस्माद् विश्वं च तदृतं महत् ॥
भा. ८—१—१२

જે પરમેશ્વરનો આદિ, અંત કે મધ્ય નથી; કોઈ પોતાનો કે પારકો નથી, જે અંદર કે બહાર નથી, છતાં જે પરમાત્માથી આ જગતનાં આદિ, અંત, મધ્ય, પોતાનાં, પારકાં, અંદર તથા બહાર, એ સર્વ થયાં કરે છે, વિશ્વવ્યાપક તે પરમાત્મા સત્યસ્વરૂપ અને પરિપૂર્ણ 'બ્રહ્મ' છે.

૯. यस्मिन्निदं यतश्चेदं येनेदं य इदं स्वयम् ।
योऽस्मात्परस्माच्च परस्तं प्रपद्ये स्वयम्भुवम् ॥ भा. ८-३-३

જેમનામાં આ જગત્ રહેલું છે, જેનાથી આ જગત્ ઉત્પન્ન થાય છે, જે જગતને રચે છે, જે પોતે જગત્ સ્વરૂપ છે, અને જે કાર્ય તથા કારણથી પર છે, તે સ્વતઃસિદ્ધ ભગવાનને હું શરણે જાઉં છું.

૧૦. योऽस्योत्प्रेक्षक आदिमध्यनिधने योऽव्यक्तजीवेश्वरो
यः सृष्ट्वेदमनुप्रविश्य ऋषिणा चक्रे पुरः शास्ति ताः ।
यः सम्पद्य जहात्यजामनुशयी सुप्तः कुलायं यथा
तं कैवल्यनिरस्तयोनिमभयं ध्यायेदजस्रं हरिम् ॥
भा. १०-८७-५०

જે ભગવાન પોતાનાં સ્વરૂપમાં લય પામનારા જીવોને સમસ્ત પુરુષાર્થોની સિદ્ધિ થાય તે માટે આ જગતની સૃષ્ટિ સ્થિતિ પ્રલય વગેરેનો વિચાર કરે છે અને તેમા પ્રવર્તે છે, પ્રકૃતિ પુરુષના નિયંતા છે, આ જગત સરજી જીવની સાથે તેમાં જેમણે પ્રવેશ કર્યો છે, જેમણે જીવનાં ભોગસ્થાનરૂપ સર્વ શરીરોને બનાવ્યાં છે, જીવને ભોગો અર્પણ કરતા જે ભગવાન તે શરીરોનું પાલન કરે છે; તેમજ જેમને શરણે જઈ તેમનાં ચરણમાં દંડવત્ કરનારો જીવ જેમ

સૂતેલો પુરુષ પોતાનાં શરીરની સ્મૃતિનો ત્યાગ કરે તેમ કાર્ય કારણરૂપ અવિદ્યાનો ત્યાગ કરે છે, તે ભયને દૂર કરનારા અને અસ્ખલિત સ્વસ્વરૂપમાં સ્થિતિ કરીને મૂળ કારણ-માયાનો તિરસ્કાર કરનાર પરબ્રહ્મ શ્રીહરિનું નિત્ય ધ્યાન કરવું.

૧૧. यथा नभो वाय्वनलाम्बुभूगुणैर्गतागतैर्वर्तुगुणैर्न सज्जते।
तथाक्षरं सत्त्वरजस्तमोमलै रहंमतेः संसृतिहेतुभिः परम्॥

भा. ११-२८-२६

જેમ આકાશ, વાયુના શોષણ ગુણથી, અગ્નિના દાહક ગુણથી, પાણીના ભીંજવવાના ગુણથી, પૃથ્વીના ભૂખરૂ કરવારૂપ ગુણથી અને જતી આવતી ઋતુઓના ગુણથી લેપાતું નથી, તેમ અહંકારથી પર રહેલા અક્ષર પરબ્રહ્મ પણ સંસારના કારણરૂપ સત્ત્વ, રજ તથા તમોગુણના મેલથી લેપાતા નથી.

૧૨. न यत्र वाचो न मनो न सत्त्वं, तमो रजो वा महदादयोऽमी।
न प्राणबुद्धीन्द्रियदेवता वा, न सन्निवेशः खलु लोककल्पः।
न स्वप्नजाग्रन्न च तत्सुषुप्तं, न खं जलं भूरनिलोऽग्निरर्कः।
संसुप्तवच्छून्यवदप्रतर्क्यं, तन्मूलभूतं पदमामनन्ति॥

भा. १२-४-२०-२१

તે બ્રહ્મતત્ત્વ વાણી, મન, સત્ત્વગુણ રજોગુણ તમોગુણ મહત્તત્ત્વ વગેરે વિકારો, પ્રાણ, બુદ્ધિ, ઇન્દ્રિયો તથા તેના દેવો આ સર્વલોક રૂપી રચનાથી પર છે. તે તત્ત્વ સ્વપ્ન તેમજ જાગ્રત્ અવસ્થાથી યુક્ત નથી; પણ ઇન્દ્રિયોના અભાવને લીધે સુષુપ્તિ અવસ્થા જેવું અને શૂન્ય જેવું છે. કારણ કે તે તર્કમાં આવી શકે તેવું નથી; આકાશ, જળ, પૃથ્વી, વાયુ, અગ્નિ તેમજ સૂર્ય જેમાં નથી તેવાં આ પ્રધાનતત્ત્વને વિદ્વાનો મૂળભૂત સ્થાન કહે છે.

(૨) બ્રહ્મસ્વરૂપ સજ્જનોનો સનાતન માર્ગ:—

तद्ब्रह्म परमं शुद्धं सतां वर्त्म सनातनम् ॥ भा. ४-२-३१

તે પરમશુદ્ધ બ્રહ્મ સત્પુરુષોનો સનાતન માર્ગ છે.

(૩) બ્રહ્મસ્વરૂપની વ્યાપકતા:—

पञ्चभिः पञ्चभिर्ब्रह्म चतुर्भिर्दशभिस्तथा ।
एतच्चतुर्विंशतिकं गणं प्राधानिकं विदु ॥ भा. ३-२६-११

પાંચ (જ્ઞાનેન્દ્રિય), પાંચ (કર્મેન્દ્રિય), ચાર (મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર), અને દશ (તન્માત્રાઓ શબ્દ, સ્પર્શ વગેરે) આ ચોવીસ તત્ત્વોના સમુદાય પ્રધાન કે પ્રકૃતિનું કાર્ય હોવાથી બ્રહ્મરૂપ છે; એટલે વિદ્વાનો તે તત્ત્વસમુદાયને પણ 'બ્રહ્મ' તરીકે ઉપાસે છે.

(૪) બ્રહ્મસ્વરૂપ શાશ્વત છે:—

न ह्येकस्याद्वितीयस्य ब्रह्मण परमात्मनः ।
कर्मभिर्वर्धते तेजो ह्रसते च यथा रवेः ॥ भा. १०-७४-४

જેમ પોતાના ઉદય તથા અસ્ત વગેરે કાર્યોથી સૂર્યનું તેજ વધતું કે ઘટતુ નથી, તેમ એક, અદ્વિતીય પરમાત્માનું તેજ સૃષ્ટિ વગેરે કાર્યોથી વધતુ કે ઘટતુ નથી.

(૫) બ્રહ્મસ્વરૂપ અને તેની સૂક્ષ્મવિભૂતિ:—

यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा ।
स्यादिदं भगवान्साक्षात्प्रधानपुरुषेश्वरः ।
एतन्नानाविधं विश्वमात्मसृष्टमधोक्षज ।
आत्मनानुप्रविश्यात्मन्प्राणो जीवो बिभर्ष्यजः ॥
प्राणादीनां विश्वसृजां शक्तयो याः परस्य ताः ।
पारतन्त्र्याद् वैसादृश्याद् द्वयोश्चेष्टैव चेष्टितम् ॥
कान्तिस्तेजः प्रभा सत्ता चन्द्राग्न्यर्कर्क्षविद्युताम् ॥

यत्स्थैर्यं भूभृतां भूमेर्वृत्तिर्गन्धोऽर्थतो भवान् ॥
तर्पणं प्राणनमपां देवत्वं ताश्च तद्रसः ।
ओजः सहो बलं चेष्टा गतिर्वायोस्तवेश्वर ॥
दिशां त्वमवकाशोऽसि दिशः खं स्फोट आश्रयः ।
नादोवर्णस्त्वमोङ्कार आकृतीनां पृथक्कृतिः ॥
इन्द्रियं त्विन्द्रियाणां त्वं देवाश्चतदनुग्रहः ।
अवबोधो भवान्बुद्धेर्जीवस्यानुस्मृति सती ॥
भूतानामसि भूतादिरिन्द्रियाणां च तैजसः ।
वैकारिको विकल्पानां प्रधानमनुशायिनाम् ॥
नश्वरेष्विव भावेषु तदसि त्वमनश्वरम् । भा. १०-८५-४-१२

જગતનું અસ્તિત્વ જે જગાએ; જે સાધનને લીધે, જેના કારણપણાને લીધે; જેના સંબંધથી; જેને માટે; જે જે પ્રકારે; જે રીતે અને જ્યારે ભાસે છે, તે સઘળું જગત્ સ્રષ્ટા અને સૃજ્યરૂપે સાક્ષાત્ ભગવાન પરમાત્માજ છે. હે ઇન્દ્રિયાતીત પ્રભો! આ અનેક પ્રકારનાં વૈચિત્ર્યોવાળાં જગતને તમે આત્મસ્વરૂપમાંથી ઉત્પન્ન કરી, તેમાં પોતેજ પ્રવેશ કરી, પ્રાણશક્તિ, ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિરૂપે પોષી રહ્યા છો. પ્રાણ વગેરે જગતનાં કારણોની જે શક્તિઓ છે તે પણ સર્વના પરમકારણ તમારીજ છે કારણ કે તે પ્રાણ વગેરે પદાર્થો તો તમારી સાથે જોડાયલા હોવાથી તમારાથી સ્વતંત્ર નથી. જેમ બાણની શક્તિ પોતાની નથી પણ પુરુષની છે, તેમ અચેતન પ્રાણોનું ચૈતન્ય આપને લીધે છે. ચન્દ્રની કાન્તિ અગ્નિનું તેજ, સૂર્યની પ્રભા, નક્ષત્રો તથા વીજળીની સ્ફુરણાના આભાસો, પર્વતોની સ્થિરતા અને પૃથ્વીનું સર્વાધારપણું તેમાં રહેલો ગન્ધગુણ–તે સર્વ વાસ્તવિકરૂપે આપજ છો. હે દેવ! પાણીમાં તૃપ્તિ આપવાની તથા જીવાડવાની શક્તિ, તેનો ગુણ રસ અને પાણી પણ તમેજ છો, વાયુનો પ્રભાવ, બળ, ચેષ્ટા-ગતિ, સ્પર્શ

ગુણ અને સ્વરૂપ પણ તમેજ છો. દિશાઓ, દિશાઓની જગા, આકાશ અને તેનો ગુણ શબ્દ, અર્થયુક્ત શબ્દનું જ્ઞાન ધ્વનિ, વર્ણાત્મક શબ્દ ૐકાર, તથા શબ્દનો પૃથક્ પૃથક્ અર્થ કરનાર વૈખરી વાણી પણ તમેજ છો. ઇન્દ્રિયોની વિષય પ્રકાશન શક્તિ, બુદ્ધિની સ્થિરજ્ઞાનની શક્તિ, તેમ જીવોની સ્મરણશક્તિ પણ તમેજ છો. પંચમહાભૂતોનું આદિ કારણ, ઇન્દ્રિયોનું કારણ રાજસ અહંકાર, ઇન્દ્રિયોના દેવોનું કારણ સાત્વિક અહંકાર, તથા જીવોના સંસારનું કારણ પ્રકૃતિ તે આપજ છો. માટી, વગેરે દ્રવ્યોના વિકારોમાં માટીની માફક નાશ પામનાર પદાર્થોનું અવિનાશી તત્ત્વ તમે જ છો.

(૬) વ્યાપકબ્રહ્મ—આશ્રયનો વ્યાખ્યા:—

आभासश्च निरोधश्च यतश्चाध्यवसीयते ।
स आश्रयः परं ब्रह्म परमात्मेति शब्दते ॥ भा. २-१०-७

જેમનાથી જગત્નું સર્જન અને વિલય જણાય છે, તેને 'આશ્રય' કહે છે. અને તેજ 'પરબ્રહ્મ' કે 'પરમાત્મા' જેવાં બીજાં નામોથી ઓળખાય છે.

(૭) શબ્દબ્રહ્મનું સ્વરૂપ:—

शब्दब्रह्म सुदुर्बोधं प्राणेन्द्रियमनोमयम् ।
अनन्तपारं गम्भीरं दुर्विगाह्यं समुद्रवत् ॥ भा. ११-२१-३६

શબ્દબ્રહ્મ-વેદ અત્યંત દુર્બોધ છે પ્રાણ, ઇન્દ્રિય તથા મનોમય છે. તે અનન્તપાર છે. કાળથી કે દેશથી વેદનું માપ લઈ શકાતું નથી, તે ગંભીર, સમુદ્રની જેમ દુર્વિગાહ્ય (અતિગૂઢ) છે.

(૮) શબ્દબ્રહ્મ [ૐકાર] સ્વરૂપવર્ણન:—

स्वधाम्नो ब्रह्मणः साक्षात् वाचकः परमात्मनः ।
स सर्वमन्त्रोपनिषद् वेदबीजं सनातनम् ॥

तस्या ह्यासंस्त्रयोवर्णा अकाराद्या भृगूद्वह ।
धार्यन्ते यैस्त्रयो भावा गुणनामार्थवृत्तयः ॥ भा. ૧૨-૬ ૪૧-૪૨

ૐકાર, સ્વયંપ્રકાશ પરમાત્મા બ્રહ્મનો સાક્ષાત્ વાચક છે, સર્વ મંત્રોનું રહસ્ય છે, વેદોનું કારણ છે અને સનાતન છે. હે ભૃગુવંશી શૌનક ! એ ૐકારના 'अ, उ, म्' એવા ત્રણ વર્ણો છે, કે જે વર્ણો વડે અનુક્રમે સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણો, ઋગ્વેદ યજુર્વેદ સામવેદ--એ ત્રણ વેદો; ભૂર્લોક ભુવર્લોક અને સ્વર્લોક—એ ત્રણ લોકો, અને જાગૃત સ્વપ્ન તથા સુષુપ્તિ—એ ત્રણ અવસ્થાઓ ધારણ કરાય છે.

(૯) ત્રિકાલાબાધિત બ્રહ્મસ્વરૂપઃ—

यथा हिरण्यं स्वकृतं पुरस्तात्, पश्चाच्च सर्वस्य हिरण्मयस्य ।
तदेव मध्ये व्यवहार्यमाणं, नानापदेशैरहमस्य तद्वत् ॥
विज्ञानमेतत्त्रियवस्थमङ्ग, गुणत्रयं कारणकार्यकर्तृ ।
समन्वयेन व्यतिरेकतश्च, येनैव तुर्येण तदेव सत्यम् ॥
न यत्पुरस्तादुत यन्नपश्चान्मध्ये च तन्न व्यपदेशमात्रम् ।
भूतं प्रसिद्धं च परेण यद्यत्तदेव तत्स्यादिति मे मनीषा ॥
अविद्यमानोऽप्यवभासते यो, वैकारिकोराजससर्ग एषः ।
ब्रह्मस्वयं ज्योतिरतो विभाति, ब्रह्मेन्द्रियार्थात्मविकारचित्रम्
भा. ૧૧-૨૮-૧૯-૨૨

જેવી રીતે સોનું ઘડાયા પહેલાં જે સ્વરૂપમાં હોય છે તેજ સ્વરૂપે વિવિધ આકૃતિઓમાં ઘડાઇને વહેવારમાં આવે છે, અને ઘાટ નાશ પામ્યા પછી પણ તેનું તત્ત્વ તેજ હોય છે, તેવી રીતે આ જગતનું આદિનું, મધ્યે જગતરૂપે વ્યવહાર કરાતું, અને જગતના લય પછીનું સ્વરૂપ તે હું (બ્રહ્મ) છું। જગત; આદિ ત્રણ અવસ્થાઓવાળું મન, તે ત્રણ અવસ્થાઓના કારણરૂપ ત્રણગુણો, કારણ-અધ્યાત્મ,

કાર્ય અધિભૂત અને કર્તા–અધિદૈવ, આ સર્વ ચોથા સામાન્ય એવાં જ્ઞાનસ્વરૂપ (પરબ્રહ્મ)નાં અનુસરણ વડે પ્રકાશે છે. જાગ્રત વગેરે ત્રણે અવસ્થાઓના અભાવરૂપ સમાધિ વગેરેમાં પણ જે હોય છે, તેજ સત્ય છે. જે વસ્તુ ઉત્પત્તિ પહેલાં ન હોય અને નાશ પછી પણ ન હોય, તે વસ્તુ મધ્ય અવસ્થામાં વાસ્તવિકરૂપે જુદી હોતી નથી, પણ માત્ર વ્યવહાર રૂપે જુદી હોય છે; કારણ કે જે વસ્તુ જેનાથી ઉત્પન્ન થઈ હોય, તેમજ જેનાથી પ્રકાશિત થઈ હોય તે વસ્તુજ તેનાં ઉપાદાન કારણરૂપે અથવા પ્રકાશક રૂપે હોય છે,–એવો મારો નિશ્ચય છે. વિકારના સમૂહરૂપ આ જગત્ પ્રથમ હતું નહિ તે છતાં રજોગુણની સૃષ્ટિરૂપે તે પ્રકાશે છે–અર્થાત્ રજોગુણદ્વારા બ્રહ્મનાં કાર્ય રૂપે ભાસે છે. બ્રહ્મ તો સ્વતઃ સિદ્ધ છે–કાર્ય નથી, પ્રકાશક છે. માટે ઇન્દ્રિયો, તન્માત્રાઓ, મન, દેવતાઓ અને પાંચભૂતો એમ વિચિત્ર પ્રકારે બ્રહ્મ જ ભાસે છે.



## સગુણ બ્રહ્મ

### ( પરમાત્મા-ભગવાન્-પુરુષ )



(૧) સગુણ બ્રહ્મ:—

स वाच्यवाचकतया भगवान्ब्रह्मरूपधृक् ।
नामरूपक्रिया धत्ते सकर्माकर्मकः परः ॥ भा. २-१०-३६

પરબ્રહ્મ વસ્તુતઃ માયાથી પર અને સર્વ વ્યાપારોથી રહિત, હોવા છતાં માયાને લીધે કર્મવાળું થઈને, નામ, રૂપ અને ક્રિયાઓ કરે છે.

(૨) પરમાત્મતત્ત્વનું સ્વરૂપ:—

स्थित्युद्भवप्रलयहेतुरहेतुरस्य,
यत्स्वप्नजागरसुषुप्तिषु सद्बहिश्च ।
देहेन्द्रियासुहृदयानि चरन्ति येन,
सञ्जीवितानि तदवेहि परं नरेन्द्र ॥
नैतन्मनो विशति वागुत चक्षुरात्मा,
प्राणेन्द्रियाणि च यथानलमर्चिषः स्वाः ।
शब्दोऽपि बोधकनिषेधतयाऽऽत्ममूल,
मर्थोक्तमाह यदृते न निषेधसिद्धिः ॥ भा. ११-३-३५-३६

હે રાજા! આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના જે કારણ છે, છતાં પોતે કારણ રહિત છે. સ્વપ્ન જાગૃત તથા સુષુપ્તિ અવસ્થામાં જે સમાન રહે છે; બાહ્યસમાધિ વગેરે અવસ્થાઓમાં પણ જે સમાન રહે છે, અને જેને લીધે દેહ, ઇન્દ્રિયો, પ્રાણ તથા હૃદય સારી રીતે પ્રવૃત્તિ કરી રહ્યાં છે, તે જ પરમાત્મા પરમતત્ત્વ છે એમ તું જાણ. આ પરમતત્ત્વને મન, વાણી, ચક્ષુ, બુદ્ધિ, પ્રાણ તથા બીજી ઇન્દ્રિયો પોતાનો વિષય કરી શકતાં નથી. અગ્નિને

તેના પોતાનાજ અંશરૂપ તણખા વગેરે પ્રકાશિત કરી શકતા નથી કે બાળી શકતા નથી શબ્દ-શ્રુતિવચન પણ પોતાના મૂળરૂપ આ પરમતત્વને નિષેધપણાથી જેવી રીતે સમજાવી શકાય તેવી રીતે કહે છે, સાક્ષાત્ વિધિબોધક શબ્દથી જણાવતા નથી.

(૩) પરમાત્મપદ અને તેના અધિકારીઃ—

न यत्र दम्भीत्यभया विराजिता,
मायाऽऽत्मवादेऽसकृदात्मवादिभिः ।
न यद् विवादो विविधस्तदाश्रयो,
मनश्च सङ्कल्पविकल्पवृत्ति यत् ॥
न यत्र सृज्यं सृजतोभयो: परं,
श्रेयश्च जीवस्त्रिभिरन्वितस्त्वहम् ।
तदेतदुत्सादितबाध्यबाधकं,
निषिध्य चोर्मीन् विरमेत्स्वयं मुनिः ॥
परं पदं वैष्णवमामनन्ति तद्,
यन्नेतिनेतीत्यतदुत्सिसृक्षवः ।
विसृज्य दौरात्म्यमनन्य सौहृदा,
हृदोपगुह्यावसितं समाहितैः ॥
त एतदधिगच्छन्ति विष्णोर्यत्परमं पदम् ।
अहं ममेति दौर्जन्यं न येषां देहगेहजम् ॥

भा. १२-६-३०-३३

'આ પુરુષ કપટી છે' એવા પ્રકારની બુદ્ધિમાં માયાનો ઉલ્લેખ કરવામાં આવે છે. પણ આત્મવાદી પુરુષો જ્યારે વારંવાર આત્મા સંબંધી વાદ કરે છે, ત્યારે જ્યાં એ માયા નિર્ભય થઈને પ્રકાશી શકતી નથી, વળી જેમાં માયાના આશ્રયભૂત વિવિધ વિવાદ અને સંકલ્પ-વિકલ્પરૂપ વૃત્તિવાળું મન પણ નથી; તેમજ જ્યાં ઇન્દ્રિયો સાથે કર્મ નથી; તથા તે બન્નેનું સુખદુઃખાદિ ફળ નથી; તે બન્નેથી

યુક્ત એવો અહંકાર સ્વરૂપ છે પણ નથી; અને તેથી જ જેમાં બાધ્ય તથા બાધક ભાવો દૂર થયા છે, તે જ આત્મસ્વરૂપ છે; તેમ માની વાત કરે છે. માટે તેમાં અહંકારાદિ ઊર્મિઓનો સ્વયમેવ ત્યાગ કરી મનનશીલ વિવેકી પુરુષે સ્મરણ કરવું. આત્મા સિવાયની વસ્તુનો "આ આત્મા નથી" એમ માની ત્યાગ કરવા ઈચ્છતા અને આત્મા સિવાયની વસ્તુ પર જેઓને પ્રેમ નથી એવા પુરુષો, એ આત્મસ્વરૂપને જ વિષ્ણુનું પરમપદ કહે છે. દેહાદિ ઉપરના અહંભાવનો ત્યાગ કરી સમાધિનિષ્ઠ થયેલા પુરુષોએ પણ ધ્યાનાદિથી હૃદયમાં પ્રાપ્ત કરીને તે જ આત્મસ્વરૂપનો નિશ્ચય કર્યો છે. જેઓને શરીર તથા ઘરને લીધે ઉત્પન્ન થનારી 'હું અને મારૂં' એવી દુર્જનતા રહી નથી, તેઓ વિષ્ણુના આ પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા માટે અધિકારી છે.

(૪) પરમાત્મા અગમ્ય છે—

अद्यापि वाचस्पतयस्तपोविद्यासमाधिभि. ।
पश्यन्तोऽपि न पश्यन्ति पश्यन्तं परमेश्वरम् ॥

भा. ८–२९–४४

અમે, બ્રહ્મદેવ શંકર તથા મુનિઓ સર્વે વાણીના પતિઓ તપ વિદ્યા તથા સમાધિરૂપ ઉપાયોથી પરમેશ્વરને શોધીએ છીએ છતાં, સર્વના સાક્ષી તે પરમેશ્વરનો અમે સાક્ષાત્કાર કરી શકતા નથી.

(૫) પરમાત્મા સર્વવ્યાપક છેઃ—

न चान्तर्न बहिर्यस्य न पूर्वं नापि चापरम् ।
पूर्वापरं बहिश्चान्तर्जगतो योजगच्च यः ॥ भा. १०–९–१३

પરમાત્મા અંદર, બહાર, આગળ કે પાછળ નથી, છતાં તે જગતની અંદર, બહાર, આગળ તથા પાછળ રહેલા છે. કારણ કે તે જગત્સ્વરૂપ (સર્વવ્યાપી) છે.

(૬) પરમાત્માનું કાર્ય:—

आत्मैव तदिदं विश्वं सृज्यते सृजतीश्वरः ।
त्रायते त्राति विश्वात्मा ह्रियते हरति प्रभुः ॥
भा. ११-२८-६

આ જગત્ પરમાત્મમય છે સર્વ કંઈ કરવાને સમર્થ એવા તે જગદાત્મા સરજાય છે અને સરજે છે, રક્ષાય છે અને રક્ષે છે, સંહારાય છે અને સંહાર કરે છે.

(૭) પરમાત્માનું સ્વરૂપ અને વ્યાખ્યા—(પુરુષ).—

भूतैर्यदा पञ्चभिरात्मसृष्टैः, पुरं विराजं विरचय्य तस्मिन् ।
स्वांशेन विष्टः पुरुषाभिधानमवाप नारायण आदिदेवः ॥
यत्काय एष भुवनत्रयसंनिवेशो,
यस्येन्द्रियैस्तनुभृतामुभयेन्द्रियाणि ।
ज्ञानं स्वतः श्वसनतो बलमोज ईहा,
सत्त्वादिभिः स्थितिलयोद्भव आदिकर्ता ॥ भा ११-४-३-४

પોતે સરજેલા પાંચભૂતોનાં વિરાટનગર બ્રહ્માંડમાં પોતાના અંશથી પ્રવેશેલા ભગવાન નારાયણ 'પુરુષ' કહેવાય છે કારણકે સર્વના આદિ તે હતા. આ ત્રણે જગતની રચના તે 'પુરુષ'નું શરીર છે; પ્રાણીમાત્રની જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો તે 'પુરુષ'ની ઇન્દ્રિયો છે, તેમનું જ્ઞાન સ્વતઃસિદ્ધ છે. તેમના પ્રાણથી જીવોના દેહ, ઇન્દ્રિય તથા ક્રિયાશક્તિ થઇ છે. અને તેજ સત્વ, રજ અને તમોગુણથી જગતની સ્થિતિ, ઉત્પત્તિ તથા નાશ કરે છે.

(૮) પરમાત્માનું સ્વરૂપ:—

૧. यस्यावयवसंस्थानैः कल्पितो लोकविस्तरः ।
तद्वै भगवतो रूपं विशुद्धं सत्त्वमूर्जितम् ॥ भा. १-३-३

જેમનાં શરીરના અવયવોથી લોકવિસ્તાર કલ્પાયો છે,—રચ્યો છે, તે ભગવાનનું શુદ્ધ અને સત્વગુણવાળું સ્વરૂપ છે.

૨. निर्गुणोऽपि ह्यजोऽव्यक्तो भगवान् प्रकृतेः परः ।
स्वमायागुणमाविश्य बाध्यबाधकतां गतः ॥ भा. ७-१-६

ભગવાન જે કે નિર્ગુણ, અજન્મા, શરીર તથા ઇન્દ્રિયાદિથી રહિત, અને પ્રકૃતિથી પર છે, તો પણ પોતાની માયાના સત્વાદિ ગુણોમાં પ્રવેશ કરી દુષ્ટોનો સંહાર કરે છે. અને સત્પુરુષોનું રક્ષણ કરે છે

(૯) સગુણ બ્રહ્મ (વિષ્ણુ) દર્શન—

कौस्तुभव्यपदेशेन स्वात्मज्योतिर्बिभर्त्यजः ।
तत्प्रभा व्यापिनी साक्षात् श्रीवत्समुरसा विभुः
स्वमायां वनमालाख्यां नानागुणमयीं दधत् ।
वासश्छन्दोमयं पीतं ब्रह्मसूत्रं त्रिवृत्स्वरम् ॥
बिभर्ति सांख्यं योगं च देवो मकरकुण्डले ।
मौलिं पदं पारमेष्ठ्यं सर्वलोकाभयङ्करम् ॥
अव्याकृतमनन्ताख्यमासनं यदधिष्ठितः ।
धर्मज्ञानादिभिर्युक्तं सत्त्वं पद्ममिहोच्यते ॥
ओजः सहोबलयुतं मुख्यतत्त्वं गदां दधत् ।
अपां तत्त्वं दरवरं तेजस्तत्त्व सुदर्शनम् ॥
नभोनिभं नभस्तत्त्वमसिं चर्म तमोमयम् ।
कालरूपं धनुःशार्ङ्गं तथा कर्ममयेषुधिम् ॥
इन्द्रियाणि शरानाहु राकूतीरस्य स्यन्दनम् ।
तन्मात्राण्यस्याभिव्यक्तिं मुद्रयार्थक्रियात्मताम् ॥
मण्डलं देवयजनं दीक्षा संस्कार आत्मनः ।
परिचर्या भगवत आत्मनो दुरितक्षयः ॥
भगवान् भगशब्दार्थं लीलाकमलमुद्वहन् ।
धर्मं यशश्च भगवांश्चामरव्यजनेऽभजत् ॥
आतपत्रं तु वैकुण्ठं द्विजा धामाकुतोभयम् ।

त्रिवृद्वेदः सुपर्णाख्यो यज्ञं वहति पूरुषम् ॥
अनपायिनी भगवती श्रीः साक्षादात्मनो हरेः ।
विष्वक्सेनस्तन्त्रमूर्तिर्विदितः पार्षदाधिपः ॥
नन्दादयोऽष्टौ द्वाःस्थाश्च तेऽणिमाद्या हरेर्गुणाः ।

ભા. ૧૨–૧૧–૧૦–૨૦

અજન્મા ભગવાન શુદ્ધ જીવચૈતન્યને કૌસ્તુભમણિ તરીકે ધારણ કરે છે. તે કૌસ્તુભમણિની વ્યાપક કાન્તિને પોતાના વક્ષઃસ્થળમાં શ્રીવત્સરૂપે ધારણ કરે છે. અનેક ગુણોવળી પોતાની માયાને વનમાળારૂપે ધારણ કરે છે. વેદમય પીતામ્બર પહેરે છે, ને ત્રણ માત્રાઓવાળા ૐકારને જનોઈરૂપે ધારણ કરે છે. તે ભગવાન સાંખ્ય તથા યોગરૂપી બે મકરના આકારનાં કુણ્ડલોને ધારણ કરે છે. સર્વલોકને અભય આપનાર પરમેષ્ઠિપદને મુકુટરૂપે ધારણ કરે છે, અનંત એવાં નામવાળાં જે આસન ઉપર ભગવાન બિરાજ્યા છે, તે આસનને ધર્મ તથા જ્ઞાન વગેરેથી યુક્ત સત્વગુણ કહે છે. માનસિક સામર્થ્ય, ઇન્દ્રિય સામર્થ્ય, અને દેહસામર્થ્યરૂપી મુખ્ય તત્વવાળી ગદાને ભગવાન ધારણ કરે છે. જલતત્વને ઉત્તમ શંખરૂપે તથા તેજસ્ તત્વને સુદર્શનચક્ર રૂપે ધારણ કરે છે. આકાશતત્વને આકાશ જેવી શ્યામ તરવારરૂપે ધારણ કરે છે. અંધકારરૂપી ઢાલ, કાળરૂપી શાર્ઙ્ગધનુષ્ય તથા કર્મરૂપી ભાથાને ભગવાન ધારણ કરે છે. ઇન્દ્રિયોને ભગવાનનાં બાણ, તથા ક્રિયાશક્તિયુક્ત મનને ભગવાનનો રથ કહે છે પાંચ તન્માત્રાઓ એ રથનું બાહ્ય પ્રકટરૂપ છે, ધારણ કરેલી મુદ્રાથી તે ભગવાન વર આપનાર, અભય આપનાર ઇત્યાદિ સ્વરૂપને ધારણ કરે છે. દેવપૂજાની ભૂમિને સૂર્યમંડળ તરીકે માનવી, ગુરૂએ આપેલી મંત્રદીક્ષાને જ ભગવાનની પૂજામાં પોતાની યોગ્યતા રૂપે જાણવી. ભગવાનની પૂજા પોતાનાં પાપોનો વિનાશ જ કરશે, એવી ભાવના કરવી. ઐશ્વર્યરૂપ 'ભગ' શબ્દનો જે અર્થ છે તેને ભગવાન લીલાકમળરૂપે હાથમાં ધારણ કરે છે. ધર્મ તથા

યશને ચામરરૂપે સ્વીકારે છે. હે બ્રાહ્મણો! સર્વ તરફથી નિર્ભય એવા વૈકુંઠધામને ભગવાન છત્રરૂપે ધારણ કરે છે. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ભગવાનનું ગરૂડ નામનું વાહન છે, જે યજ્ઞસ્વરૂપ ભગવાનને વહે છે. ભગવતી લક્ષ્મીદેવી શ્રીહરિના સાક્ષાત્ સ્વરૂપની અવિનાશી શક્તિ છે. તંત્રશાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા વિશ્વક્સેન ભગવાનના પાર્ષદોના અધિપતિ તરીકે જાણીતા છે અણિમા વગેરે અષ્ટસિદ્ધિઓ શ્રીહરિના નંદ વગેરે દ્વારપાલો છે

(૧૦) પરમાત્મા પુરૂષ તરીકેઃ—

पुराण्यनेन सृष्टानि नृतिर्यगृषिदेवता.।
शेते जीवेन रूपेण पुरेषु पुरुषो ह्यसौ ॥ ભા. ૭-૧૪-૩૭

પરમાત્મા, મનુષ્યો પશુઓ પક્ષીઓ ઋષિઓ તથા દેવોનાં શરીરો ઉત્પન્ન કરે છે, અને તે શરીરોમાં જીવ સ્વરુપે બિરાજે છે, તેથી તેને 'પુરષ' કહે છે'

(૧૧) પરમાત્મા અને તેની શક્તિ—પુરુષ-પ્રકૃતિ

एव पराभिध्यानेन कर्तृत्वं प्रकृतेः पुमान्।
कर्मसु क्रियमाणेपु गुणैरात्मनि मन्यते ॥
तदस्य संसृतिर्बन्ध पारतन्त्र्यं च तत्कृतम्।
भवत्यकर्तुरीशस्य साक्षिणो निर्वृतात्मन ॥
कार्यकारणकर्तृत्वे कारणं प्रकृतिं विदुः।
भोक्तृत्वे सुखदुःखानां पुरुषं प्रकृते परम् ॥ ભા ૩-૨૬-૬-૮

પુરુષ, પ્રકૃતિના અધ્યાસને લીધે પ્રકૃતિનાં કર્તાપણાને પોતાનામાં માની બેસે છે-(વસ્તુતઃ પુરુષ પોતે અકર્તા છે છતાં પ્રકૃતિ ઉપરના આત્માધ્યાસને લીધે પોતાને કર્તા તરીકે માને છે) પુરુષ પોતે તો અકર્તા છે-ઇશ્વર છે,-સર્વપ્રકારે સ્વતન્ત્ર છે, સર્વનો

સાક્ષી છે અને કેવળ સુખ સ્વરૂપ જ છે, છતાં તેને એ કર્તૃત્વાભિમાનજ સંસાર અને કર્મોનાં બંધન સરજાવે છે, અને તેને પ્રકૃતિની પરતંત્રતા ભોગવવી પડે છે. કાર્ય, (શરીર ભાવને પ્રાપ્ત થવું) કારણ (ઇન્દ્રિયભાવને પ્રાપ્ત થવું) આ સર્વનું કારણ કેવળ પ્રકૃતિ જ છે, જ્યારે પ્રકૃતિથી પર રહેલો પુરુષ-આત્મા સુખદુઃખના ભોક્તાપણાનું કારણ છે.

(૧૨) ભગવાનનું સ્વરૂપઃ—

स्थूलं वपुः सकलजीवनिकायधाम ॥ भा. ५-२६-४०

ભગવાનનું અદ્ભુત સ્થૂલ શરીર (વિરાટ્ સ્વરૂપ) સર્વ જીવસમૂહનાં ધામરૂપ છે.

(૧૩) ભગવાનનાં શરીરોઃ—

विप्रा गावश्च वेदाश्च तपः सत्यं दमः शमः ।
श्रद्धा दया तितिक्षा च क्रतवश्च हरेस्तनुः ॥ भा. १०-४-४१

બ્રાહ્મણો, ગાયો, વેદો, તપ, સત્ય, દમ, શમ, શ્રદ્ધા, દયા, તિતિક્ષા અને યજ્ઞો આ બધાં ભગવાનનાં શરીર છે.

(૧૪) ભગવાનની મૂર્તિના પ્રકારોઃ—

शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती ।
मनोमयी मणिमयी प्रतिमाष्टविधा स्मृता ॥
भा. ११-२७-१२

પત્થરની, લાકડાની, ધાતુની, માટી અથવા ચંદન વગેરેની, ચિત્રની, રેતીની અને મણિની એ રીતે આઠ પ્રકારની ભગવાનની પ્રતિમાઓ છે.

(૧૫) ભગવાનની પૂજાનાં સ્થાનોઃ—

पयस्यग्न्यर्कतोयादावतिथौ हृदये च यः ।
यजतीश्वरमात्मानमचिरान्मुच्यते हि सः ॥ भा. ११-३-५५

અગ્નિ, વાયુ, સૂર્ય, જળ અને અતિથિ વગેરેમાં તથા પોતાનાં હૃદયમાં સમસ્ત સૃષ્ટિકર્તા આત્મારૂપ ઈશ્વરનું જે પૂજન કરે છે, તે મુક્ત થાય છે.

(૧૬) ભગવાનની પૂજાનાં સ્થાનો તથા સાધનોઃ—

सूर्ये तु विद्यया त्रय्या हविषाग्नौ यजेत माम् ।
आतिथ्येन तु विप्राग्र्ये गोष्वङ्ग यवसादिना ॥
वैष्णवे बन्धुसत्कृत्या हृदि खे ध्याननिष्ठया ।
वायौ मुख्यधिया तोये द्रव्यैस्तोयपुरस्कृतैः ॥
स्थण्डिले मन्त्रहृदयैर्भोगैरात्मानमात्मनि ।
क्षेत्रज्ञं सर्वभूतेषु समत्वेन यजेत माम् ॥ भा. ११-११-४३-४५

ઈશ્વરની પૂજા કરવાનાં આ અગિયાર સ્થાનો અને સાધનો છે. સૂર્યની પૂજા વેદોક્ત સૂક્તોથી, અગ્નિની પૂજા હુતદ્રવ્ય વગેરેનો હોમ કરીને, શ્રેષ્ઠ બ્રાહ્મણ અતિથિની પૂજા તેનો સત્કાર કરીને, ગાયોની પૂજા તેમને ઘાસ વગેરે નાખીને, વૈષ્ણવોની પૂજા બન્ધુ તરીકેનો સદ્‌ભાવ ઉત્પન્ન કરીને. આકાશની પૂજા હૃદયમાં ધ્યાન કરીને, વાયુની પૂજા મુખ્ય પ્રાણદૃષ્ટિથી, જળની પૂજા જળસહિત દેવાતાં દ્રવ્યોથી--તર્પણ વગેરે દ્વારા, પૃથ્વીની પૂજા રહસ્ય, મન્ત્રોથી, શરીરમાં રહેલા આત્માની પૂજા અનાસક્ત ભાવથી ભોગો અર્પણ કરીને કરવી. આવી રીતે સર્વ પ્રાણીઓમાં ક્ષેત્રજ્ઞ-અન્તર્યામી-હું વ્યાપી રહ્યો છું એવી સમદૃષ્ટિથી મારી પૂજા કરવી.

(૧૭) ભગવાનની વિભૂતિઓઃ—

ऋषयो मनवोदेवा मनुपुत्रा महौजसः ।
कलाः सर्वे हरेरेव सप्रजापतयस्तथा ॥
एते चांशकलाः सर्वे कृष्णस्तु भगवान्स्वयम् ॥
भा. १-३-२७, २८

પ્રજાપતિઓ, ઋષિઓ, મનુઓ, દેવો અને મનુપુત્રો એ સર્વ શ્રીહરિ ભગવાનની જ વિભૂતિઓ છે. આ સર્વ ભગવાનના અંશરૂપ (વિભૂતિરૂપ) છે, પણ શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ ભગવાન જ છે.

(૧૮) ભગવાનનાં વિવિધ સ્વરૂપોઃ—

ज्ञानमात्रं परं ब्रह्म परमात्मेश्वरः पुमान् ।
दृश्यादिभिः पृथग्भावैर्भगवानेक इष्यते ॥ भा ३-३२-२६

કેવળ જ્ઞાનસ્વરૂપ, પરબ્રહ્મ પરમાત્મા ઈશ્વર, પુરુષ, ભગવાન, દ્દષ્ટા તથા દ્દશ્ય આદિ શબ્દોથી વિવિધ સ્વરૂપે જણાય છે.

(૧૯) ભગવાનના અવયવોઃ—

तपो मे हृदयं ब्रह्मं स्तनुर्विद्या क्रियाकृतिः ।
अङ्गानिक्रतवोजाता धर्म आत्मा सवः सुराः ॥ भा. ६-४-४६

હે બ્રહ્મન્ ! 'તપશ્ચર્યા', યમનિયમાદિ સહિત મારૂં ધ્યાન ) મારૂં હૃદય છે. 'વિદ્યા' મારૂ શરીર છે, 'ક્રિયા' મારી આકૃતિ છે, 'યજ્ઞો' મારાં અંગો છે 'ધર્મ,' મારૂં મન છે અને 'દેવો' મારા પ્રાણ છે.

(૨૦) ભગવાનનાં નામ, કર્મ, અને સ્વભાવઃ—

आयुषोऽपचयं जन्तोस्तथैवोपचयं विभुः ।
उभाभ्यां रहितः स्वस्थो दुःस्थस्य विदधात्यसौ ॥
केचित्कर्म वदन्त्येनं स्वभावमपरे नृप ।
एके कालं परे दैवं पुंसः काममुतापरे ॥
अव्यक्तस्याप्रमेयस्य नानाशक्त्युदयस्य च ।
न वै चिकीर्षितं तात को वेदाथ स्वसम्भवम् ॥

भा. ४-११-२१-२२

એ વ્યાપક ભગવાન પોતે નાશ કે વૃદ્ધિથી રહિત હોવાથી પોતાની મૂળસ્થિતિમાં રહે છે અને કર્મને આધીન પ્રાણીમાત્રનાં આયુષ્યનો નાશ તથા વૃદ્ધિ કરે છે. હે રાજા ! એ પરમેશ્વરને કેટલાક 'કર્મ' તરીકે, કોઈક 'સ્વભાવ' તરીકે, કેટલાક 'કાળ' તરીકે, તો કેટલાક

'દૈવ' અથવા 'કામ' તરીકે માને છે. હે તાત ! જે ઇશ્વર અવ્યક્ત છે, કોઈપણ પ્રમાણવડે સ્પષ્ટ થતા નથી, પ્રમાણજ્ઞાનથી પણ જાણી શકાતા નથી અને મહતત્ત્વ વગેરે અનેક શક્તિઓ જેમનાથી ઉદય પામે છે, તેમની કર્તવ્યેચ્છાને પણ કોઈ જાણી શકતું નથી, તોપછી સ્વયંભૂ તે ઇશ્વરને તો કોણ જાણી શકે ?

(૨૧) ભગવાનનું આકર્ષણઃ—

૧. आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥ भा. १-७-४०

આત્મામાં જ આનંદ પામનારા, અને ક્રોધ અને અહંકારરૂપી ગાંઠ વગરના મુનીઓ પણ ભગવાનમાં નિષ્કામભક્તિ કરે છે, કેમકે શ્રીહરિ તેવા કોઈ અલૌકિક આકર્ષણોથી યુક્ત છે.

૨. यथा भ्राम्यत्ययो ब्रह्मन् स्वयमाकर्षसन्निधौ ।
तथा मे भिद्यते चेतश्चक्रपाणेर्यदृच्छया ॥ भा. ७-५-१४

હે બ્રહ્મન્ ! જેમ લોઢું લોહચુંબકની સમીપમાં (એની મેળે) ભ્રમણ કરે છે, તેમ મારૂં (પ્રહલાદનું) મન પણ ચક્રપાણિ–શ્રીભગવાનનું સામિપ્ય થતાં સ્વયમેવ આકર્ષાય છે.

(૨૨) ભગવાનની વિભૂતિઓ ઉન્નતિનું કારણ છેઃ—

विभूतयो मम ह्येता भूतानां भूतिहेतवः ॥ भा. ६-४-४५

મારી આ વિભૂતિઓ પ્રાણીઓની ઉન્નતિનું કારણ છે.

(૨૩) ભગવાનનું ચરિત્રઃ—

हरेरुदारं चरितं विशुद्धम् । भा. १-१८-१५

ભગવાનનું ચરિત્ર ઉદાર અને વિશુદ્ધ છે.

(૨૪) ભગવાનનું ચરિત્ર આનંદપ્રદ છેઃ—

अन्येषां पुण्यश्लोकानामुद्दामयशसां सताम् ।
उपश्रुत्य भवेन्मोदः श्रीवत्साङ्कस्य किं पुनः ॥ भा. ३-१९-३४

જો પવિત્ર કીર્તિવાળા અને ઉદ્દામ યશવાળા બીજા સત્પુરુષોનાં ચરિત્રો સાંભળીને હર્ષ થાય, તો પછી વક્ષઃસ્થલમાં શ્રીવત્સનું

ચિન્હ ધારણ કરનાર ભગવાનના ચરિત્રો સાંભળીને હર્ષ થાય તેમાં શું આશ્ચર્ય છે?

(૨૫) ભગવાનનું ચરિત્ર અતર્ક્ય છે.—

अहो ! विभूम्नश्चरितं विडम्बनम् ।

भा ३-१४-२८; १०-८४-१७

અહો! વિભુનું (ભગવાનનું) ચરિત્ર અતર્ક્ય છે.

(૨૬) ભગવાનનું ચરિત્ર-નૌકારૂપે —

पतद्भयातुरचितानां मात्रास्पर्शेच्छया मुहु ।
भवसिन्धुप्लवो दृष्टो हरिचर्यानुवर्णनम् ॥ भा. १-६-३५

ભગવાનનાં ચરિત્રોનું વર્ણન વિષયોની ઈચ્છાથી વારંવાર વ્યગ્ર ચિત્તવાળા મનુષ્યો માટે સંસારસમુદ્રમાં નૌકારૂપે છે.

(૨૭) ભગવાનની લીલા વિચિત્ર છે —

अहो ! विचित्रं भगवद्विचेष्टितम् । भा. १०-८४-१६

અહો! ભગવાનની લીલા આશ્ચર્યમય છે, વિચિત્ર છે.

(૨૮) ભગવાનની લીલા અતર્ક્ય છે —

अहो ईश्वरलीलेयं दुर्विभाव्या शरीरिणाम् ॥ भा. १२-१०-२८

અહો! આ ઈશ્વરની લીલા પ્રાણીઓથી ન સમજી શકાય એવી છે

(૨૯) ભગવાનનું કાર્ય —

एष भूतानि भूतात्मा भूतेशो भूतभावन ।
स्वशक्त्या मायया युक्तः सृजत्यत्ति च पाति च ॥

भा. ४-११-२६

પ્રાણીમાત્રના આત્મા, ઈશ્વર, રક્ષણકર્તા આ ભગવાન પોતાની માયાશક્તિવડે સર્વને ઉત્પન્ન કરે છે, રક્ષે છે અને સંહારે છે.

(૩૦) ભગવાનની પ્રસન્નતાનું ફળઃ—

૧. तस्मिन्प्रसन्ने सकलाशिषां प्रभौ,
किं दुर्लभं ताभिरलंलवात्मभिः ।
अनन्यदृष्ट्या भजतां गुहाशयः,
स्वयं विधत्ते स्वगतिं परः पराम् ॥ भा. ३-१३-४९

સમગ્ર પુરુષાર્થોના પ્રભુ પ્રસન્ન થાય તો શું દુર્લભ છે? એની આગળ જગતના કામાદિ પદાર્થો પણ નિષ્ફળ છે. જે પુરુષો સર્વ આશાઓનો ત્યાગ કરી કેવળ ભગવાનનું ભજન કરે છે, તેઓને પ્રાણીમાત્રની હૃદયગુફામાં રહેલા તે પરમાત્મા પોતાની મેળે જ સર્વોત્કૃષ્ટ પોતાનાં પદની પ્રાપ્તિ કરાવે છે.

૨. यस्य प्रसन्नो भगवान् गुणैर्मैत्र्यादिभिर्हरिः ।
तस्मै नमन्ति भूतानि निम्नमाप इव स्वयम् ॥ भा. ४-९-४७

ભગવાન શ્રીહરિ જેના ઉપર મૈત્રી વગેરે ગુણોથી પ્રસન્ન થયા હોય, તેઓ જેમ જળ નીચાણના ભાગમાં ઢળે છે, તેમ પોતાની મેળે નમે છે.

(૩૧) ભગવાનની પ્રસન્નતા-ભક્તિમાંઃ—

सर्वेषामपि भूतानां हरिरात्मेश्वरः प्रियः ।
भूतैर्महद्भिः स्वकृतैः कृतानां जीवसंज्ञितः ॥
देवोऽसुरो मनुष्यो वा यक्षो गंधर्व एव च ।
भजन्मुकुन्दचरणं स्वस्तिमान्स्याद्यथावयम् ॥
नालं द्विजत्वं देवत्वमृषित्वं वा सुरात्मजाः ।
प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता ॥
न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद् विडम्बनम् ।
भा. ७-७-४९-५१

શ્રીહરિ પોતે ઉત્પન્ન કરેલાં પાંચ મહાભૂતોમાંથી બનેલાં સર્વ પ્રાણીઓના પ્રિય આત્મા છે, ઇશ્વર છે અને અન્તર્યામી છે. દેવ, અસુર, મનુષ્ય, યક્ષ કે ગંધર્વ કોઈપણ મુકુન્દ ભગવાનના ચરણનું ભજન કરનાર કલ્યાણને પ્રાપ્ત કરે છે. હે અસુર પુત્રો! બ્રાહ્મણપણું, દેવપણું, ઋષિપણું, સદાચારી કે જ્ઞાનીપણું મુકુંદ ભગવાનને પ્રસન્ન કરવાને સમર્થ નથી. દાન, તપ, યજ્ઞ, પવિત્રતા કે વ્રતો ભગવાનને પ્રસન્ન કરવા શક્તિમાન નથી. માત્ર શુદ્ધ ભક્તિથી જ શ્રીહરિ પ્રસન્ન થાય છે; બાકી તો બધુ નાટકજ છે.

(૩૨) ભગવાનના અનુગ્રહનું ફળ—

૧. लोकाः स्युः कामसन्दोहा यस्य तुष्यति दिष्टदृक् ।

भा. ४-२१-२३

પૂર્વકર્મના સાક્ષી પરમાત્મા જેના ઉપર પ્રસન્ન થાય છે તે મનુષ્યની સર્વકામનાઓ પૂર્ણ થાય છે.

૨. किं तस्य दुर्लभतरमिहलोके परत्र च ।
यस्य विप्राः प्रसीदन्ति शिवो विष्णुश्च सानुगः ॥

भा. ४-२२-२८

જેના ઉપર બ્રાહ્મણો, શંકર, તથા ભક્તોસહિત વિષ્ણુભગવાન પ્રસન્ન છે, તેને આલોકમાં કે પરલોકમાં શુ દુર્લભ છે?

(૩૩) ભગવાનનો અનુગ્રહ કોના ઉપર ઉતરે છે:—

ज्ञानमज्ञाततत्त्वाय यो दद्यात्सत्पथेऽमृतम् ।
कृपालोर्दीननाथस्य देवास्तस्यानुगृह्णते ॥ भा. ४-१२-५१

જે પુરુષ અજ્ઞાની મનુષ્યને ભગવન્માર્ગમાં અમૃતરૂપ જ્ઞાન આપે છે તે દીનજનોનો ઉદ્ધાર કરનાર કૃપાળુ પુરુષ ઉપર ભગવાન્—(દેવતાઓ) અનુગ્રહ કરે છે.

(૩૪) ભગવાનની ભક્તપ્રિયતા:—

अहं भक्त पराधीनो ह्यस्वतन्त्र इव द्विज ।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥

नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना ।
श्रियंचात्यन्तिकीं ब्रह्मन् येषां गतिरहं परा ॥
ये दारागारपुत्राप्तान् प्राणान्वित्तमिमं परम् ।
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥
मयि निर्बद्धहृदयाः साधवः समदर्शनाः ।
वशीकुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिंयथा
मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।
नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविद्रुतम् ॥
साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम् ।
मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि ॥

भा. ९–४–६३–६८

(શ્રી ભગવાન કહે છે કે:–) હે બ્રાહ્મણ ! હું ભક્તને આધીન છું તેથી સ્વતંત્ર હોવા છતાં અસ્વતંત્ર છું. સજ્જન ભક્ત પુરુષોએ મારા હૃદયને વશ કરી લીધું છે, કેમકે ભક્તજનો મને પ્રિય છે. હે બ્રહ્મન્ ! જેઓ કેવળ મનેજ પરમ આશ્રયરૂપ માને છે, તેવા મારા સજ્જન ભક્તો વિના હું મારી પોતાની કે નિત્ય મારી સમીપમાંજ રહેનારી લક્ષ્મીદેવીની પણ સ્પૃહા રાખતો નથી. જેઓ પોતાની સ્ત્રી, ઘર, પુત્રો, સ્વજનો, પ્રાણ, ધન, આ લોક તથા પરલોક સર્વનો ત્યાગ કરીને કેવળ મારે શરણે આવ્યા છે, તેનો ત્યાગ કરવા હું કેમ તૈયાર થાઉં ? જેમ પતિવ્રતા સ્ત્રીઓ પોતાના ઉત્તમ પતિને વશ કરી લે છે, તેમ મારામાં પોતાનાં હૃદયને સ્થાપનારા તથા સમદૃષ્ટિવાળા ભક્તપુરુષો ભક્તિથી મને વશ કરી લે છે. એ ભક્તો મારી સેવાથી પ્રાપ્ત થએલા સાલોક્ય, સામીપ્ય, સાયુજ્ય તથા સારૂપ્ય નામના ચાર પુરુષાર્થોને પણ ઇચ્છતા નથી, તો પછી કાળથી નાશ પામતી બીજી વસ્તુઓને તો ક્યાંથી જ ઇચ્છે ? (કેમકે તેઓ મારી સેવાથીજ પૂર્ણકામ હોય છે.) માટે મારા ભક્તો એજ મારું હૃદય છે અને હું ભક્તોનું હૃદય છું. તેઓ

મારા વિના બીજું જાણતા નથી. અને હું તેમના વિના બીજું કંઈ જાણતો નથી.

(૩૫) ભગવાનની કૃપાથી દુ:ખનિવૃત્તિ:—

यत्तेऽनुकूलेश्वर विप्रगुप्ता, न विक्रमस्तत्र सुखं ददाति ॥

ભા. ૮-૧૬-૧૬

ઈશ્વર અનુકૂળ હોય અને બ્રાહ્મણોથી રક્ષા પામેલા હોય તેમના ઉપર પરાક્રમ કરવું (દુઃખ આપવું) સુખદાયી નથી.

(૩૬) ભગવાનની કૃપાદષ્ટિનું ફળ:—

૧. नोपसर्गा संभवन्ति ममेक्षया ॥ ભા. ૮-૨૨-૩૨

મારી કૃપાદષ્ટિથી મારામાં વાસ કરનારાઓને પીડાઓ, પરાભવ કે ઉપદ્રવો થતાં નથી.

૨. पथिच्युतं तिष्ठति दिष्टरक्षितं,
गृहेस्थितं तद्विहतं विनश्यति
जीवत्यनाथोऽपि तदीक्षितो वने,
गृहेऽपि गुप्तोऽस्य हतो न जीवति ॥ ભા. ૭-૨-૪૦

ઈશ્વરે રક્ષા કરેલી વસ્તુ રસ્તામાં પડી હોય તોપણ તેમની તેમજ રહે છે, અને ઈશ્વર જેનો નાશ કરવા ધારે છે તે વસ્તુ ઘરમાં રહેલી હોય તો પણ વિનાશ પામે છે. પરમેશ્વરે કૃપાદષ્ટિથી જોયેલ મનુષ્ય અનાથ હોય કે વનમાં હોય તો પણ જીવે છે, જ્યારે પરમેશ્વરે હણેલો મનુષ્ય ઘરમાં સુરક્ષિત હોય તો પણ જીવતો નથી.

(૩૭) ભગવાનની સમાનતા:—

૧. न ह्यस्यास्ति प्रियः कश्चिन्नाप्रियः स्वः परोऽपि वा ।
आत्मत्वात्सर्वभूतानां सर्वभूतप्रियो हरिः ॥ ભા. ૬-૧૭-૨૨

શ્રીહરિ ભગવાન સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી તેમને કોઈ પ્રિય કે અપ્રિય નથી, કોઈ પોતાનો કે પારકો પણ નથી.

२. न तस्यकश्चिद्दयितः सुहृत्तमो,
न चाप्रियो द्वेष्य उपेक्ष्य एव वा
तथापि भक्तान्भजते यथा तथा,
सुरद्रुमोयद्वदुपाश्रितोऽर्थदः ॥ भा. १०-३८-२२

ભગવાનને કોઈ પ્રિય કે અપ્રિય નથી, હિતકર્તા કે શત્રુ નથી અને કોઈ ઉપેક્ષા કરવા યોગ્ય પણ નથી; છતાં જેમ આશ્રય કરેલું કલ્પવૃક્ષ ઇષ્ટ અર્થ આપે છે, તેમ ભગવાન પણ ભક્તોને ભજે છે.

(૩૮) ભગવાનની ઈચ્છા પ્રબલ છે:—

यथा दारुमयी योपिन्नृत्यते कुहकेच्छया।
एवमीश्वरतन्त्रोऽयमीहते सुखदुःखयोः ॥ भा. १०-५४-१२

જેમ લાકડાની પૂતળી તેને નચાવનાર મદારીની ઇચ્છા પ્રમાણે નાચે છે તેમ ઇશ્વરને આધીન રહેનાર લોકો ઈશ્વરની ઇચ્છા પ્રમાણેજ સુખી કે દુઃખી બને છે.

(૩૯) ભગવાનનો ક્રોધ પણ કૃપારૂપી છે:—

क्रोधोऽपि तेऽनुग्रह एव सम्मतः । भा. १०-१६-३४

હે પ્રભુ! આપનો ક્રોધ પણ અમારું ભલું કરનાર અનુગ્રહ છે.

(૪૦) ભગવાનનું ચરણ કમળ વરપ્રદ છે:—

सर्वकामवरस्यापि हरेश्चरण आस्पदम् ॥ भा. २-६-६

શ્રીહરિનું ચરણકમળ સર્વ ઇચ્છિત પદાર્થો આપનાર છે.

(૪૧) ભગવાનનું વ્યાપકત્વ અને તેની પ્રસન્નતાનો ઉપાયઃ—

परावरेषु भूतेषु ब्रह्मान्तस्थावरादिषु ।
भौतिकेषु विकारेषु भूतेष्वथ महत्सु च ॥
गुणेषु गुणसाम्ये च गुणव्यतिकरे तथा ।
एक एव परो ह्यात्मा भगवानीश्वरोऽव्ययः ॥
प्रत्यगात्मस्वरूपेण दृश्यरूपेण च स्वयम् ।

व्याप्यव्यापकनिर्देश्यो ह्यनिर्देश्योऽविकल्पितः ॥
केवलानुभवानन्दस्वरूपः परमेश्वरः ।
माययान्तर्हितैश्वर्य ईयते गुणसर्गया ॥
तस्मात्सर्वेषु भूतेषु दयां कुरुत सौहृदम् ।
आसुरं भावमुन्मुच्य यया तुष्यत्यधोक्षजः ॥ भा. ७-६-२०-२४

સ્થાવરથી આરભીને બ્રહ્મા સુધીનાં નાનાં મોટાં સર્વ પ્રાણીઓમાં, પાચ ભૂતોના વિકારરૂપ પદાર્થોમાં, આકાશાદિ પાંચમહાભૂતોમાં, સત્વાદિ ત્રણ ગુણોમાં, ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિમાં, તથા ગુણોની વિષમ અવસ્થારૂપ મહત્તત્વાદિમાં, એકજ અવિનાશી પરમાત્મા વ્યાપક છે. તે પરમેશ્વર વસ્તુત: કલ્પનામાં પણ ન આવી શકે તેવા, અને અનિર્દેશ્ય છે, તોપણ માયાને લીધે દ્દષ્ટા અને ભોક્તા સ્વરૂપે-વ્યાપક સ્વરૂપે-દર્શાવી શકાય છે. અર્થાત્ દશ્ય તથા ભોગ્ય-રૂપે વ્યાપક છે. ભગવાનનુ સ્વરૂપ તો કેવળ અનુભવાત્મક આનંદ સ્વરૂપ જ છે, તો પણ ગુણાત્મક સૃષ્ટિ ઉત્પન્ન કરનારી માયાથી તેનું ઐશ્વર્ય ઢંકાયલું છે માટે આસુરીભાવનો ત્યાગ કરીને સર્વ-પ્રાણીઓ ઉપર દયા કરો કે જેથી ભગવાન પ્રસન્ન થાય.

(૪૨) ભગવાનનું ભક્તને દાનઃ—

सर्वान्ददाति सुहृदो भजतोऽभिकामान्
आत्मानमप्युपचया पचयो न यस्य । भा १०-४८-२६

ભગવાન પવિત્ર હૃદયવાળા પોતાના ભક્તોની સર્વ ઇચ્છાઓ પૂરી કરે છે એટલુ જ નહિ, પરન્તુ પોતાનો આત્મા કે જેની કદી વૃદ્ધિ કે ક્ષય થતાં નથી તે સ્વરૂપનું દર્શન પણ આપે છે.

(૪૩) ભગવાનનાં દર્શન એ પરમ લાભ છે.—

अयं हि परमो लाभः उत्तमश्लोकदर्शनम् । भा. १०-८०-१२

ઉત્તમ યશવાળા ભગવાનનાં દર્શન પ્રાપ્ત થવાં એજ પરમ લાભ છે.

(૪૪) ભગવાનના ગુણો અનંત છેઃ—

नान्तं गुणानामगुणस्य जग्मुर्योगेश्वरा ये भवपाद्ममुख्याः
भा. १-१८-१४

શંકર તથા બ્રહ્મા વગેરે યોગેશ્વરો પણ તે નિર્ગુણ પરમાત્માના ગુણોનો પાર પામી શક્યા નથી.

(૪૫) ભગવાન આશ્રયરૂપ છેઃ—

द्रव्यं कर्म च कालश्च स्वभावो जीव एव च।
यदनुग्रहतः सन्ति न सन्ति यदुपेक्षया॥
अनुप्राणन्ति यं प्राणाः प्राणन्तं सर्वजन्तुषु।
अपानन्तमपानन्ति नरदेवमिवानुगाः॥ भा. २-१०-१२, १६

ભગવાનના અનુગ્રહથી દ્રવ્ય, કર્મ, કાળ, સ્વભાવ અને જીવ પોતપોતાનું કાર્ય કરવામાં સમર્થ થાય છે. પણ તેમની ઉપેક્ષાથી કંઈ પણ કાર્ય કરી શકતાં નથી. આ જગતના પ્રાણરૂપ ભગવાન જ્યારે ચેષ્ટા કરે છે, ત્યારે તેની પાછળ સર્વ જંતુઓ, સેવકો જેમ રાજાને અનુસરે તેમ ચેષ્ટા કરે છે, અને તે મુખ્ય પ્રાણની ચેષ્ટાનો ત્યાગ થતાં સર્વ જંતુઓ પણ ચેષ્ટાનો ત્યાગ કરે છે.

(૪૬) ભગવાન-યજ્ઞાદિ ક્રિયાનાં ફળ રૂપેઃ—

प्रधानकालाशयधर्मसंग्रहे, शरीर एष प्रतिपद्य चेतनाम्।
क्रियाफलत्वेन विभुर्विभाव्यते, यथानलो दारुषु तद्गुणात्मकः
भा. ४-२१-३५

જેમ અગ્નિ લાકડાંમાં રહીને તે લાકડાંની પેઠે જ લાંબો અને વાંકોચૂંકો વગેરે ગુણોવાળો જણાય છે, તેજ પ્રમાણે ભગવાન પણ કેવળ પરમાનંદ સ્વરૂપ છે, તો પણ પ્રકૃતિ, કાલ, વાસના અને અદૃષ્ટથી ઉત્પન્ન થયેલાં—આ શરીરમાં વિષયાકાર બુદ્ધિને પામીને યજ્ઞ-યાગાદિ ક્રિયાઓનાં ફળરૂપે જણાય છે.

૪૭ ભગવાન સર્વરક્ષક છેઃ—

स रक्षिता रक्षति यो हि गर्भे ॥ भा. ७-२-३८.

ગર્ભમા જે રક્ષા કરે છે, તેજ સર્વસ્થાને રક્ષા કરે છે

૪૮ ભગવાન સર્વપોષક છે —

अग्नयोऽतिथयो भृत्या भिक्षवो ये च लिप्सव ।
सर्वे भगवतो ब्रह्मन्ननु ध्यानान्न रिष्यति ॥ भा. ८-१६-१२

ભગવાનનું ધ્યાન કરવાથી અગ્નિઓ અતિથિઓ, સેવકો, અથવા ભિક્ષુઓ-એ સર્વમાં કોઈ જાતની હીનતા થતી નથી (પુષ્ટ બને છે.)

૪૯ ભગવાન મૃત્યુ જય છેઃ—

मृत्यवो नोपधक्ष्यन्ति मृत्यूनां मृत्युमीश्वरम् ।
भा. १२-५-१०

મૃત્યુને પણ મારનાર પરમાત્માને મરણ મૃત્યુ પમાડી શકતું નથી. અર્થાત્ જે તેને શરણે જાય છે, તેને મરણનો ડર નથી.

૫૦ ભગવાન દૃષ્ટા તરીકેઃ—

स वा इदं विश्वममोघलीलः सृजत्यवत्यत्ति न सज्जतेऽस्मिन् ।
भूतेषु चान्तर्हित आत्मतन्त्रः षाड्वर्गिकं जिघ्रति षड्गुणेशः ॥
भा. १-३-३६

તે અમોઘલીલાવાળા ભગવાન આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે છતાં તેમા આસક્ત થતા નથી, એ અંતર્યામી સ્વરૂપે રહેલા સ્વતંત્ર ભગવાન ૭ ઇન્દ્રિયોના વિષયોને દૂરથી ગંધની પેઠે ગ્રહણ કરે છે

૫૧ ભગવાન ભક્તને સંપત્તિ કેમ આપતા નથી?

१ भक्ताय चित्रा भगवान् हि सम्पदो,
राज्यं विभूतीर्न समर्थयत्यजः ।
अदीर्घबोधाय विचक्षणः स्वयं,
पश्यन् निपातं धनिनां मदोद्भवम् ॥ भा १०-८१-३७

અજન્મા તે ભગવાન ધનવાન પુરુષોના મદથી ઉત્પન્ન થતો અધઃપાત જોઈને અને તેથીજ વિચક્ષણ હોઈને પોતાના અલ્પજ્ઞાની ભક્તને વિવિધ સંપત્તિઓ, તથા રાજ્ય કે સ્ત્રીપુત્રાદિ વિભૂતિઓ આપતા નથી; પણ દૃઢ ભક્તિજ આપે છે.

૨. पुंसां किलैकान्तधियां स्वकानां
या: संपदो दिवि भूमौ रसायाम् ।
न राति यद् द्वेष उद्वेग आधि-
र्मदः कलिर्व्यसनं सम्प्रयासः ॥
त्रैवर्गिकायासविघातमस्मत्
पतिर्विधत्ते पुरुषस्य शक्र ।
ततोऽनुमेयो भगवत्प्रसादो
यो दुर्लभोऽकिंचन गोचरोऽन्यैः ॥

મહાત્મા વૃત્રાસુર ઇન્દ્રને કહે છે કે હે ઇન્દ્ર, એકાન્તભક્તિને લીધે ભગવાને જે ભક્તો ઉપર અનુગ્રહ કર્યો છે, એવા નિજભક્તોને આકાશ પૃથ્વી કે પાતાલમાં સંપત્તિ આપતા નથી-રાખતા નથી-કે જેનાથી દ્વેષ, ઉદ્વેગ, દુઃખ, આધિ, મદ, કલેશ, અને પ્રયાસ -અહંતા-ઉત્પન્ન થાય. અમારા નાથ આ દુઃખોમાંથી બચાવે છે. હે ઇન્દ્ર આ ભગવાનની કૃપા છે, એમ માનવું. એ ભગવત્કૃપા બીજા માણસોને સ્વપ્ને પણ દુર્લભ હોય છે. કેવળ અકિંચન માણસજ તેને અનુભવી શકે છે.

૫૨ ભગવાન સંયોગ-વિયોગના હેતુરૂપ છે:—

नूनं भूतानि भगवान् युनक्ति वियुनक्ति च ।
वायुर्यथा घनानीकं तृणतूलं रजांसि च ।
संयोज्याक्षिपते भूयस्तथा भूतानि भूतकृत् ॥

ભા. ૧૦-૮૨-૪૩-૪૪

જેમ વાયુ વાદળાંઓના સમૂહને, ઘાસને, રૂને તેમજ ધૂળને એકબીજા સાથે જોડી દઈ ફરી પાછાં વિખૂટાં પાડે છે, તેમ

પ્રાણીઓના સ્રષ્ટા ભગવાન પ્રાણીઓને એકબીજા સાથે જોડે છે અને વિખૂટાં પાડે છે.

૫૩ ભગવાન ભક્તને ચતુર્વિધ પુરુષાર્થરૂપે ફળે છેઃ—

ज्ञाने कर्मणि योगे च वार्तायां दण्डधारणे ।
यावानर्थो नृणां तात तावांस्तेऽहं चतुर्विधः ॥ भा. ११-२९-३३

હે ઉદ્ધવ ! જ્ઞાન, કર્મ, યોગ અને રાજનીતિ—આ ચારે પ્રકારના પુરુષાર્થ રૂપે હું (ભગવાન) મારા અનન્યભક્તને પ્રાપ્ત થાઉં છું.

૫૪ ભગવાનની કૃપા હોય તોજ રક્ષા શક્ય છેઃ—

बालस्य नेह शरणं पितरौ नृसिंह
नार्तस्य चागदमुदन्वति मज्जतोनौः ।
तप्तस्य तत्प्रतिविधिर्य इहाञ्जसेष्ट-
स्तावद् विभो तनुभृतां त्वदुपेक्षितानाम् ॥ भा. ७-९-१९

બાળકને તેનાં માતા પિતા શરણરૂપ થઈ શકતાં નથી, (કેમકે માતાપિતાનું પાલન હોવા છતાં પણ બાળક દુઃખી જોવામાં આવે છે.) રોગી મનુષ્યને ઔષધ શરણરૂપ થતું નથી કારણ કે ઔસડ કર્યા છતાં રોગીનું મૃત્યુ જોવામાં આવે છે. સમુદ્રમાં ડૂબતા મનુષ્યને નૌકા પણ શરણરૂપ થતી નથી કારણ કે કોઇ વખત નૌકા ડૂબે છે. અને તેને શરણે આવેલા માણસને ડૂબાડે છે. હે ભગવાન્ નૃસિંહ, આ સર્વ ઉપાયો ત્યાં સુધી જ ઇષ્ટ છે, કે જ્યાં સુધી આપની ઉપેક્ષા—અવકૃપા—નથી. માટે સૌ કોઇનું આપજ શરણ છો.

૫૫ ભગવત્પ્રાપ્તિને સહેલો ઉપાયઃ—

अयं हि सर्वकल्पानां सध्रीचीनो मतो मम ।
मद्भावः सर्वभूतेषु मनोवाक्कायकर्मभिः ॥ भा. ११-२९-१९

મન, વાણી અને શરીરનાં કાર્યોથી સર્વ પ્રાણીઓમાં મારો (પરમાત્માનો) ભાવ કરવો, આ ઉપાય મને (ભગવાનને) પામવાના સર્વ ઉપાયોમાં શ્રેષ્ઠ છે.

૫૬ ભગવત્પ્રાપ્તિ અને આત્મદર્શન—

अस्त्येव राजन्भवतो मधुद्विषः पादारविन्दस्य गुणानुवादने।
रतिर्दुरापा विधुनोति नैष्ठिकी कामं कषायं मलमन्तरात्मन ॥
शास्त्रेष्वियानेव सुनिश्चितो नृणां क्षेमस्य सध्र्यग्विमृशेषु हेतुः।
असङ्ग आत्मव्यतिरिक्त आत्मनि दृढा रतिर्ब्रह्मणि निर्गुणे च या ॥

ભા. ૪–૨૨–૨૦–૨૧

હે રાજન્! ભગવાનના ચરણકમળના ગુણોનું શ્રવણ કરવામાં તમને (પૃથુરાજાને) પ્રીતિ છે. એ પ્રીતિ દુર્લભ છે, અને મનમાં રહેલા કામરૂપી મેલનો નાશ કરનારી છે. ઉત્તમ વિચારવાળાં શાસ્ત્રોમાં મનુષ્યોના કલ્યાણનું એજ કારણ નક્કી કરવામાં આવ્યું છે કે, આત્માથી ભિન્ન એવા દેહાદિ ઉપર વૈરાગ્ય રાખવો અને નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ આત્મા ઉપર પ્રીતિ કરવી.

૫૭ ભગવદ્ગુણ પ્રશંસાઃ—

निवृत्ततर्षैरुपगीयमानाद्भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात्।
क उत्तमश्लोकगुणानुवादात्पुमान्विरज्येत विना पशुघ्नात् ॥

ભા ૧૦–૧–૪

સંસારના ઔષધરૂપ, કાન તથા મનને રૂચિકર, અને વિરક્ત પુરુષોવડે ગવાયેલા પરમાત્માના ગુણાનુવાદને પશુઘાતી પુરુષ વિના બીજો કયો માણસ ન સેવે?

૫૮ સર્વવ્યાપી ભગવાન આત્મસ્વરૂપે —

यथानिल स्थावरजङ्गमानामात्मस्वरूपेण निविष्ट ईशेत्।
एवं परो भगवान्वासुदेव क्षेत्रज्ञ आत्मेदमनुप्रविष्टः ॥

ભા. ૫–૧૧–૧૪

જેમ વાયુ સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓમા પ્રાણરૂપે રહી તેઓને નિયમમાં રાખે છે, તેમ સર્વથી પર એવા ભગવાન વાસુદેવ પણ ક્ષેત્રજ્ઞ-આત્મા રૂપે-આ જગતમા પ્રવેશીને સર્વને નિયમમા રાખે છે.

———०———

॥ ॐ नम श्रीकृष्णाय ॥

# પ્રકરણ ૨ જું

## આત્મા

वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीवः स विज्ञेयः स चानन्त्याय कल्पते ॥
नैव स्त्री न पुमानेष न चैवायं नपुंसकः ।
यद्यच्छरीरमादत्ते तेन तेन स युज्यते ॥

श्वे. ५-९-१०

जीवस्त्वाराग्रमात्रो हि गंधवद् व्यतिरेकवान् ।
व्यापकत्वश्रुतिस्तस्य भगवत्त्वेन युज्यते ॥

त. नि. १-५३

આગલા પ્રકરણમાં આપણે બ્રહ્મસ્વરૂપ વિષે વિચાર કર્યો. તેનાં બે સ્વરૂપો નિર્ગુણ તથા સગુણનાં પ્રમાણે આપ્યાં. હવે આપણે આ પ્રકરણમાં એજ વ્યાપક બ્રહ્મના અંશરૂપ આત્મા–જીવ–સંબંધી વિચાર કરીએ

સમગ્ર જગતમાં દૃષ્ટિ કરતાં આપણે મુખ્ય બે પ્રકારની સૃષ્ટિ જોઈએ છીએ ચેતન અને જડ. એ બંનેમાં પ્રભુ વ્યાપક છે અને તેથી શ્રીમદ્‌ભાગવતે ભગવાનનાં બંને સ્વરૂપોનું વર્ણન કર્યું છે. આ પૈકી ચેતન સૃષ્ટિનો વિચાર કરીએ

આ ચેતન સૃષ્ટિ આત્મમય છે. એના ચાર મુખ્ય પ્રકાર છે. અને દરેક અનુક્રમે ઓછી શક્તિ ધરાવે છે. (૧) જરાયુજ (૨) અંડજ (૩) સ્વેદજ (૪) ઉદ્ભિજ.

(૧) માતાના ગર્ભમાં ઓળથી વીંટળાઈ જન્મ પામતા માણસો અને પશુઓ.
(૨) માતાના ગર્ભમાંથી ઈંડારૂપે ઉત્પન્ન થઈ પછી તેમાંથી બહાર આવતાં પક્ષીઓ અને સર્પો.
(૩) પરસેવામાંની ઉત્પન્ન થનારાં—જૂ, માંકડ, ચાંચડ વગેરે.
(૪) સમગ્ર વનસ્પતિ જે જમીન ફાડી બહાર નીકળે તે.
આ ચાર સિવાયના જે પદાર્થો છે. તે જડ સૃષ્ટિ છે.

ચેતનસૃષ્ટિ અનંત છે. એ સર્વનું મૂળ અક્ષરબ્રહ્મ છે. यथा सुदीप्तात् पावकात् क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्त्येव तस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोका सर्व एवात्मनो व्युच्चरन्ति रमणीयचरणाः कपूयचरणाः । જેમ અત્યંત સળગી ઊઠેલા અગ્નિમાંથી ઝીણા ઝીણા તણખા બહાર નીકળે છે તે પ્રમાણે પરમાત્મામાંથી બધા જીવો, બધી દુનિયા અને બધા જ દૈવી અને આસુરી આત્માઓ બહાર નીકળે છે.

ટૂંકમાં પ્રત્યેક જીવાત્મા પરમાત્માનો અંશ છે. અગર સૂર્યને પરમાત્મા ગણીએ તો તેનું કિરણ આત્મા છે. જો સાગર પરમાત્મા હોય તો તેનું બિન્દુ એ આત્મા છે. એટલે પરમાત્માના સમગ્ર સ્વરૂપનો આત્મા અંશ છે. મહર્ષિ વ્યાસ પણ તેનું બ્રહ્મસૂત્રમાં (૨-૩-૪૩) અંશ તરીકે સમર્થન કરે છે.

આમ પરમાત્મા સ્વયં નિરંજન નિરાકાર નિર્ગુણ હોવા છતાં રમણ કરવાની ઇચ્છાથી સગુણ બન્યા અને અગ્નિમાંથી જેમ તણખા જુદા પડે તેમ અક્ષર બ્રહ્મમાંથી સર્વ જીવો જુદા પડ્યા. કર્મ ધર્મ પ્રમાણે દેહ બંધાયા અને જડ ચૈતન્યાત્મક સૃષ્ટિ ઉત્પન્ન થઈ. પ્રત્યેક આત્મા પોતાના દેહ પૂરતો માલીક બન્યો. પરમાત્માના ગુણો બહુ જ ઓછા પ્રમાણમાં પણ લગભગ બધાજ આવ્યા, આથી તે અણુ કહેવાયો.

ભગવાને આ સર્જનલીલા શા માટે કરી તેનો જવાબ આપવો મુશ્કેલ છે. એમાં દરેક ધર્મોની જુદીજુદી માન્યતાઓ છે. આપણો ધર્મ માને છે કે स एकाकी नारमत। स द्वितीयमैच्छत्। બ્રહ્મને એકલું રહેવું ગમ્યું નહિ. તેણે રમવાની ઇચ્છા કરી અને 'હું એકલો છું તે ઘણે રૂપે થાઉં' એ ભાવનાથી એકમાંથી અનેક સ્વરૂપે થયા. છતાં મૂળ સ્વરૂપ કાયમ રહ્યું.

આનેજ સર્જનલીલા કહે છે. બાળક શા માટે રમે છે. હસે છે. બોલે છે. એનો જવાબ જેમ આપી શકાય તેમ નથી. તેમ બ્રહ્મે આ જગત્ શા માટે રચ્યું ? તેનો જવાબ પણ આપી શકાય એમ નથી. लोकवत् तु लीलाकैवल्यम्। જેમ બાળકને રમવામાં પ્રયાસ પડતો નથી કેવળ આનંદને માટે રમે છે. એકાદ રમકડું ભાંગે તૂટે તેથી દુઃખ નથી. એકાદ રમકડાંને ઉચ્ચસ્થાને બેસાડે તેનો હર્ષ નથી. તેવું જ પરમાત્માની આ સર્જનલીલાનું છે.

એમાં મુખ્ય બે તત્ત્વો છે. એ આગળ જોયું. જડ અને ચેતન. બંનેનો સંબંધ એકબીજાનો પૂરક છે. આત્મા વિનાનો

દેહ નકામો છે, જ્યારે દેહ વગરનો આત્મા નિષ્ક્રિય છે. એ આત્મા બ્રહ્મસ્વરૂપની પેઠેજ નિરંજન નિર્ગુણ ન છેદી શકાય ન બાળી શકાય ન પલાળી શકાય ન સૂકવી શકાય તેવો છે. એ નિત્ય છે. પોતાનાં ક્ષેત્રમાં વ્યાપક છે. અચલ અને સનાતન છે. (ગી. ૨. શ્લો. ૨૪) સાથે એ જ્ઞાનધર્મા છે. અને જ્ઞાનસ્વરૂપ છે. (બ્ર. સૂ. ૨–૩–૩૮) તે સ્ત્રી નથી, પુરુષ નથી, નપુંસક પણ નથી. જે દેહમાં તે જાય છે તે તેવો કહેવાય છે. (શ્વે. ઉ. અ. ૫.)

આમ બ્રહ્માનાં લગભગ બધાં જ તત્ત્વો તેમાં હોવા છતાં તેની શક્તિ ખૂબ મર્યાદિત છે. જેમ પ્રચંડ અગ્નિ આગળ તેના એક તણખાનો હિસાબ નથી. તેનું તેજ ઓછું છે, દાહકશક્તિ ઓછી છે, અને જીવન ટૂંકું છે. તેમ પરમાત્માની પ્રચંડ શક્તિ આગળ આત્માની શક્તિ પણ મર્યાદિત છે. તેનું કારણ શ્રી મહાપ્રભુજી નીચે પ્રમાણે આપે છે.

ભગવાનની ઇચ્છાથી પરમાત્માના છ ધર્મો નષ્ટ થયા. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય. અને તેથી જીવ પરતંત્ર સર્વ દુઃખ સહન કરનારો, સર્વહીન, અહંકારી અને વિષયાસક્ત બન્યો. (અણુભાષ્ય. ૩–૨૦૫)

છતાં આપણે ભૂલવું ન જોઈએ કે એ બ્રહ્માગ્નિનો તણખો છે. જેમ એક નાનો અગ્નિનો તણખો યોગ્ય સ્થાન અને પોષણ મળતાં ગામનાં ગામ બાળી નાંખે છે. તેમ મુઠ્ઠીભર હાડકાંના માળામાં રહેલો આત્મા અનેક અગ્નિ ઉત્પન્ન કરે છે તેમ જ અનેકનો ઉદ્ધારક બને છે. કોઈ વખત હિરણ્યકશિપુ કે હિટલર બની જગતનો સંહાર સરજાવે છે. તો કોઈ વખત મહાત્મા ગાંધી કે મહર્ષિ દધીચિ બની

વિશ્વકલ્યાણ સાધે છે. અણુમાં અણુ—અતિસૂક્ષ્મ આત્માની કિંમત ત્યારેજ સમજાય છે કે જ્યારે એ પ્રચંડ દેહને છોડીને જાય છે

એ આત્મા પોતે પોતાનો બંધનકર્તા છે તેમ જ પોતે પોતાનો મુક્તિદાતા છે. એના ઉપરનાં કર્મ વાસનાનાં બંધનો નીકળી જઈ જો એ શુદ્ધ બને તો આ સંસારમાં પણ તે મુક્ત બને છે. અરે, યોગસૂત્ર તો એથીય આગળ જઈ કહે છે કે :—

"क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुष विशेष ईश्वरः। 'અર્થાત્ જેને અવિદ્યાનો ક્લેશ, કર્મ તેનાં બંધન અને તેથી ઉત્પન્ન થનારી લાગણી ન હોય તો જીવાત્મા સ્વયં ઈશ્વર બને છે.

આવા આત્માની મહત્તા ગાનારાં ભાગવતનાં પ્રમાણો હવે શરૂ કરીએ છીએ.



(૧) આત્મસ્વરૂપ દર્શનઃ—

१. नात्मा जजान न मरिष्यति नैधतेऽसौ
न क्षीयते सवनविद् व्यभिचारिणां हि।
सर्वत्र शश्वदनपाय्युपलब्धिमात्रो
प्राणो यथेन्द्रियबलेन विकल्पितं सत् ॥

भा. ११-३-३८

આત્મા ઉત્પન્ન થતો નથી, મરતો નથી, વધતો નથી ક્ષીણ થતો નથી. તે શાશ્વત કલેશ રહિત અને અનુભવગમ્ય છે. જેમ ઇન્દ્રિયોનાં બળથી પ્રાણ ઓળખાય તેવો સત્ સ્વરૂપ છે.

२. विलक्षणः स्थूलसूक्ष्माद्देहादात्मेक्षिता स्वदृक्।
यथाग्निर्दारुणो दाह्याद्दाहकोऽन्यः प्रकाशकः ॥ भा. ११-१०-८

લાકડાંમાં રહેલો તથા લાકડાંને બાળનાર અગ્નિ જેમ લાકડાંથી જુદો જ છે, તેમ શરીરનો દ્રષ્ટા અને પ્રકાશક આત્મા સ્થૂલ અને સૂક્ષ્મ દેહથી જુદો છે.

३. देहेन्द्रियप्राणमनोऽभिमानो, जीवोऽन्तरात्मा गुणकर्ममूर्तिः।
सूत्रं महानित्युरुधेव गीतः, संसार आधावति कालतन्त्रः ॥

भा. ११-२८-१६

અન્તરાત્મા જીવજ દેહ, ઇન્દ્રિયો, પ્રાણ તથા મનનાં અભિમાનવાળો, ગુણ અને કર્મમય સ્વરૂપવાળો હોય છે. તેનાં જ સૂત્રાત્મા, મહાન્ વગેરે નામો છે. તે કાલને આધીન રહી સંસારમાં ભ્રમણ કરે છે.

४. एष स्वयंज्योतिरजोऽप्रमेयो, महानुभूतिः सकलानुभूतिः।
एकोऽद्वितीयोवचसां विरामे, येनेषिता वागसवश्चरन्ति ॥

भा. ११-२८-३५

આ આત્મા જાતે તેજસ્વી, અજન્મા, અપ્રમેય-ન માપી શકાય તેવો-અનુભવ સ્વરૂપ અને સર્વનો સાક્ષી છે. વળી તે એક

તેમજ અગોચર હોવાથી વાણી તેને વર્ણવી શકતી નથી. એ આત્માથીજ પ્રેરણા પામીને વાણી તેમજ ઇન્દ્રિયો પોતપોતાના વિષયોનાં કાર્યોમાં પ્રવૃત્તિ કરે છે.

૫. भुवि भौमानि भूतानि यथा यान्त्यपयान्ति च ।
नायमात्मा तथैतेषुं विपर्येति यथैव भूः ॥२७॥ भा. १०-४-१९
यथा नेवं विदो भेदो यत आत्मविपर्ययः ।
देहयोगवियोगौ च संसृतिर्न निवर्तते ॥२८॥ भा. १०-४-२०

જેમ પૃથ્વીનાજ બનેલા પદાર્થો પૃથ્વી ઉપર ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, છતાં પૃથ્વી તત્ત્વ કાયમ રહે છે, તેમ શરીરો બદલાવાથી આત્મા વિકાર પામતો નથી. જે મનુષ્ય આત્માનાં યથાર્થસ્વરૂપને જાણતો નથી તેનેજ આત્માવિષે દેહબુદ્ધિ થાય છે, અને એ ભેદબુદ્ધિને લીધે તે સંયોગ, વિયોગ, અને સંસારમાંથી કદિ નિવૃત્ત થતો નથી.

૬. आत्मा ज्ञानमयः शुद्धो व्यतिरिक्तो गुणान्वयः ।
सुषुप्तिस्वप्नजाग्रद्भिर्मायावृत्तिभिरीयते ॥ भा १०-४७-३१
येनेन्द्रियार्थान्ध्यायेत मृषा स्वप्नवदुत्थित ।
तन्निरुन्ध्यादिन्द्रियाणि विनिद्रः प्रत्यपद्यत ॥ १०-४७-३२
एतदन्तः समाम्नायो योगः सांख्यं मनीषिणाम् ।
त्यागस्तपो दमःसत्यं समुद्रान्ता इवापगा ॥ १०-४७-३३

આત્મા જ્ઞાનસ્વરૂપ છે, ગુણો (વિકારો) થી ભિન્ન હોવાથી અત્યન્ત શુદ્ધ છે, છતાં માયાથી ઉત્પન્ન થયેલી વૃત્તિવડે સુષુપ્તિમાં (પ્રાજ્ઞરૂપે), સ્વપ્નમાં ( તૈજસરૂપે ), અને જાગ્રત્ અવસ્થામાં (વિશ્વરૂપે) જણાય છે. જેમ નિદ્રામાંથી જાગૃત થયેલો માણસ મિથ્યા છતાં પોતે જોએલાં સ્વપ્નનું ચિન્તન કરે છે, તેવી રીતે આત્માએ અવાસ્તવિક વિષયોનું ચિન્તન છોડીને અને ઇન્દ્રિયોને મિથ્યા વિષયોમાં ભટકતી રોકીને નિર્ભ્રાન્ત ( પ્રબુદ્ધ-જાગૃત ) બનવું જોઇએ. નદીઓ

જેમ સમુદ્રપ્રાપ્તિને જ અન્તિમલક્ષ્ય બનાવે છે, તેમ, વેદ, યોગ, સાંખ્ય, ત્યાગ, તપ, સંયમ, સત્યપાલન વગેરેનું શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ એ અંતિમ ધ્યેય છે.

૭. एकमेकतराऽभावे यदा नोपलभामहे ।
त्रितयं तत्र यो वेद स आत्मा स्वाश्रयाश्रयः ॥ ભા. ૨–૧૦–૯

અધ્યાત્મ, અધિદૈવ, અને અધિભૂત–એ ત્રણમાં એક પણ ન હોય તો બીજા પદાર્થનું જ્ઞાન થઈ શકતું નથી. એ ત્રણેયને સાક્ષી સ્વરૂપે જે જાણે છે–જુએ છે, તે જ આત્મા છે, એ આત્મા બીજાઓનો આશ્રિત નથી, પણ બીજાઓના આશ્રયરૂપ છે.

૮. अष्टौ प्रकृतयः प्रोक्तास्त्रय एव हि तद्गुणाः ।
विकाराः षोडशाचार्यैः पुमानेकः समन्वयात् ॥ ભા. ૭–૭–૨૨

કપિલ વગેરે આચાર્યો કહે છે કે, મૂળ પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર અને પંચ તન્માત્રાઓ એમ આઠ તત્ત્વવાળી પ્રકૃતિ છે. તેના ગુણો ત્રણ—સત્વ, રજ અને તમ છે. વિકારો અગિયાર ઇન્દ્રિયો અને પાંચભૂતો મળી સોળ છે. જ્યારે પુરુષ (આત્મા) એકજ છે, અને તે સર્વમાં વ્યાપક છે

૯. बुद्धेर्जागरणं स्वप्नः सुषुप्तिरिति वृत्तयः ।
ता येनैवानुभूयन्ते सोऽध्यक्षः पुरुषः परः ॥ ભા. ૭–૭–૨૫

જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ બુદ્ધિની વૃત્તિઓનો જેના વડે અનુભવ થાય છે, તેજ સર્વનો સાક્ષી છતાં સર્વથી પર પુરુષ-આત્મા છે.

૧૦. यथा प्रसुप्तं पुरुषं प्राणेन्द्रियमनोधियः ।
प्रभवन्ति विना येन नोत्थापयितुमोजसा ॥ ભા. ૩–૨૯–૭૧
तमस्मिन्प्रत्यगात्मानं धिया योगप्रवृत्तया ।
भक्त्या विरक्त्या ज्ञानेन विविच्यात्मनि चिन्तयेत् ॥
ભા. ૩–૨૭–૭૨

જેમ નિદ્રાવશ થયેલા પુરુષના પ્રાણ, મન, ઇન્દ્રિયો કે બુદ્ધિને આત્મા સિવાય બીજું કોઈ ઉઠાડવાને સમર્થ નથી, તેમ વિરાટ પુરુષ (વિશ્વચૈતન્યને) ક્ષેત્રજ્ઞ આત્મા-વિના બીજું કોઈ પણ ઉઠાડી શકતું નથી. એ, પરમાત્મસ્વરૂપ ક્ષેત્રજ્ઞનું-આત્માનું-યોગમાં પ્રવૃત્ત થયેલી બુદ્ધિથી, ભક્તિથી, વૈરાગ્યથી અને જ્ઞાનથી અંતઃકરણમાં ધ્યાન કરવું.

11. भूतेन्द्रियमनोलिङ्गान् देहानुच्चावचान्विभुः ।
भजत्युत्सृजति ह्यन्य स्तच्चापि स्वेन तेजसा ॥ ७-२-४६
यावल्लिङ्गान्वितो ह्यात्मा तावत्कर्म निबन्धनम् ।
ततो विपर्ययः क्लेशो माया योगोऽनुवर्तते ॥ ७-२-४७
वितथाभिनिवेशोऽयं यद्गुणेष्वर्थदृग्वचः ।
यथा मनोरथः स्वप्नः सर्वमैन्द्रियकं मृषा ॥ ७-२-४८
अथ नित्यमनित्यं वा नेह शोचन्ति तद्विदः ।
नान्यथा शक्यते कर्तुं स्वभावः शोचतामिति ॥ ७-२-४९

આત્મા, પંચભૂતો ઇન્દ્રિયો તથા મનથી જણાતાં નાનાં મોટાં શરીરોને પોતે તેનાથી જુદો હોવા છતાં શરીરને 'હું છું' એમ માને છે. વિવેકબળથી આ શરીર 'હું નથી' એમ માનીને મુક્ત પણ બને છે. આત્મા જ્યાંસુધી શરીરમાં હોય ત્યાંસુધીજ તેને કર્મબન્ધન તથા દેહધર્મો લાગે છે, અને સાંસારિક ક્લેશો અનુભવે છે. આ સર્વ માયાયોગ છે વાસ્તવિક નથી. ગુણોનાં કાર્યરૂપ સુખદુઃખ વગેરેને સત્યતરીકે જોવાં કે કહેવાં તે ખોટો દુરાગ્રહ છે. જેમ મનોરથ અને સ્વપ્ન મિથ્યા છે, તેમ ઇન્દ્રિયજન્ય સુખદુઃખ મિથ્યા છે. માટે આત્મા તથા શરીરને અનુક્રમે નિત્ય અને અનિત્ય જાણનારા જ્ઞાનીઓ નિત્ય આત્માનો તથા અનિત્ય શરીરનો શોક કરતા નથી. અને આમ હોવા છતાં જેઓ શોક કરે છે તેઓનો સ્વભાવ પલટાવી શકાતો નથી.

(૨) આત્મસ્વરૂપ દર્શનના ઉપાયોઃ—

१. जन्माद्याः षडिमेभावा दृष्टा देहस्य नात्मनः ।
फलानामिव वृक्षस्य कालेनेश्वरमूर्तिना ॥
आत्मा नित्योऽव्ययः शुद्धो ह्येकः क्षेत्रज्ञ आश्रयः ।
अविक्रियः स्वदृग् हेतुर्व्यापकोऽसङ्ग्यनावृतः ॥
एतैर्द्वादशभिर्विद्वानात्मनो लक्षणैः परैः ।
अहं ममेत्यसद्भावं देहादौ मोहजं त्यजेत् ॥
स्वर्णं यथा ग्रावसु हेमकारः क्षेत्रेषु योगैस्तदभिज्ञआप्नुयात् ।
क्षेत्रेषु देहेषु तथाऽऽत्मयोगै रध्यात्मविद् ब्रह्मगतिं लभेत ॥
ભા. ૭-૭-૧૮ ૨૧

જેમ કાળને લીધે વૃક્ષનાં ફળને ઉત્પન્ન થવું, હોવું, વધવું, પરિણામ પામવું, રૂપાન્તર થવું, કરમાવું અને નાશ પામવું એવા ૭ વિકારો થાય છે, અને વૃક્ષ એમનું એમ રહે છે, તેમ શરીરમાં પણ આ ૭ પ્રકારના વિકારો જોવામાં આવે છે. આ વિકારો આત્માના નથી, કારણ કે આત્મા નિત્ય, ક્ષયરહિત, શુદ્ધ, એક, શરીરાદિનો જ્ઞાતા, સર્વના આશ્રયરૂપ, વિકારરહિત, સ્વયંપ્રકાશ, સર્વનાં કારણરૂપ, વ્યાપક, સર્વ સંગથી મુક્ત અને કોઈ પણ આવરણથી રહિત છે. આ બાર શ્રેષ્ઠ લક્ષણોથી આત્માના સ્વરૂપને જાણનાર વિદ્વાનપુરુષે શરીર ઉપરનો મોહ "હું મારૂં" એવો મિથ્યા આગ્રહ છોડી દેવો જોઈએ. જેમ કોઈ સોનું પારખનાર સોનાની ખાણ જેવાં ક્ષેત્રોમાં રહેલા, સોનું કાઢી શકાય એવા પથરોમાંથી અગ્નિ વગેરે ઉપાયોથી સોનું મેળવે છે, તેમ આત્મતત્ત્વને જાણનારો અધ્યાત્મવેત્તા પુરુષ આત્મપ્રાપ્તિના ઉપાયોથી બ્રહ્મ સ્વરૂપને મેળવી શકે છે.

२. संसारचक्र एतस्मिञ्जन्तुरज्ञानमोहितः ।
भ्राम्यन् सुखं च दुःखं च भुङ्क्ते सर्वत्र सर्वदा ॥
नैवात्मा न परश्चापि कर्ता स्यात्सुखदुःखयोः ।
कर्तारं मन्यते प्राज्ञ आत्मानं परमेव च ॥ ભા. ૬-૭-૧૮-૧૯

અજ્ઞાનથી મોહપામેલો જીવાત્મા આ સંસારચક્રમાં સર્વઠેકાણે ભમતાં સદા સુખ અને દુઃખ ભોગવે છે. સુખ કે દુઃખનો કર્તા, મનુષ્ય પોતે નથી અથવા બીજો કોઇ નથી. છતાં મૂર્ખ મનુષ્ય પોતાને અથવા બીજાને સુખદુઃખનો કર્તા માને છે.

३ यदास्य चित्तमर्थेषु समेष्विन्द्रियवृत्तिभिः ।
न विगृह्णाति वैषम्यं प्रियमप्रियमित्युत ॥
स तदैवात्मनात्मानं निःसङ्गं समदर्शनम् ।
हेयोपादेय रहितमारूढं पदमीक्षते ॥ भा. ३-३२-२४-२५

જ્યારે ભક્તપુરુષનું મન સમાન માનેલા સર્વ પદાર્થોમાં પોતાની ઇન્દ્રિયવૃત્તિઓથી પ્રિય કે અપ્રિય વિષમતાને ગ્રહણ કરતું નથી, ત્યારે તે પોતેજ પોતાના આત્માને સર્વસંગથી રહિત, સમદર્શનવાળો, પરમાનંદ સ્વરૂપ જુએ છે.

(૩) આત્મસ્વરૂપનાં અજ્ઞાનનું કારણઃ—

जनो वै लोक एतस्मिन्नविद्याकामकर्मभिः ।
उच्चावचासु गतिषु न वेद स्वां गतिं भ्रमन् ॥
भा. १०-२८-१३

આ જગતમાં મનુષ્યને પ્રથમ દેહાદિ ઉપર અહંબુદ્ધિ થાય છે, તે પછી વાસનાઓ પ્રગટે છે; તેને આધીન થઈ તે સારાં ખોટાં કર્મો કરે છે, અને તેથી તે ઉચ્ચનીચગતિઓ પામે છે, અને પોતાનાં અસલ સ્વરૂપને જાણી શકતો નથી.

(૪) આત્મસ્વરૂપનો સાક્ષાત્કારઃ—

सत्यं ज्ञानमनन्तं यद् ब्रह्मज्योतिः सनातनम् ।
यद्धि पश्यन्ति मुनयो गुणापाये समाहिताः ॥ १०-२८-१५

જે સત્ય સ્વરૂપ, જ્ઞાનમય, સ્વયંપ્રકાશ વ્યાપક તત્ત્વ છે, તેનો સ્થિર ચિત્તવાળા મુનિઓ સત્ત્વાદિગુણોનો લય થયા પછી આત્મસ્વરૂપે સાક્ષાત્કાર કરે છે

(૫) આત્માનું શુદ્ધ સ્વરૂપઃ—

बन्धुज्ञात्यरिमध्यस्थमित्रोदासीनविद्विषः ।
सर्व एव हि सर्वेषां भवन्ति क्रमशो मिथः ॥
यथा वस्तूनि पण्यानि हेमादीनि ततस्ततः ।
पर्यटन्ति नरेष्वेवं जीवो योनिषु कर्तृषु ॥
नित्यस्यार्थस्य सम्बन्धो ह्यनित्यो दृश्यते नृषु ।
यावद्यस्य हि सम्बन्धो ममत्वं तावदेव हि ॥
एवं योनिगतो जीवः स नित्यो निरहङ्कृतः ।
यावद्यत्रोपलभ्येत तावत्स्वत्वं हि तस्य तत् ॥
एष नित्योऽव्ययः सूक्ष्मः एष सर्वाश्रयः स्वदृक् ।
आत्ममायागुणैर्विश्वमात्मानं सृजते प्रभुः ॥
न ह्यस्यास्ति प्रियः कश्चिन्नाप्रियः स्वः परोऽपि वा ।
एकः सर्वधियां द्रष्टा कर्तॄणां गुणदोषयोः ॥
नादत्त आत्मा हि गुणं न दोषं न क्रियाफलम् ।
उदासीनवदासीनः परावरदृगीश्वरः ॥ भा ६-१६-५-११

સર્વ કોઈ અનુક્રમે પોતાના સંબધી, જ્ઞાતિવા, શત્રુ, તટસ્થ, અને મિત્રો, નિમિત્તે પરસ્પર દ્વેષ કરે છે. જેમ સુવર્ણાદિ, વસ્તુઓ પોતાની લેવડદેવડ કરનારા મનુષ્યોમાં અહિંથી તહિં ભટકે છે, તેમ જીવ પણ, અનેક યોનિઓમાં ભટકે છે. પશુ આદિ જીવતા પદાર્થોનો, સંબધ પણ મનુષ્યોમાં અનિત્ય જોવામાં આવે છે. જ્યાંસુધી જેની સાથે સંબધ હોય, ત્યાસુધીજ તેની તેના પર મમતા હોય છે. આ પ્રમાણે જીવ અનેક યોનિઓમાથી પસાર થવા છતાં નિત્ય છે—અવિનાશી છે; અને અહંકારરહિત છે જ્યાંસુધી જે સંબધી સાથે પોતે પોતાના કર્મને વશ થઈ જીવ રહે ત્યાંસુધીજ તેની સાથે 'આ મારો સબંધી છે' એવુ મમત્વ હોય છે આ જીવ નિત્ય, અવિનાશી, સૂક્ષ્મ, જન્માદિથી રહિત, દેહાદિના આશ્રયરૂપ અને સ્વયંપ્રકાશ છે. આ જીવ પોતાની માયાના ગુણોથી પોતાને જ

જગતરૂપે સરજે છે. આ જીવને કોઇ પણ પ્રિય કે અપ્રિય નથી; કોઇ પણ પોતાનો કે પારકો નથી. કારણ કે પોતે એક જ પોતાનું હિત કે અહિત કરનાર બુદ્ધિનો દ્રષ્ટા—સાક્ષી છે. આ જીવાત્મા ગુણ, દોષ કે ક્રિયાના ફળ—સુખદુઃખથી પર છે. કારણ કે તે કારણ અને કાર્યનો કેવળ દ્રષ્ટા જ (સાક્ષી) છે; ભોક્તા નથી. અને તેથી જ તે ઈશ્વર—દેહની પરતંત્રતાથી રહિત—છે.

(૬) આત્મતત્ત્વ સુલભ તથા દુર્લભ છેઃ—

हृदिस्थोऽप्यति दूरस्थः कर्मविक्षिप्तचेतसाम् ।
आत्मशक्तिभिरग्राह्योऽप्यन्त्युपेतगुणात्मनाम् ॥

भा. १०–८६–४७

સર્વના હૃદયમાં રહેલો હોવા છતાં અસ્થિર ચિત્તવાળા પુરુષો માટે એ આત્મા દૂર છે, જ્યારે ભગવાનના સ્મરણવાળા વિવેકી પુરુષો માટે તે સમીપમાં જ છે.

(૭) આત્મતત્ત્વની આવશ્યકતાઃ—

सर्वेषामिह भूतानामात्मा हि प्रभवाप्ययः ।
गोप्ता च तदवध्यायी न क्वचित्सुखमेधते ॥ भा. १०–४४–४८

સર્વ પ્રાણીઓ આત્માથી ઉત્પન્ન થાય છે, નાશ પામે છે તેમજ રક્ષણ મેળવે છે. તેનો અનાદર કરનાર કદી સુખ પામતો નથી.

(૮) આત્મા સર્વથી પ્રિય છેઃ—

सर्वेषामपि भूतानां नृप स्वात्मैव वल्लभः ।
इतरेऽपत्यवित्ताद्यास्तद्वल्लभतयैव हि ॥
देहात्मवादिनां पुंसामपि राजन्यसत्तम ।
यथा देहः प्रियतमस्तथा न ह्यनु ये च तम् ॥
देहोऽपि ममताभाक् चेत् तर्ह्यसौ नात्मवत्प्रियः ।
यज्जीर्यत्यपि देहेऽस्मिञ्जीविताशा बलीयसी ॥

तस्मात्प्रियतमः स्वात्मा सर्वेषामपि, देहिनाम् ।
तदर्थमेव सकलं जगदेतच्चराचरम् ॥

भा. १०-१५-५०, ५२-५४

સર્વપ્રાણીઓને પોતાનો આત્મા જ પ્રિય હોય છે. બીજાં સંતાન, ધન વગેરે જે વહાલાં લાગે છે, તે પણ પોતાના આત્મા ઉપરના વહાલને કારણે જ પ્રિય લાગે છે. પ્રાણીઓને પોતાના આત્મા ઉપર જેવો સ્નેહ હોય છે તેવો પુત્ર, ધન, ઘર વગેરે ઉપર હોતો નથી. જેઓ દેહને આત્મા કહેનારા છે, તેઓને પણ જેવો દેહ વહાલો હોય છે તેવાં દેહની પાછળ રહેલાં પુત્ર, ધન વગેરે વહાલાં હોતાં નથી. દેહ ઉપર જો કે મમતા હોય છે, છતાં પણ તે આત્મા જેટલો પ્રિય હોતો નથી; કારણ કે પ્રાણીઓને દેહ ઘરડો હોવા છતાં પણ પોતાને જીવવાની અને આત્માનું રક્ષણ કરવાની તીવ્ર ઇચ્છા હોય છે. આથી સિદ્ધ થાય છે કે, દરેક પ્રાણીઓને સૌથી પ્રિયતમ વસ્તુ આત્મા જ છે. અને તેને માટે જ સમસ્ત જગત કામ કરી રહ્યું છે.

૨. आत्मा वै प्राणिनां प्रेष्ठः ... ... ॥ भा. १०-८०-४०

પ્રાણીઓને પોતાનો આત્મા સર્વથી પ્રિય હોય છે.

(૯) આત્મામાં કર્તૃત્વની ભ્રાંતિઃ—

यथा भ्रमरिका दृष्ट्या भ्राम्यतीव महीयते ।
चित्ते कर्तरि तत्रात्मा कर्तेवाहं धिया स्मृतः ॥

भा १०-४६-४१

જેમ ગોળ ફૂદડી ફરવાને લીધે ભમેલી દષ્ટિથી પૃથ્વી પણ ફરતી જણાય છે, તેમ ચિત્ત કર્તા હોવાથી મનુષ્યને અહંબુદ્ધિ થાય છે, અને તેથી ચિત્તને આત્મા તરીકે માને છે. આથી આત્મા પોતાને કર્તા માને છે.

(૧૦) આત્મા પુત્રરૂપે જન્મે છે—

आत्मा वै पुत्र उत्पन्न इति वेदानुशासनम् ॥ भा. १०-७८-३६

. પિતા પોતે જ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે, એવી વેદની આજ્ઞા છે. પુત્ર પિતાનો અવતાર છે.

(૧૧) આત્માના કર્મસાક્ષીઓઃ—

सूर्योऽग्निः खं मरुद्देवः सोमः सन्ध्याहनी दिशः।
कं कुः कालो धर्म इति ह्येते दैह्यस्य साक्षिणः॥

भा. ६-१-४२

સૂર્ય, અગ્નિ, આકાશ, વાયુ, દેવતાઓ, ચંદ્ર, સંધ્યાકાળ, દિવસ, રાત્રિ, દિશાઓ, જળ, પૃથ્વી, કાળ અને ધર્મ—આ બધા જીવાત્માનાં પુણ્ય-પાપરૂપ કર્મના સાક્ષીઓ છે.

(૧૨) આત્માનું અમરત્વ અને દેહાધ્યાસઃ—

यथा प्रयान्ति संयान्ति स्रोतोवेगेन वालुकाः।
संयुज्यन्ते वियुज्यन्ते तथा कालेन देहिनः॥
यथा धानासु वै धानाः भवन्ति न भवन्ति च।
एवं भूतेषु भूतानि चोदितानीशमायया॥
वयं च त्वं च ये चेमे तुल्यकालाश्चराचराः।
जन्ममृत्योर्यथा पश्चात्प्राङ् नैवमधुनाऽपि भोः॥
भूतैर्भूतानि भूतेशः सृजत्यवति हन्त्यजः।
आत्मसृष्टैरस्वतन्त्रैरनपेक्षोऽपि बालवत्॥
देहेन देहिनो राजन् देहाद्देहोऽभिजायते।
बीजादेव यथाबीजं देहार्थ इव शाश्वतः॥ भा. ६-१५-३-७

જેમ પ્રવાહના વેગથી રેતી એકઠી થાય છે અને જુદી પડી જાય છે, તેમ કાળના વેગથી પ્રાણીઓ એકઠાં થાય છે અને જુદાં પડે છે. જેમ બીજમાંથી બીજ ઉત્પન્ન થાય છે અને નથી પણ થતાં તેમ ઈશ્વરની માયાથી પ્રેરાયેલાં પ્રાણીઓ, પ્રાણીઓથી ઉત્પન્ન થાય છે અને નથી પણ થતાં. હે રાજન! હું તમે અને વર્તમાન કાળમાં રહેવામાં આવતાં આ સ્થાવર-જંગમ પ્રાણીઓ જન્મ

પહેલાં જેમ ન હતાં અને મૃત્યુની પછી પણ નહિ હોઈએ, તેમ હમણાં પણ નથી, એમ માનો. પ્રાણીમાત્રના ઈશ્વર અજન્મા ભગવાન કોઈ પણ જાતની ઇચ્છા સિવાય બાલકની પેઠે પોતે ઉત્પન્ન કરેલાં અસ્વતંત્ર પ્રાણીઓદ્વારા બીજાં પ્રાણીઓને સરજે છે, પાળે છે અને સંહારે છે. હે માતા, જેમ એક બીજમાંથી બીજું બીજ ઉત્પન્ન થાય છે, તેમ એક શરીરથી બીજું શરીર ઉત્પન્ન થાય છે. જેમ તે બીજની ઉત્પત્તિમાં ભૂમિ આદિ પદાર્થો કાયમ રહે છે, તેમ દરેક દેહમાં આત્મા શાશ્વત જ રહે છે.

(૧૨) આત્માનો વિપર્યાસઃ—( શરીરમાં આત્મબુદ્ધિ ).

एवं गुणैर्भ्राम्यमाणेर्मनस्यविकलः पुमान् ।
याति तत्साम्यतां भद्रे ! ह्यलिङ्गो लिङ्गवानिव ॥
एष आत्मविपर्यासो ह्यलिङ्गे लिङ्गभावना ।
एष प्रियाप्रियैर्योगो वियोगः कर्मसंसृतिः ॥
सम्भवश्च विनाशश्च शोकश्च विविधः स्मृतः ।
अविवेकश्च चिन्ता च विवेकास्मृतिरेव च ॥

भा. ७–२–२४–२६

હે ભદ્રે ! સત્ત્વાદિ ગુણોથી મન ભ્રમિત થાય છે, ત્યારે પુરુષ—આત્મા—પણ પોતે પરિપૂર્ણ હોવા છતાં તે મનનો સમાનધર્મી બને છે. ખરું જોતાં આત્મા દેહાદિકના સંગથી રહિત છે તો પણ જાણે તે દેહાદિકના સંગવાળો હોય તેમ લાગે છે. આત્મા શરીરથી રહિત હોવા છતાં તેના પર દેહાભિમાન કરવું તે જ આત્મસ્વરૂપનું અજ્ઞાન છે. એને લીધે જ પ્રિય, અપ્રિય સંયોગ અને વિયોગ, કર્મ અને સંસાર વગેરે ઉત્પન્ન થાય છે. એટલું જ નહિ પણ આ જ આત્મવિપર્યાસ—શરીરમાં આત્માની બુદ્ધિ—ઉત્પત્તિ, વિનાશ, જાતજાતના શોક, અવિવેક, ચિંતા તથા વિવેકના વિસ્મરણનું કારણ છે.

(૧૩) આત્મા અને દેહનો સંબંધઃ—

स्नेहाधिष्ठानवर्त्यग्निसंयोगो यावदीयते ।
ततो दीपस्य दीपत्वमेवं देहकृतो भवः ॥
रजः सत्त्वतमोवृत्त्या जायतेऽथ विनश्यति ॥
न तत्रात्मा स्वयंज्योतिर्यो व्यक्ताव्यक्तयोः परः ।
आकाश इव चाधारो ध्रुवोऽनन्तोपमस्ततः ॥ १२–५–७,८

જ્યાંસુધી તેલ, કોડીયું, દીવેટ, અગ્નિ, તથા અગ્નિનો સંયોગ ચાલુ રહે છે ત્યાંસુધી દીવાનું દીવાપણું રહે છે. એ પ્રમાણે આપણા જીવનનો દીપ કર્મરૂપ તેલ, તેના આધારભૂત આ દેહ, સત્ત્વ, રજસ્ અને તમસ નામની વૃત્તિરૂપ દીવેટ, અને તૃષ્ણારૂપ અગ્નિસંયોગથી સળગે છે (એમાંના એકના પણ અભાવે નાશ પામે છે.) ઉપાધિરૂપ દેહાદિથી પર રહેલો સ્વયપ્રકાશ આત્મા આ સર્વના આધારરૂપે રહીને આકાશની માફક નાશ પામતો નથી.

(૧૪) આત્માની દેહગતિઃ—

मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते ।
अद्य वाब्दशतान्ते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः ॥
देहे पञ्चत्वमापन्ने देही कर्मानुगोऽवशः ।
देहान्तरमनुप्राप्य प्राक्तनं त्यजते वपुः ॥
व्रजंस्तिष्ठन्पदैकेन यथैवैकेन गच्छति ।
यथा तृणजलौकेव देही कर्मगतिं गतः ॥
स्वप्ने यथा पश्यति देहमीदृशं, मनोरथेनाभिनिविष्टचेतनः।
दृष्टश्रुताभ्यां मनसानुचिन्तयन् , प्रपद्यते तत्किमपि ह्यपस्मृतिः
यतो यतो धावति दैवचोदितं, मनोविकारात्मकमाप पञ्चसु।
गुणेषु मायारचितेषु देह्यसौ, प्रपद्यमानः सह तेन जायते ॥
ज्योतिर्यथैवोदकपार्थिवेष्वदः समीरवेगानुगतं विभाव्यते ।
एवं स्वमायारचितेष्वसौ पुमान्गुणेषु रागानुगतो विमुह्यति ॥

तस्मान्न कस्यचिद्द्रोहमाचरेत्स तथाविधः।
आत्मनः क्षेममन्विच्छन् द्रोग्धुर्वै परतो भयम् ॥
भा १०-१ ३८-४४

મૃત્યુ તો પ્રાણીઓને જન્મની સાથે જ ઉત્પન્ન થએલું હોય છે, આજ કે સો વર્ષ પછી પણ પ્રાણીઓનું મૃત્યુ અવશ્ય થાય છે. એક દેહનો નાશ થતાં કર્મને અનુસરનારો જીવ પરાધીન થઈને બીજા દેહને પામે છે અને પૂર્વશરીરનો ત્યાગ કરે છે. જેમ ચાલતો મનુષ્ય એક પગ ઉપર શરીર ટેકવી બીજો પગ આગળ મૂકી ચાલે છે, વળી જેમ તૃણજલૌકા (ખડમાંકડી) આગળના બીજા ઘાસનો આશ્રય કર્યા પછી જ પ્રથમના ઘાસનો ત્યાગ કરે છે તેમ કર્મમાર્ગમાં રહેલો આત્મા એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. જેમ પદાર્થોને જોવા અથવા સાંભળવાથી તેમાં મન પરોવાતાં માણસ સ્વપ્નમાં તે તે પદાર્થો જોઈ પોતાના સ્વરૂપને ભૂલે છે, તેમ આત્મા પણ જોએલા તથા સાંભળેલા પદાર્થોની વાસનાના બળે નિજસ્વરૂપ ભૂલી અન્ય દેહ ધારણ કરે છે. દેહના મરણસમયે દૈવે પ્રેરેલું અને અનેક જાતના વિકારોવાળું મન માયાએ રચેલાં પંચમહાભૂતોમાં જે જે તરફ (દેવ, મનુષ્ય, પશુ કે પક્ષી) દોડે છે, તે તે શરીર આત્મા ધારણ કરે છે. જેમ જલ ભરેલાં જુદાં જુદાં માટીનાં પાત્રોમાં (ચંદ્ર સૂર્ય વગેરેનું) પ્રતિબિંબ વાયુના વેગને અનુસરતું (હાલતું) જોવામાં આવે છે, તેમ પોતાની અવિદ્યાથી રચાયેલાં શરીરોમાં આ જીવ પ્રવેશ કરી મોહ પામે છે. માટે આત્મજ્ઞાની પુરુષે પોતાનું કલ્યાણ ઇચ્છીને, કોઈ પણ પ્રાણીનો દ્રોહ કરવો નહિ, કારણ કે દ્રોહ કરનારને જ બીજાથી ભય હોય છે.

## (૧૫) આત્માનો અન્ય દેહમાં સંચાર શા માટે?

मनः कर्ममयं नृणामिन्द्रियैः पञ्चभिर्युतम् ।
लोकाल्लोकं प्रयात्यन्य आत्मा तदनुवर्तते ॥ भा. ११-१२-३६

પાંચ ઇન્દ્રિયોથી યુક્ત એવું કર્મમય મન એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. આત્મા તેથી જુદો હોવા છતાં અહંભાવથી તેને અનુસરે છે.

(૨૬) આત્માનું દેહથી ભિન્નત્વઃ—

१. यथानलो दारुषु भिन्न ईयते, यथानिलो देहगतः पृथक्स्थितः।
यथा नभः सर्वगतं न सज्जते, तथा पुमान् सर्वगुणाश्रयः परः
भा. ७-२-४२

જેમ લાકડાંમાં રહેવા છતાં તેના દાહક અને પ્રકાશક ગુણથી અગ્નિ જુદો છે; જેમ વાયુ શરીરમાં રહેલો હોવા છતાં પણ સુખ, નાસિકા વગેરેથી જુદો છે; જેમ આકાશ સર્વ સ્થળે રહેલું છે છતાં અસંગ છે; તેમ આત્મા દેહ, ઇન્દ્રિય આદિ સર્વ ગુણોનો આશ્રય હોવા છતાં સર્વથી ભિન્ન છે.

२. तरोर्बीजविपाकाभ्यां यो विद्वाञ्जन्मसंयमौ।
तरोर्विलक्षणो द्रष्टा एवं द्रष्टा तनोः पृथक् ॥ भा. ११-२२-४९

જેમ વૃક્ષનાં બીજથી જન્મને અને ફળ પાકી જતાં મરણને જાણનારો પુરુષ એ વૃક્ષથી જુદો છે, તેમ દેહનાં જન્મમરણને જાણનારો આત્મા દેહથી જુદો છે.

३. यथा जले चन्द्रमसः कम्पादिस्तत्कृतो गुणः।
दृश्यतेऽसन्नपि द्रष्टुरात्मनो नात्मनो गुणः॥
स वै निवृत्तिधर्मेण वासुदेवानुकम्पया।
भगवद्भक्तियोगेन तिरोधत्ते शनैरिह भा. ३-७-११, १२

જેમ જલમાં પ્રતિબિંબરૂપે પડેલા ચંદ્રમાં જલના ગુણોથી જણાતા કંપ વગેરે ધર્મ આકાશમાં રહેલા ચંદ્રમાં જણાતા નથી, તેમ શરીરના ધર્મ આત્મામાં નથી. છતાં દેહાદિ ઉપર અહંભાવને લીધે જીવ શરીરના ધર્મો (સુખદુઃખાદિ) પોતાના માને છે (વસ્તુતઃ

આત્મા ચંદ્રની માફક શરીરથી અલિપ્ત છે). જીવાત્મામાં જણાતા આ દેહાદિના ગુણધર્મો, નિવૃત્તિમાર્ગ, ભગવત્કૃપા અને તે દ્વારા પ્રાપ્ત થયેલા ભક્તિયોગથી ધીમે ધીમે દૂર થાય છે.

(૧૬) આત્મા અને દેહનું સ્વરૂપ તથા કાર્યઃ—

आत्ममोहो नृणामेव कल्पते देवमायया ।
सुहृद्दुर्हृदुदासीन इति देहात्ममानिनाम् ॥
एक एव परोह्यात्मा सर्वेषामपि देहिनाम् ।
नानेव गृह्यते मूढैर्यथा ज्योतिर्यथा नभः ॥
देह आद्यन्तवानेष द्रव्यप्राणगुणात्मकः ।
आत्मन्यविद्यया क्लृप्तः संसारयति देहिनम् ॥

ભા. ૧૦-૫૪-૪૨-૪૫

શરીરને આત્મા માનનારાઓને, આ મિત્ર છે, આ શત્રુ છે, આ ઉદાસીન છે એવો જે ભેદ જણાય છે, તે ઈશ્વરની માયાને લીધે તથા બુદ્ધિના મોહને લીધે જ હોય છે. સર્વ પ્રાણીઓમાં એક જ આત્મા છે; છતાં પાત્રભેદથી જેમ સૂર્ય અને આકાશ જુદા આકારનાં દેખાય તેમ આ આત્મા પણ જુદાં જુદાં શરીરોમાં જુદો જુદો ભાસે છે. આ શરીર આદિ અને અંતવાળું છે, તે અધિભૂત, (પાંચભૂતો સંબંધી) અધ્યાત્મ, (જીવભાવ સંબંધી) અને અધિદૈવ (ઇન્દ્રિયો સંબંધી) વિકારોથી આત્મામાં અવિદ્યાના આભાસને લીધે ઉત્પન્ન થાય છે અને આત્માને સંસારમાં ભમાવે છે.

આત્મા અને પરમાત્માઃ—

अहं वै सर्वभूतानि भूतात्मा भूतभावनः ।
शब्दब्रह्म परं ब्रह्म ममोभे शाश्वती तनू ॥ ભા. ૬-૧૬-૫૧
लोके विततमात्मानं लोकं चात्मनि संततम् ।
उभयं च मया व्याप्तं मयि चैवोभयं कृतम् ॥
यथा सुषुप्तः पुरुषो विश्वं पश्यति चात्मनि ।
आत्मानमेकदेशस्थं मन्यते स्वप्न उत्थितः ॥

एवं जागरणादीनि जीवस्थानानि चात्मनः।
मायामात्राणि विज्ञाय तद्द्रष्टारं परं स्मरेत् ॥
येन प्रसुप्तः पुरुषः स्वापं वेदात्मनस्तदा।
सुखं च निर्गुणं ब्रह्म तदात्मानमवेहि माम् ॥ ૬-૧૬-૫૨

હું સર્વ પ્રાણીઓરૂપ છું. પ્રાણીમાત્રનો આત્મા પણ હું જ છું અર્થાત્ ભોક્તા અને ભોગ્યરૂપી આ જગત મારાથી ભિન્ન નથી, હું પ્રાણીમાત્રનો પ્રકાશક અને કારણ છું, તેમજ શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મ એ બન્ને મારાં શાશ્વત શરીર છે.

આત્મા ભોક્તા તરીકે આ ભોગ્ય સંસારમાં વ્યાપ્ત છે અને ભોગ્યરૂપ સંસાર આત્મામાં વ્યાપ્ત છે, પણ એ બન્ને ભોક્તા અને ભોગ્ય, કારણાત્મા મારા વડે (ભગવાનથી) વ્યાપ્ત છે. તે બન્ને મારામાં રહેલાં છે, એમ જાણવું. જેમ સૂતેલો પુરુષ સ્વપ્નાવસ્થામાં પર્વત વન વગેરે જગતને પોતાનામાં જુએ છે અર્થાત્ સ્વપ્નાવસ્થામાં જ બન્નેને જુએ છે, અને સ્વપ્ન ઊડી જતાં પોતાને પથારીમાં રહેલો જાણે છે, તેમ જાગ્રત આદિ ત્રણેય અવસ્થાઓ આત્માને કેવળ માયારૂપ જ છે, એમ જાણીને તેના દ્રષ્ટા-આત્માને તેનાથી પર જાણવો જોઈએ. અર્થાત્ આત્મા, જાગ્રત સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનો દ્રષ્ટા હોવા છતાં તેનાથી પર છે. સૂતેલો પુરુષ પોતાના સૂવાના સમયે પોતાની સૂવાની ક્રિયાને જાણે છે તથા તે વખતના નિર્ગુણ અતીન્દ્રિય સુખને જાણે છે, તેને જ આત્મારૂપી બ્રહ્મ જાણ.

**આત્મા અને પરમાત્માનો ભેદ —**

यथोल्मुकाद्विस्फुलिङ्गाद्धूमाद्वापि स्वसम्भवात्।
अप्यात्मत्वेनाभिमताद्यथाग्निः पृथगुल्मुकात् ॥
भूतेन्द्रियान्तःकरणात्प्रधानाज्जीवसंज्ञितात्।
आत्मा तथा पृथग्द्रष्टा भगवान्ब्रह्मसंज्ञितः ॥ भा. ૩-૨૮-૪૦, ૪૧

જેમ ઉબાડીયામાં પોતાનાથી જ ઉત્પન્ન થયેલા તણખાથી કે ધૂમાડાથી અગ્નિ જુદો જ છે, તેમ પાંચ ભૂતો, ઇન્દ્રિયો, અંતઃકરણ

તથા પ્રધાનતત્ત્વથી દ્રષ્ટા–આત્મા–જુદો છે. 'જીવ'સંજ્ઞાવાળા તે દ્રષ્ટાથી 'બ્રહ્મ' સંજ્ઞાવાળા ભગવાન જુદા છે.

त्वं नित्यमुक्तपरिशुद्धविबुद्ध आत्मा
कूटस्थ आदिपुरुषो भगवांस्त्र्यधीशः । भा. ४-९-१५

આપ (ભગવાન) નિત્યમુક્ત છો; (જીવ તો આપની કૃપાથી *મુક્ત થાય છે.) આપ અત્યંત શુદ્ધ છો (જીવ મલિન છે.) આપ* સંપૂર્ણ જ્ઞાની છો. (જીવ અજ્ઞાની છે.) આપ પરમ આત્મા છો, જીવ આપનો અંશમાત્ર છે. આપ નિર્વિકાર છો. (જીવ વિકારી છે) આપ આદિપુરુષ છો (જીવ જન્મધર્મવાળો છે.) આપ ભગવાન (ઐશ્વર્ય, વીર્ય, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્યવાન) છો. જીવ એ વિનાનો છે.

श्रेयसामपि सर्वेषामात्मा ह्यवधिरर्थतः ।
सर्वेषामपि भूतानां हरिरात्माऽऽत्मदः प्रियः ॥ भा. ४-३१-१३

સર્વ કલ્યાણકારી ફળોનો અવધિ કેવળ આપણો આત્મા જ છે, જ્યારે સર્વ પ્રાણીઓના આત્મારૂપ, શ્રીહરિ સર્વના કલ્યાણકારી અને પ્રિય છે.

॥ ॐ नमः श्रीकृष्णाय ॥

# પ્રકરણ ૩ જું

## માયા-પ્રકૃતિ

### સમીક્ષા

प्रपंचो भगवत्कार्यस्तद्रूपो माययाऽभवत् ।
तच्छक्त्याऽविद्यया त्वस्य जीवः संसार उदाहृतः ॥
संसारस्य लयो मुक्तौ न प्रपञ्चस्य कर्हिचित् ।
कृष्णस्यात्मरतौ त्वस्य लयः सर्वसुखावहः ॥

त. नि. १-२३-२४

मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते । (गीता)

સદા સાથે જ હોય છે. सर्वैविंसा तद्दर्शनात् ( ब्र.-सू. ) મહાચૈતન્યની આ શક્તિ તે માયા—મૂલ પ્રકૃતિ

આ માયા પણ બે પ્રકારની છે. જેમ બ્રહ્મ સાકાર અને નિરાકાર છે, તેમ એની શક્તિ પણ સાકાર અને નિરાકાર છે. માનવ દેહમાં રહેલી આત્માની વાસનામય શક્તિ એ એનું નિરાકાર સ્વરૂપ છે, જ્યારે શરીર એ એનું સાકાર સ્વરૂપ છે.

આ માયા—પ્રકૃતિનું મહત્ત્વ પણ બ્રહ્મ જેટલું જ ગૂઢ છે. કારણ કે એના વિના બ્રહ્મ કે આત્મા કંઈ જ કરી શકતો નથી. સૂર્ય છે તો તેની પ્રભા છે, પણ સૂર્યમાંથી તેનું તેજ નીકળી જાય, તો સૂર્ય જેવો પદાર્થ જ ન રહે. તેમ બ્રહ્મ છે તો જગત્ છે, અથવા આત્મા છે તો દેહ છે એ વાત સાચી, પણ જગત્ અથવા દેહના અભાવે બ્રહ્મ અથવા આત્મા પણ નિષ્ક્રિય બને છે. તેનો અભાવ થતો હોય એમ લાગે છે, એ વાત પણ તેટલી જ સાચી છે.

જેમ કોઈ રાજા માત્ર પોતાની ઈચ્છાશક્તિ અને પ્રેરણાથી, પોતે કંઈ પણ ન કરતાં પોતાના પ્રધાન દ્વારા સમગ્ર રાજ્યતંત્ર ચલાવે છે, તેવું જ બ્રહ્મ અને તેની માયાનું પણ છે. અણુરૂપ આત્મા અને તેની ચિતશક્તિનું તથા દેહથી ભિન્ન હોવા છતાં લગ્ન પછી પુરુષ અને સ્ત્રીનું પણ તેવું જ છે.

અને એથી જ આપણાં ધર્મશાસ્ત્રોએ જેટલું મહત્ત્વ બ્રહ્મને આપ્યું છે એટલું જ એની માયાને પણ આપ્યું છે. શક્તિપ્રધાન શાસ્ત્રોએ એને પુરુષ કરતાં પણ વધારે પ્રાધાન્ય આપ્યું છે તેનો હેતુ પણ આ જ છે. ભગવતી ગીતાએ એ વિષે નીચે પ્રમાણે એની મહત્તા ગાઈ છે.

(૧) જે મતમાં વિશ્વના રચયિતા પરમાત્મા છે ત્યાં પ્રકૃતિ સાધન છે, સૃષ્ટિનું કારણ છે.

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनःपुनः।

(૨) જે મતમાં વિશ્વની રચયિત્રી પ્રકૃતિ છે ત્યાં પુરુષ સાધન—સૃષ્ટિનું કારણ–બને છે.

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्।

(૩) ત્રીજા મતમાં પુરુષ અને પ્રકૃતિ બન્ને સૃષ્ટિનાં કારણ બને છે.

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्।
संभवः सर्वभूतानां ततो भवति भारत॥

આટલું હોવા છતાં યાદ રાખવું ઘટે કે પુરુષ પ્રકૃતિથી પર છે.

આવી અનંત શક્તિશાલિની માયાનાં ભાગવતે આપેલાં પ્રમાણો આ પ્રકરણમાં આપીએ છીએ. પહેલાં એનું મુખ્ય સ્વરૂપ બતાવી ક્રમશઃ એનાં અવાંતર અંગોનાં ઘટતી સમીક્ષા સાથે પ્રમાણો આપીશું.



(૧) માયાનું સ્વરૂપઃ—

૧. सा वा एतस्यसन्द्रष्टुः शक्तिः सदसदात्मिका।
मायां नाम महाभाग ययेदं निर्ममे विभुः॥ भा. ३-५-२५

સમ્યગ્ દ્રષ્ટા પરમાત્માની કાર્યકારણરૂપ શક્તિને માયા કહે છે. એના વડે જ એ વ્યાપક પ્રભુએ આ જગતને સરજ્યું છે.

૨. कालो दैवं कर्म जीवः स्वभावो
द्रव्यं क्षेत्रं प्राण आत्मा विकारः।
तत्सङ्घातो बीजरोहप्रवाह-
स्त्वन्मायैषा तन्निषेधं प्रपद्ये॥ भा. १०-६३-२६

કાળ, દૈવ, કર્મના સંસ્કારરૂપ સ્વભાવ, તે સ્વભાવવાળો જીવ, શબ્દ-સ્પર્શાદિવાળા પદાર્થો, શરીર, પ્રાણ, સૂત્રાત્મા, અહંકાર, અગિયાર ઇન્દ્રિયો, પાંચ મહાભૂતો આ સર્વના સમુદાયથી શરીર બને છે. એ શરીરથી કર્મો અને કર્મોથી પાછો દેહ થાય છે. એમ જે પ્રવાહ ચાલે છે, તે આપની (ભગવાનની) માયા છે.

૩. मृगतृष्णां यथा बाला मन्यन्ते उदकाशयम्।
एवं वैकारिकीं मायामयुक्ता वस्तु चक्षते॥ भा. १०-७३-११

જેવી રીતે અલ્પબુદ્ધિવાળા મનુષ્યો મૃગજળને સાચા પાણીનું સ્થળ સમજે છે, તેમ અવિવેકીઓ સૃષ્ટિ વગેરે વિકારોના રૂપમાં ભાસતી મિથ્યા માયાને—જગતને સાચી વસ્તુ માને છે.

૪. शब्दादयश्च विषयाश्चला राज्यविभूतयः।
मही राज्यं बलं कोशो भृत्यामात्याः सुहृज्जनाः॥
सर्वेऽपि शूरसेनेमे शोकमोहभयार्तिदाः।
गन्धर्वनगरप्रख्याः स्वप्नमायामनोरथाः॥
दृश्यमाना विनार्थेन न दृश्यन्ते मनोभवाः। भा. ६-१५-२२-२६

શબ્દાદિ વિષયો, રાજ્યની ચંચળ સમૃદ્ધિઓ, પૃથ્વી, રાજ્ય, સૈન્ય, ખજાનો, સેવકો, પ્રધાનો અને મિત્રજનો આ સર્વે શોક, મોહ, ભય તથા દુઃખ આપનારા છે. ગંધર્વનગરના જેવા નાશવંત છે અને સ્વપ્ન, માયા તથા મનોરથ જેવા મિથ્યા છે. અને તેથી માયાસ્વરૂપ છે.

૫. यथा शयानः पुरुषः आत्मानं गुणतत्त्वदृक् ।
नाममात्रेन्द्रियाभातं न वेद रहितं परम् ॥
एवं त्वनाममात्रेषु विषयेष्विन्द्रियेहया ।
मायया विभ्रमच्चित्तो न वेद स्मृत्युपप्लवात् ॥

भा. १०—८४—२४—२५

જેમ કોઈ સૂતેલો પુરુષ સ્વપ્નોને જોતાં સ્વપ્નાવસ્થાના વિષયોને સાચા માને છે અને પોતાના ખરા સ્વરૂપને ભૂલી જાય છે, તે પ્રમાણે અસત્ય વિષયોમાં ઇન્દ્રિયોદ્વારા પ્રવૃત્તિ કરવાથી ભમી ગયેલા મનવાળો પુરુષ, વિવેકના નાશને લીધે સાચી વસ્તુ જાણી શકતો નથી, એ માયા છે.

૬. यत्सामान्यविशेषाभ्यामुपलभ्येत संभ्रमः ।
अन्योन्यापाश्रयात् सर्वमाद्यन्तवदवस्तु यत् ॥ भा. १२-४-२८

કાર્ય અને કારણરૂપે જે કંઈ વસ્તુ જણાય તે સર્વ માયા (ભ્રાંતિ) છે, કારણ કે તેનો આધાર એકબીજા ઉપર છે. તે આદિ અને અંતવાળી છે, અને તે તેના ખરા સ્વરૂપમાં નથી.

(૨) માયાનું સ્વરૂપ અને કાર્યઃ—

सैषा विष्णोर्महामाया बाध्यया लक्षणा यया ।
मुह्यन्त्यस्यैवात्मभूता भूतेषु गुणवृत्तिभिः ॥ भा. १२-६-२९

આ વિષ્ણુ ભગવાનની મહામાયા અકલ્પ્ય છે-જાણી શકાતી નથી; એ માયાને લીધે જ વિષ્ણુ ભગવાનનાં જ સ્વરૂપ આ પ્રાણીઓ, બીજાં પ્રાણીઓ ઉપર ક્રોધ મોહ વગેરે કરે છે. આ મહામાયા ટાળી શકાય એવી નથી.

૩. માયાની અસરઃ—

१. 'सेयं भगवतो माया यन्नयेन विरुध्यते।
ईश्वरस्य विमुक्तस्य कार्पण्यमुतबन्धनम्॥' भा ३-७-९

ભગવાનની માયા તર્કથી પર છે. કેમકે સગુણાવસ્થામાં પરમેશ્વર પોતે પણ વિમુક્ત હોવા છતાં અવિદ્યાનાં બંધનવાળા અને દુઃખી દેખાય છે.

२. विमोहितोऽयं जन ईशमायया
त्वदीयया त्वां न भजत्यनर्थदृक्।
सुखाय दुःखप्रभवेषु सज्जते
गृहेषु योषित् पुरुषश्च वञ्चितः॥
लब्ध्वा जनो दुर्लभमत्र मानुषं
कथञ्चिदव्यङ्गमयत्नतोऽनघ।
पादारविन्दं न भजत्यसन्मति-
र्गृहान्धकूपे पतितो यथा पशुः॥ भा. १०-५१-४६-४७

હે ઈશ્વર! તમારી માયાથી મોહિત થયેલા સંસારના લોકો અનર્થોને-મિથ્યા પદાર્થોને ભોગવવાની તૃષ્ણાથી આપ-અંતર્યામીને ભજતા નથી, અને સુખની લાલસાથી ઠગાઈને દુઃખ ઉત્પન્ન કરનાર ઘરમાં બંધાય છે. હે નિર્દોષ દેવ! આ મનુષ્યલોકમાં મનુષ્ય સંપૂર્ણ સંગોપાંગવાળા દુર્લભ મનુષ્યજન્મને વિના પ્રયત્ને પામવા છતાં આપનાં ચરણકમળને ભજતો નથી અને પશુ જેમ ઘાસના લોભથી અંધારા કૂવામાં પડે છે, તેમ તે વિષયસુખની ઇચ્છાથી ઘરરૂપી અંધારા કૂવામાં પડે છે.

३. सैषा भगवतोमाया मायिनामपि मोहिनी। भा. ३-६-३९

ભગવાનની માયા તો માયાવી પુરુષોને પણ મોહ પમાડનારી છે.

માયાના ગુણો —

४. सत्त्वं रजस्तम इति प्रकृतेर्नात्मनो गुणाः।
न तेषां युगपद्राजन् ह्रास उल्लास एव वा॥ भा. ७-१-७

સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ પ્રકૃતિના ગુણો છે, આત્માનાં નથી. હે રાજન્! એ ગુણોનો નાશ તથા વૃદ્ધિ એકી વખતે થતાં નથી, કાળક્રમે થાય છે.

૪. માયાનો મોહઃ—

गृहेषु कूटधर्मेषु दुःखतन्त्रेष्वतन्द्रितः ।
कुर्वन्दुःखप्रतीकारं सुखवन्मन्यते गृही ॥ ભા. ૩-૩૦-૬

ગૃહસ્થાશ્રમી પુરુષ દુઃખ અને કપટમય વ્યવહારવાળાં ઘરમાં હમેશાં દુઃખનો ઉપાય કરવા છતાં એવાં દુઃખને પણ સુખ માને છે.

૫. માયાનાં મોહની જીવનપર અસરઃ—

यन्मायामोहितधियः पुत्रदारगृहादिषु ।
उन्मज्जन्ति निमज्जन्ति प्रसक्ता वृजिनार्णवे ॥
देवदत्तमिमं लब्ध्वा नृलोकमजितेन्द्रियः ।
यो नाद्रियेत त्वत्पादौ स शोच्यो ह्यात्मवञ्चकः ॥
यस्त्वां विसृजते मर्त्य आत्मानं प्रियमीश्वरम् ।
विपर्ययेन्द्रियार्थार्थं विषमत्त्यमृतं त्यजन् ॥ ભા. ૧૦-૬૪-૪૦-૪૨

હે પ્રભો! તમારી માયાથી મોહિત થયેલી બુદ્ધિવાળા લોકો પુત્ર સ્ત્રી, ઘર વગેરે વિષયોરૂપ પાપના સમુદ્રમાં ડૂબકાં ખાયા કરે છે. ખરેખર! દૈવથી પ્રાપ્ત થયેલા આ માનવ જન્મને પ્રાપ્ત કરીને અજિતેન્દ્રિય પુરુષો આપનાં ચરણકમળમાં આદર કરતા નથી તે શોચનીય છે, તેઓ પોતાના આત્માને છેતરનારા છે. જે માણસ અત્યન્ત પ્રિય, આત્મસ્વરૂપ અને સર્વૈશ્વર્યસમ્પન્ન એવા આપનો, ઇન્દ્રિયોના ભોગવિષયોને માટે ત્યાગ કરે છે, તે અમૃતને છોડીને વિષસેવન કરે છે.

૬. માયાનું બળ —

अहो ! मायाबलं विष्णोः स्नेहबद्धमिदं जगत् ॥ ભા. ૯-૧૬-૧૮

અહો ! ભગવાનની માયાનું બળ કેટલું છે, કે જેને લીધે જગત સ્નેહથી બંધાયેલું છે.

૭. માયા અગમ્ય છે:—

अथवा देवमायाया नूनं गतिरगोचरा।
चेतसो वचसश्चापि भूतानामिति निश्चयः ॥ भा. १-१७-२३

ઈશ્વરની માયા પ્રાણીઓ માટે મન અને વચનથી ન સમજી શકાય એવી છે.



## માયા-પ્રકૃતિ (કાલ)

—ઃ સમીક્ષા ઃ—

कालो दैवं कर्म जीवः स्वभावो
द्रव्यं क्षेत्रं प्राण आत्मा विकारः
तत्संघातो बीजरोहप्रवाह-
स्त्वन्मायैषा तन्निषेधं प्रपद्ये ॥

શ્રીમદ્ ભાગવતે ઉપરના શ્લોકમાં અનંત શક્તિશાલી પરમાત્માની માયાનાં અંગ-ઉપાંગો બતાવ્યાં છે; તેમાં

चालकर्मस्वभावस्थोजीवोऽजीवमजीवयत्। તેમાં કાલ, ક્રિયા અને જ્ઞાનશક્તિ મુખ્ય છે. આ ત્રણ પરમાત્માની સ્વતંત્ર શક્તિઓ છે. તેમનાથી જગતનાં સર્જન, પાલન અને સંહારનું ચક્ર નિયમિત ચાલે છે. એમાંની પ્રથમ કાલશક્તિ જોઈએ:—

ભાગવતે આ કાલશક્તિની નીચે પ્રમાણે સુંદર વ્યાખ્યા આપી છે.

सोऽनन्तोऽन्तकरः कालोऽनादिरादिकृदव्ययः।
जनं जनेन जनयन् मारयन् मृत्युनान्तकम्॥

આ કાલ જાતે અનન્ત છે, છતાં પ્રત્યેક વસ્તુનો અન્ત કરનાર છે તે અનાદિ છે છતાં દરેકનો આરંભ કરનાર છે. માણસને માણસથી, ઉત્પન્ન થયેલી વસ્તુને ઉત્પન્ન થયેલી વસ્તુથી ઉત્પન્ન કરે છે. અને મરણને-યમરાજને પણ-મરણથી મારે છે. આ શ્લોકનો ભાવ કેવો સુંદર અને માર્મિક છે?

સરજનહારની અકલ સૃષ્ટિમાં આ કાલશક્તિ અદ્ભુત કાર્ય કરે છે. એની શક્તિ અપ્રતિહત-અબાધિત છે. માણસની ખૂબ અનિચ્છા હોવા છતાં આ શક્તિ તેના કેશ સફેદ બનાવે છે, આંખે ચશ્મા પહેરાવે છે, શરીર કરચલીઓવાળું બનાવે છે, અને છેવટે અનેક પ્રયત્ન કરવા છતાં તેનો વિનાશ સરજે છે.

પણ આટલેથી અટકતું નથી. એ જ શક્તિ મરણ પછી પણ આત્મા પાસે બલપૂર્વક અન્ય દેહમાં સંચાર કરાવે છે અને ત્યાં ઉત્પાદક તરીકે કામ કરે છે.

છતાંય તેનું સ્વરૂપ કેટલું સૌમ્ય તથા ભયાનક છે? આનંદ-પ્રમોદ વખતે વર્ષોનાં વર્ષો રમતમાત્રમાં વીતી જાય છે, પતિપત્નીની મિલનરાત્રિ ટૂંકી લાગે છે, સીનેમાના બે કલાક ઓછા પડે છે અને જીવનનાં સુખમાં વહી ગયેલાં વર્ષો ઓછાં જણાય છે.

પણ એનું ભયાનક સ્વરૂપ!

ગીતાજીએ એનું કેટલું માર્મિક રૂપ વર્ણવ્યું છે? कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धः। यथा प्रदीप्तं ज्वलनं पतंगाः। વગેરેથી સર્વે વિનાશને પંથે ઈચ્છાએ કે અનિચ્છાએ દોડે છે. તે બતાવ્યું છે.

અને તેમાંય વધારે દુર્દશા તો केचिद्विलग्ना दशनान्तरेषु-બે દાંતની વચ્ચે ભરાઈ રહેલા અન્નના દાણા જેવા જીવની છે. જે મૃત્યુમુખમાં જઈ પડયો છે છતાં મર્યો નથી. ક્ષય, કેન્સર, લકવા કે દમ જેવી બિમારીવાળાની દશા આવી જ હોય છે.

પરમાત્માની આ પ્રચંડ શક્તિને ઓળખાવનાર શાસ્ત્રો, અને ઓળખનાર ગુરુઓ. યોગીઓ, જ્ઞાનીઓ અને ભક્તો છે. કાલની અસર એમના ઉપર પણ થાય તો છે જ, પણ એમને એ અસર લાગતી નથી. સામાન્ય માણસ રડી કકળીને દુઃખને સહન કરે છે, જ્યારે જ્ઞાની, યોગી કે ભક્ત આનંદપૂર્વક પ્રભુને શરણે જઈ એના ઉપર વિજય મેળવે છે.

ભગવાનની આ શક્તિ વિષેનાં હવે ભાગવતનાં પ્રમાણો આપીએ છીએ.

## કાલ.

(૧) કાલની વ્યાખ્યા અને સ્વરૂપઃ—

૧. प्रकृतेर्गुणसाम्यस्य निर्विशेषस्य मानवी।
चेष्टा यतः स भगवान् काल इत्युपलक्षितः ॥ भा. ३-२६-१७

(સૃષ્ટિના આરંભમાં) સત્વ, રજ ને તમ એ ત્રણે ગુણોની સમાન અવસ્થાવાળી અને નામરૂપ વગરની પ્રકૃતિને જેનાથી ચેષ્ટા (ગતિ) પ્રાપ્ત થાય છે તેને 'કાલ' કહે છે.

૨. रूपभेदास्पदं दिव्यं काल इत्यभिधीयते।
भूतानां महदादीनां यतोभिन्नदृशां भयम् ॥
योऽन्तः प्रविश्य भूतानि भूतैरत्त्यखिलाश्रयः।
स विष्ण्वाख्योऽधियज्ञोऽसौ कालः कलयतां प्रभुः ॥
न चास्य कश्चिद्दयितो न द्वेष्यो न च बान्धवः।
आविशत्यप्रमत्तोऽसौ प्रमत्तं जनमन्तकृत् ॥ भा. ३-२९-३७-३९

પરમાત્માનું દૈવી સ્વરૂપ 'કાળ' કહેવાય છે. તે કાળ પ્રત્યેક વસ્તુના ફેરફારનું મુખ્ય કારણ છે. તેનો પ્રભાવ અદ્ભુત છે અને તેનાથી ભેદદૃષ્ટિવાળાં પ્રાણીઓને ભય છે. એ કાળ સર્વ પ્રાણીઓમાં પ્રવેશ કરીને પ્રાણીઓદ્વારા જ પ્રાણીઓનું ભક્ષણ કરે છે. આ વિષ્ણુસ્વરૂપ કાલ જગતને વશ રાખનાર બ્રહ્માદિ દેવોનો પણ પ્રભુ અને યજ્ઞાદિ ફળોને આપનાર છે. આ કાળને કોઈ પણ પ્રિય, શત્રુ કે બાંધવ નથી, તે સદા સાવધાન રહીને સર્વનો સંહાર કરતો પ્રમાદી માનવનો (જીવોનો) સંહાર કરે છે.

(૨) કાલનું સ્વરૂપઃ—

૧. प्रतिक्रिया न यस्येह कुतश्चित्कर्हिचित्प्रभो।
स एष भगवान्कालः ... ... ... ॥
येन चैवाभिपन्नोऽयं प्राणैः प्रियतमैरपि।
जनः सद्यो वियुज्येत किमुतान्यैर्धनादिभिः ॥ भा. १-१३-१९-२०

પોતાના વિજયમાં મસ્ત થયેલા રાજાઓને જોઇને આ પૃથ્વી હસે છે કે, મૃત્યુનાં રમકડાં જેવા આ રાજાઓ મને જીતવા ઈચ્છે છે? જાણવા છતાંય તેઓની આ વ્યર્થ કામના જ હોય છે, કે તે રાજાઓ ફીણના જેવા દેહ ઉપર અત્યંત વિશ્વાસ રાખે છે. રાજાઓ મનોરથ કરે છે કે, અમે પ્રથમ ૭ ઇન્દ્રિયોને જીતી લઇ રાજમંત્રીઓને વશ કરીશું. શત્રુઓ રૂપી કાંટાઓ ઉખેડી નાખી પ્રધાનો, નગરવાસીઓ, રાજપુરોહિત વગેરે આપ્તજનો તથા મોટા મોટા હાથીઓને પણ વશ કરીશું. આવી રીતે ક્રમપૂર્વક સમુદ્ર સુધીની પૃથ્વીને અમે જીતી લઇશું. આવી આશાઓથી બંધાયેલા હૃદયવાળા તે રાજાઓ પોતાની સમીપમાં રહેલા મરણને જોતા નથી.

(૬) ચાર યુગનાં મુખ્ય લક્ષણો :—

प्रभवन्ति यदा सत्त्वे मनोबुद्धीन्द्रियाणि च ।
तदा कृतयुगं विद्याज्ज्ञाने तपसि यद्रुचि ॥
यदा धर्मार्थकामेषु भक्तिर्भवति देहिनाम् ।
तदा त्रेता रजोवृत्तिरिति जानीहि बुद्धिमान् ॥
यदा लोभस्त्वसन्तोषो मानो दम्भोऽथ मत्सरः ।
कर्मणां चापि काम्यानां द्वापरं तद्रजस्तमः ॥
यदा मायानृतं तन्द्रा निद्रा हिंसा विषादनम् ।
शोको मोहो भयं दैन्यं स कलिस्तामसः स्मृतः ॥

भा १२-३-२७-३०

સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોમાં રજોગુણ અને તમોગુણથી નિવૃત્ત થઈ બુદ્ધિ અને ઇન્દ્રિયો જ્યારે માત્ર સાત્વિક ભાવને ધારણ કરે ત્યારે 'સત્યયુગ' છે, એમ જાણવું. તેને લીધે જ્ઞાન તથા તપની ઇચ્છા થાય છે. હે બુદ્ધિમાન્ રાજા! જ્યારે મનુષ્યોને ધર્મ, અર્થ તેમજ કામમાં પ્રીતિ થાય ત્યારે રજોગુણવાળો 'ત્રેતાયુગ' જાણવો. જ્યારે લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર અને કામ્ય

કર્મો ઉપર પ્રીતિ થાય ત્યારે રજોગુણ અને તમોગુણ જેમાં મુખ્ય છે એવો 'દ્વાપરયુગ' જાણવો. જ્યારે કપટ, અસત્ય, આળસ, નિદ્રા, હિંસા, દુઃખ, શોક, મોહ, ભય, અને દીનતા જોવામાં આવે ત્યારે તમોગુણ જેમાં મુખ્ય છે એવો 'કલિયુગ' છે, એમ જાણવું.

(૭) કલિયુગનાં સ્થાનો :—

द्यूतं पानं स्त्रियः सूना यत्राधर्मश्चतुर्विधः ।
ततोऽनृतं मदं कामं रजो वैरं च पञ्चमम् ॥
अमूनि पञ्च स्थानानि ह्यधर्मप्रभवः कलिः ।
अथैतानि न सेवेत बुभूषुः पुरुषः क्वचित् ॥ भा १-१३-३८,४१

જુગાર, મદિરાપાન, સ્ત્રીઓ તથા હિંસા આ ચાર સ્થાનમાં કલિયુગના વાસરૂપ અધર્મ રહે છે. પરીક્ષિત રાજાએ કલિયુગને રહેવાનાં સ્થાન તરીકે અસત્ય, મદ, કામ, હિંસા અને વૈર કહ્યાં, પોતાનું કલ્યાણ ઇચ્છતા પુરુષે આ પદાર્થોનું સેવન કરવું નહીં.

(૮) કલિયુગ ધર્મ —

१. वित्तमेव कलौ नृणां जन्माचारगुणोदयः ।
धर्मन्यायव्यवस्थायां कारणं बलमेव हि ॥
दाम्पत्येऽभिरुचिर्हेतुर्मायैव व्यावहारिके ।
स्त्रीत्वे पुंस्त्वे च हि रतिर्विप्रत्वे सूत्रमेव हि ॥
लिङ्गमेवाश्रमख्यातावन्योन्यापत्तिकारणम् ।
अवृत्त्या न्यायदौर्बल्यं पाण्डित्ये चापलं वचः ॥
अनाढ्यतैवासाधुत्वे साधुत्वे दम्भ एव तु ।
स्वीकार एव चोद्वाहे स्नानमेव प्रसाधनम् ॥
दूरे वार्ययनं तीर्थं लावण्यं केशधारणम् ।
उदरंभरता स्वार्थः सत्यत्वे धार्ष्ट्यमेव हि ॥
दाक्ष्यं कुटुम्बभरणं यशोऽर्थे धर्मसेवनम् ॥ भा १२-२-२-७

કલિયુગમાં ધન જ મનુષ્યોના જન્મ, આચાર તથા ગુણોના ઉદયરૂપ ગણાશે, ધર્મ તથા ન્યાયની વ્યવસ્થામાં બળ કારણ તરીકે મનાશે. સ્ત્રી તેમજ પુરુષના સંબંધમાં એકબીજાની રુચિ જ કારણરૂપ થશે. વ્યવહારને લગતી લેવડદેવડમાં કપટ જ મુખ્ય ગણાશે. સ્ત્રી તથા પુરુષના શ્રેષ્ઠપણામાં રતિની કુશળતા જ કારણરૂપ મનાશે. બ્રાહ્મણપણામાં માત્ર જનોઈ જ ચિહ્ન તરીકે રહેશે. (સંન્યાસ) આશ્રમને જણાવનાર ચિહ્ન તરીકે માત્ર દંડ, મૃગચર્મ વગેરે જ રહેશે. આશ્રમના આચારવિચાર રહેશે નહિ. એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવામાં પણ ચિહ્નોની જ અદલાબદલી મુખ્ય રહેશે. જો કોઈ મનુષ્ય ન્યાયાધીશને લાંચ આપવા અસમર્થ હશે તો તે ન્યાય મેળવી શકશે નહીં પંડિતાઈમાં માત્ર બોલવાની ચપળતા જ રહેશે. નિર્ધનતા જ દુર્જનતાનું કારણ મનાશે. દંભવાળો જ માણસ સજ્જનમાં ગણાશે. વિવાહમાં માત્ર સ્વીકાર જ મુખ્ય રહેશે. સ્નાન જ અલંકાર-રૂપે રહેશે. જે જલાશય દૂર હશે તે તીર્થ ગણાશે. વાળની ટાપટીપ એ સૌંદર્ય ગણાશે. માત્ર પોતાનું પેટ ભરવું એ જ પુરુષાર્થ ગણાશે. સત્યને સ્થાને કુટિલતા અને ધૃષ્ટતા જ પ્રવર્તશે. કુટુંબનાં ભરણ-પોષણમાં ચતુરાઈ ગણાશે. યશ મળે એટલા માટે જ ધર્મ પળાશે.

૨. ब्रह्मविट्क्षत्रशूद्राणां यो बली भविता नृपः ।
प्रजा हि लुब्धै राजन्यैर्निर्घृणैर्दस्युधर्मभिः ॥

आच्छिन्नदारद्रविणा यास्यन्ति गिरिकाननम् ।
शाकमूलामिषक्षौद्रफलपुष्पाष्टिभोजनाः ॥

अनावृष्ट्या विनङ्क्ष्यन्ति दुर्भिक्षकरपीडिताः ।
शीतवातातपप्रावृड्हिमैरन्योन्यतः प्रजाः ॥

क्षुत्तृड्भ्यां व्याधिभिश्चैव सन्तप्स्यन्ते च चिन्तया ।
त्रिंशद्विंशतिवर्षाणि परमायुः कलौ नृणाम् ॥

क्षीयमाणेषु देहेषु देहिना कलिदोषत ।
वर्णाश्रमवतां धर्मे नष्टे वेदपथे नृणाम् ॥
पाखण्डप्रचुरे धर्मे दस्युप्रायेषु राजसु ।
चौर्यानृतवृथाहिंसानानावृत्तिषु वै नृषु ॥
शूद्रप्रायेषु वर्णेषुच्छागप्रायासु धेनुषु ।
गृहप्रायेष्वाश्रमेषु यौनप्रायेषु बन्धुषु ॥
अणुप्रायास्वोषधीषु शमीप्रायेषु स्थास्नुषु ।
विद्युत्प्रायेषु मेघेषु शून्यप्रायेषु सद्मसु ॥ भा १२-२-८-१५

બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય તે શૂદ્રોમા જે બળવાન હશે તે રાજા થશે લોભી, નિર્દય તથા ચોરના જેવી લૂટફાટ ચલાવનારા રાજાએ પ્રજાએ પાસેથી સ્ત્રીએ તથા ધન પડાવી લેશે. આથી પ્રજાએ પહાડોમા અને વનમા જશે ત્યા શાક, મૂળ માસ, મધ, ફળ, ફૂલ તથા બીયાએ ખાઈ ને રહેશે રાજાઓના કરથી પીડાયલી પ્રજાએ અનાવૃષ્ટિ, ટાઢ તડકો વરસાદ તથા હિમથી અને પરસ્પર લડીને નાશ પામશે વળી ક્ષુધા, તૃષા, વ્યાધિએ અને ચિતાથી સતાપ પામશે કલિયુગમા મનુષ્યોનુ મોટામા મોટુ આયુષ્ય વીસ કે ત્રીસ વર્ષ સુધીનુ થશે કલિના દોષોથી પ્રાણીઓના શરીર ક્ષીણ થઈ જશે, વર્ણો તથા આશ્રમીઓના ધર્મ અને કર્મ નાશ પામશે ધર્મ લગભગ પાખડવાળો બની જશે રાજાએ લગભગ ચોર જેવા થઇ જશે મનુષ્યો ચોરી અસત્યભાષણ અને વૃથા હિંસા વગેરે ઉપર ગુજરાન કરવા લાગશે વર્ણે લગભગ શૂદ્ર જેવા ગાયો લગભગ બકરીઓ જેવી, (સન્યાસ વગેરે) આશ્રમો લગભગ ગૃહસ્થાશ્રમ જેવા થઈ જશે. સબધીઓમા લગભગ વહેવાઈઓ જ સબધી તરીકે રહેશે, ઓષધિઓ નાની થઈ જશે, સ્થાવર વૃક્ષોમા સમડીનાં ઝાડ જેવડાં વૃક્ષ રહેશે, વરસાદ વધારે વીજળીવાળો અને ઓછો પડનાર થશે અને ઘરો ઉજ્જડ જેવાં (ધર્મ રહિત) થઇ જશે.

૯. કલિયુગનો મહાગુણ :—

कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः ।
कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्गः परं व्रजेत् ॥
कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ॥
द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् ॥ भा १२-३-५१-५२

હે રાજન્ ! દોષના ભંડાર એવા કલિયુગમાં એક મહાન્ ગુણ રહેલો છે તે એ કે તેમાં શ્રીકૃષ્ણના કીર્તનમાત્રથી સંસારમાયાથી છૂટી પરમ પદ પામી શકાય છે. સત્યયુગમાં ધ્યાન કરનારને, ત્રેતાયુગમાં યજ્ઞ કરનારને અને દ્વાપરયુગમાં ઉપાસના કરનારને જે ફળ મળે છે તે કલિયુગમાં શ્રીહરિકીર્તન માત્રથી જ પ્રાપ્ત થાય છે.



## માયા-પ્રકૃતિ (કર્મ)

—: સમીક્ષા: —

कर्मणां गहना रीतिर्ब्रह्मणाऽपि न बुध्यते ।
ईश्वरत्वात्तादिच्छायाः प्रधानत्वादनेकधा ॥
तदुद्रेकोऽवसाने स्यात्कृपाक्रोधाधिभेदतः ॥
त. दी. २-२४८

कर्मणो गहना गतिः ॥ (गीता)

પરમાત્માની માયાની ત્રણ મહાશક્તિ—કાલશક્તિ, ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ પૈકી બીજી શક્તિ ક્રિયાશક્તિ છે. જેમ કાલશક્તિ આગળ માણસ પરાસ્ત થઈ જાય છે, તેમ કર્મશક્તિ પણ એવી જ પ્રચંડ છે. ફેર માત્ર એટલો જ કે કાલશક્તિ પ્રભુને આધીન છે, જ્યારે કર્મશક્તિ કંઈક અંશે માણસને આધીન છે અને તેથી જ આપણાં ધર્મશાસ્ત્રોએ અનાસક્ત કર્મ ઉપર ખૂબ ભાર મૂક્યો છે.

આ સમગ્ર વાસનાત્મક સંસારની ઉત્પત્તિ એ કર્મનું જ પરિણામ છે. સંસારનું નિયમબદ્ધ ચંક્રમણ પણ એને જ આભારી છે.

આ કર્મોનું મૂળ છે ત્રિગુણાત્મક વાસના—સત્ત્વગુણ, રજોગુણ કે તમોગુણવાળી. ભાગવત કહે છે કે શરીરમાં જીવાત્માના પ્રવેશ સાથે જ પૂર્વજન્મના કર્મના સંસ્કાર પ્રવેશ કરે છે. તેનાથી વાસના ઉત્પન્ન થાય છે. વાસના પુનઃ કર્મ કરાવે છે અને એ કર્મથી પાછી વાસના જન્મે છે. અને એમ જ જીવન, કર્મ અને વાસનામાં વહી જાય છે.

સંસારરૂપી વસ્ત્રના આ બે તાર—એક કર્મ બીજી વાસના, એક ઉભો, એક આડો. બન્નેનો સંબંધ પોષ્ય-પોષક. જો ઊભા તાર કાઢી નાખીએ તો વસ્ત્ર ન રહે. આડા તાર કાઢી નાખીએ તો પણ વસ્ત્ર ન રહે.

તેમ જો આપણે કર્મ કરતા બંધ થઈએ તો સંસાર ન રહે અથવા વાસના કાઢી નાંખીએ તો પણ સંસાર ન રહે. અને સંસાર ન રહે તો જીવન, પુનર્જન્મ કે દુઃખ ન રહે.

પણ કર્મ કાઢી નાખવાં એ સહેલું નથી. જીવવું, શ્વાસ લેવો એ પણ કર્મ છે. તો કર્મ શી રીતે કઢાય? કારણ કે એ વાત પ્રભુના હાથમાં છે.

પણ વાસનાત્યાગ એ માનવશક્તિની હદમાં છે. અને તેથી આપણાં શાસ્ત્રોએ કર્મના ત્યાગ કરતાં કર્મનાં ફળના ત્યાગનું મહત્ત્વ ગાયું છે.

આ કર્મનું સ્વરૂપ બહુ સૂક્ષ્મ છે. ભક્તિ અને જ્ઞાન પણ કર્મમૂલક જ છે ને? આથી જ કર્મની ગણના ભક્તિ અને જ્ઞાનની સાથે 'યોગ'માં ગણી છે.

આવાં કર્મનાં ભાગવતે આપેલાં પ્રમાણો હવે આપીએ છીએ:—



## કર્મ

૧: કર્મનું ફળ સંયોગ અને વિયોગ:—

भूतानामिह संवासः प्रपायामिव सुव्रते ।
दैवेनैकत्रनीतानामुन्नीतानां स्वकर्मभिः ॥ भा. ७-२-२१

હે માતા! જેમ કોઈ પરબમાં પ્રાણીઓ એકઠાં થાય છે તેમ દૈવયોગે પોતાનાં પૂર્વકર્મોના યોગથી આ જગતમાં પ્રાણીઓ એકઠાં થાય છે, અને પોતાનાં કર્મોથી જ પાછાં છૂટાં પડે છે.

૨. કર્મની સફળતા અને નિષ્ફળતા :—

यद्युज्यतेऽसुवसुकर्ममनोवचोभि—
देहात्मजादिषु नृभिस्तदसत् पृथक्त्वात् ।
तैरेव सद्भवति यत्क्रियतेऽपृथक्त्वा—
त्सर्वस्य तद्भवति मूलनिषेचनं यत् ॥ भा. ८-९-२९

જેમ વૃક્ષનાં મૂળને જલસિંચન કરવાથી સમગ્ર વૃક્ષ પોષાય છે, તેમ મનુષ્યો પોતાનાં શરીર તથા પુત્રાદિને માટે પ્રાણ, ધન, ઇન્દ્રિયો, મન તથા વચનથી જે કંઈ કર્મ કરે છે તે ભેદબુદ્ધિને લીધે નિષ્ફળ થાય છે, પણ તે જ સાધનો જો અભેદબુદ્ધિપૂર્વક વાપરવામાં આવે તો ફળદાયી બને છે.

૩. કર્મની ઇચ્છા પ્રબલ છે :—

जनोऽबुधोऽयं निजकर्मबन्धनः
सुखेच्छया कर्म समीहतेऽसुखम् ॥ भा. ८-२४-४७

પોતાનાં કર્મોથી બંધાયેલો છતાં અજ્ઞાની મનુષ્ય પુનઃ સુખની ઇચ્છાથી ઘણાં કષ્ટો સહીને પણ કર્મ કરવાની જ ઇચ્છા કરે છે.

૪. કર્મફળ અવશ્ય ભોગવવાં પડે છે :—

सर्वः स्वकृतं विन्दतेऽवशः ॥ भा. १०-४-२१

સર્વ પ્રાણી પરાધીન બનીને પોતાનાં કર્મ ભોગવે છે.

૫. કર્મની વિષમતા :—

नैकत्र प्रियसंवासः सुहृदां चित्रकर्मणाम् ।
ओघेन व्यूह्यमानानां प्लवानां स्रोतसो यथा ॥ १०-५-२५

જેમ નદી વગેરે પ્રવાહમાં તણાતાં ઘાસ, લાકડાં વગેરેની એકત્ર સ્થિતિ હોતી નથી, તેમ જાતજાતનાં કર્મોવાળા સ્નેહીઓની પણ એક જ સ્થિતિ હોતી નથી.

૬. કર્મનાં પાત્રો :—

न हि गोप्यं हि साधूनां कृत्यं सर्वात्मनामिह ॥
अस्तस्वपरदृष्टीनाममित्रोदास्तविद्विषाम् ।
उदासीनोऽरिवद्वर्ज्य आत्मवत्सुहृदुच्यते ॥
ज्ञात्वाऽज्ञात्वा च कर्माणि जनोऽयमनुतिष्ठति ।
विदुषः कर्मसिद्धिः स्यात्तथा नाविदुषो भवेत् ॥

भा. १०–२४–४–६

સર્વાત્મભાવવાળા સાધુ પુરુષોને કોઇ પણ કાર્ય છુપાવવા જેવું હોતું નથી. જેઓને પોતાનો કે પારકો એવી ભેદદૃષ્ટિ હોતી નથી, જેમની દૃષ્ટિએ કોઇ શત્રુ મિત્ર કે ઉદાસીન નથી, તેવા મહાત્મા પુરુષોનું કોઇ કાર્ય ગુપ્ત હોતું નથી. ઉદાસીનનો શત્રુની માફક ત્યાગ કરવો અને મિત્રને સ્વજન સમજી સલાહ લેવી. આમ જે લોકો મિત્ર અને ઉદાસીનને સમજીને કાર્ય કરે છે, તેમનું કાર્ય સિદ્ધ થાય છે અને જેઓ સમજ્યા વિના કરે છે તેમને નિષ્ફળતા મળે છે.

૭. કર્મની ગતિ :—

कुशलाकुशलामिश्राः कर्मणां गतयस्त्विमाः ॥ भा. २–१०–४०

કર્મની ગતિ ત્રણ પ્રકારની હોય છે કુશળ, અકુશળ અને મિશ્ર.

૮. કર્મની ઉલટી અસર :—

सुखाय कर्माणि करोति लोकः न तैः सुखं वान्यदुपारमं वा ।
विन्देत भूयस्तत एव दुःखम् ॥ भा ३–५–२.

પ્રત્યેક મનુષ્ય સુખને માટે કર્મો કરે છે, પરંતુ તે કર્મો દ્વારા તેને સુખ પ્રાપ્ત થતું નથી, દુઃખની શાંતિ પણ થતી નથી; પરંતુ ઉલટું તે કર્મોથી તેને ફરી દુઃખ જ પ્રાપ્ત થાય છે.

૯. કર્મમાર્ગનું સ્વરૂપ :—

दक्षिणेन पथार्यम्णः पितृलोकं व्रजन्ति ते ।
प्रजामनु प्रजायन्ते श्मशानान्तक्रियाकृतः ॥ भा. ३–३२–२०

ગર્ભાધાનથી આરંભીને છેક સ્મશાન સુધીનાં શાસ્ત્રોક્ત કર્મોમાં આસક્ત પુરુષો (મરણ પછી) સૂર્યમાર્ગથી પિતૃલોકમાં જાય છે અને ફરી પોતાના જ વંશમાં ઉત્પન્ન થાય છે.

૧૦. કર્મવાસનાનું ફળ :—

क्षुत्परीतो यथा दीनः सारमेयो गृहं गृहम् ।
चरन्विन्दति यद्दिष्टं दण्डमोदनमेव वा ॥
तथा कामाशयो जीव. उच्चावचपथा भ्रमन् ।
उपर्यधो वा मध्ये वा याति दिष्टं प्रियाप्रियम् ॥

भा. ४-२९-३०-३१

જેમ ભૂખ્યો કૂતરો દીન બનીને ઘેરઘેર ભટકે છે અને પોતાના ભાગ્ય પ્રમાણે કોઈ સ્થળે લાકડીનો માર તો કોઈ સ્થળે અન્ન પ્રાપ્ત કરે છે, તેમ કામનાની વાસનાવાળો જીવ ઉચ્ચનીચ માર્ગે-ઉપર, નીચે કે મધ્યલોકમાં ભટકતાં સુખ કે દુઃખ પ્રાપ્ત કરે છે.

૧૧. કર્મ અને વાસનાનું સ્વરૂપ અને પરિણામ :—

पञ्चभिः कुरुते स्वार्थान्पञ्च वेदाथ पञ्चभिः ।
एकस्तु षोडशेन त्रीन् स्वयं सप्तदशोऽश्नुते ॥
तदेतत् षोडशकलं लिङ्गं शक्तित्रयं महत् ।
धत्तेऽनुसंसृतिं पुंसि हर्षशोकभयार्तिदाम् ॥
देह्यज्ञोऽजितषड्वर्गो नेच्छन्कर्माणि कार्यते ।
कोशकार इवात्मानं कर्मणाऽऽच्छाद्य मुह्यति ॥
न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म गुणैः स्वाभाविकैर्बलात् ॥
लब्ध्वा निमित्तमव्यक्तं व्यक्ताव्यक्तं भवत्युत ।
यथा योनि यथा बीजं स्वभावेन बलीयसा ॥ भा. ६-१-५०-५४

આ જીવ પાંચ કર્મેન્દ્રિયોથી સઘળાં કર્મ કરે છે, પાંચ જ્ઞાનેન્દ્રિયોથી જાણે છે, પોતે એક જ હોવા છતાં સોળમા મનની

સાથે સત્તરમો થઈને જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો તથા મનના (ત્રણેના) વિષયો ભોગવે છે આ દશ ઇન્દ્રિયો, પાંચ વિષયો, તથા મન એમ સોળ અંશોવાળુ શરીર ત્રણે ગુણોનું બનેલું તથા જીવને હર્ષ, શોક તથા ભય આપનાર સંસારને સરજનારુ છે, જેમ રેશમનો કીડો પોતાની જ લાળ વડે બંધાઈ તેમાંથી ન નીકળી શકવાને લીધે મુંઝાય છે, તેમ અજ્ઞાની જીવ પણ પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા મનને ન જીતવાથી અનિચ્છાએ કર્મ કરે છે અને પછી એ જ કર્મથી મુંઝાય છે, કોઈ પણ જીવ એક ક્ષણ વાર પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી, કારણ કે સ્વાભાવિક પૂર્વકર્મના સંસ્કારોથી ઉત્પન્ન થયેલા ગુણો તેને પરવશ કરી દઈને બળાત્કારે તેની પાસે કર્મ કરાવે છે આ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીર પણ પૂર્વજન્મના અદૃષ્ટ કર્મથી જ પ્રાપ્ત થાય છે આ બળવાન કર્મવાસનાને લીધે જ બાળક પોતાનાં માતા-પિતા જેવુ થાય છે

૧૨. સાચુ કર્મ અને સાચી વિદ્યા.—

तत्कर्म हरितोषं यत्सा विद्या तन्मतिर्यया । भा ४-२९-४९

તે જ કર્મ છે કે જેનાથી શ્રીહરિ પ્રસન્ન થાય, અને તે જ વિદ્યા છે કે જેનાથી શ્રીહરિમા બુદ્ધિ સ્થિર થાય

૧૩ કર્મ સુખદુ:ખનુ કારણ છે —

सुखदुःखप्रदो नान्यो यत स्वकृतभुक्पुमान् ॥ भा १० ५४ ३८

માણસને સુખદુઃખ આપનાર બીજુ કોઈ નથી કારણ કે માણસ પોતાનાં જ કરેલાં કર્મોને ભોગવે છે.

૧૪ કર્મનો હેતુ —

अहमित्यन्यथाबुद्धिः प्रमत्तस्य यथा हृदि ।<br>
उत्सर्पति रजो घोर ततो वैकारिक मनः ॥<br>
रजोयुक्तस्य मनस सङ्कल्प सविकल्पक ।<br>
ततः कामो गुणध्यानात् दुःसह स्याद्धि दुर्मते ॥

करोति कामवशगः कर्माण्यविजितेन्द्रियः ।
दुःखोदर्काणि सम्पश्यन्रजोवेगविमोहितः ॥ भा. ११-१३-९-११

પ્રમાદી મનુષ્યના હૃદયમાં દેહાદિ પરની 'હું' એવી મિથ્યા-બુદ્ધિ ફેલાઈ જવાથી મન સત્ત્વગુણપ્રધાન હોવા છતાં તેમાં ઘોર દુઃખરૂપ રજોગુણ ફેલાય છે. મન રજોગુણવાળું બનવાથી નિશ્ચય વગરના સંકલ્પ થાય છે. વિષયોના વિચારથી દુર્મતિ મનુષ્યને દુઃસહ વિષયોની ઇચ્છા ઉત્પન્ન થાય છે. વિષયોમાં રચીપચી રહેલો પુરુષ અજિતેન્દ્રિય બનીને રજોગુણને લીધે, કર્મોને દુઃખરૂપ જોવા છતાં કર્મ કરે છે.

૧૫. કર્મ જીવન-મરણનું કારણ છેઃ—

जीवितं मरणं जन्तोर्गतिः स्वेनैव कर्मणा ॥ भा. १२-६-२५

જીવાત્માની જીવનમરણની ગતિ પોતાના જ કર્મથી ઉત્પન્ન થાય છે.

૧૬. કર્મ અપમૃત્યુનું કારણ છેઃ—

सर्पचौराग्निविद्युद्भ्यः क्षुत्तृड्व्याध्यादिभिर्नृप ।
पञ्चत्वमृच्छते जन्तुर्भुङ्क्ते आरब्धकर्म तत् ॥ भा. १२-६-२६

હે રાજન્ ! સર્પ, ચોર, અગ્નિ, વિજળી, ક્ષુધા, તૃષા અને વ્યાધિ વગેરેથી મરણ પામતો માણસ પોતે કરેલું કર્મ જ ભોગવે છે.

૧૭. કર્મનો પ્રતિકાર-જ્ઞાનઃ—

यथा हि पुरुषो भारं शिरसा गुरुमुद्वहन् ।
तं स्कन्धेन स आधत्ते तथा सर्वाः प्रतिक्रियाः ॥
नैकान्ततः प्रतीकारः कर्मणां कर्म केवलम् ।
द्वयं ह्यविद्योपसृतं स्वप्ने स्वप्न इवाऽनघ ॥ भा. ४-१९-३३-३४

જેમ કોઈ પુરુષ માથા પરનો ભાર અસહ્ય થવાથી ખાંધ ઉપર ઉપાડે છે, પણ તેમ કરવાથી તે ભાર કંઈ ઓછો થતો નથી; તે જ પ્રમાણે દુઃખને દૂર કરવાના સર્વ ઉપાયો સંબંધી સમજવું. હે

રાજા! જ્ઞાન રહિત કર્મ દુઃખજનક કર્મોનો સમૂળગો નાશ કરી શકતું નથી; દુઃખને દૂર કરવાનો કોઈ ઉપાય જ નથી. કેમકે દુઃખજનક કર્મને દૂર કરવા માટે જે કર્મ કરવામાં આવે છે તે પણ અવિદ્યાથી જ ઉત્પન્ન થયેલું હોવાથી સમાન હોય છે. જેમ એક સ્વપ્નમાં આવેલું બીજું સ્વપ્ન તે પ્રથમના સ્વપ્નને દૂર કરી શકતું નથી; સ્વપ્નને દૂર કરવા સારૂ તો જાગ્રત અવસ્થા જ જોઈએ, તેમ દુઃખજનક કર્મો દૂર કરવા માટે કર્મ ન જોઈએ પણ જ્ઞાન જ જોઈએ.

૧૮. પ્રવૃત્ત અને નિવૃત્ત કર્મઃ—

प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ।
आवर्तेत प्रवृत्तेन निवृत्तेनाश्नुतेऽमृतम् ॥ भा. ७-१५-४७

વેદમાં બે પ્રકારનાં કર્મો કહ્યાં છે, એક પ્રવૃત્ત (સકામ) અને બીજું નિવૃત્ત (નિષ્કામ). તેમાં પ્રવૃત્ત કર્મથી મનુષ્ય સંસારમાં પાછો ફરે છે, અને નિવૃત્ત કર્મથી મોક્ષ મેળવે છે.

૧૯. નિષ્કામ કર્મનું ફળઃ—

एतत्संसूचितं ब्रह्मंस्तापत्रयचिकित्सितम् ।
यदीश्वरे भगवति कर्म ब्रह्मणि भावितम् ॥
आमयो यश्च भूतानां जायते येन सुव्रत ।
तदेव ह्यामयं द्रव्यं न पुनाति चिकित्सितम् ।
एवं नृणां क्रियायोगा सर्वे संसृतिहेतवः ।
त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥
भा. १-५-३२-३४

સર્વનિયંતા અને પૂર્ણસ્વરૂપ પરમાત્માને કર્મોનું સમર્પણ કરવું, તે જ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક—એ ત્રણે દુઃખનું એક ઔષધ છે. જે વસ્તુથી પ્રાણીઓને રોગ ઉત્પન્ન થાય છે, પણ તે વસ્તુને જો બીજી વસ્તુઓની ભાવના આપવામાં આવે તો તે રોગને દૂર કરે છે, પણ તેવી રીતે સંસારનાં બંધનરૂપ કર્મો

ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવામાં આવે, તો તે કર્મો નિષ્કામ બનવાથી કર્મોની નિવૃત્તિ કરવા સમર્થ થાય છે. (બંધનરૂપ બનતાં નથી)

૨૦. સકામ કર્મમાર્ગનું સ્વરૂપઃ—

गृहेषु कूटधर्मेषु सक्तो ग्राम्यसुखेच्छया ।
कर्मतन्त्रं वितनुते वेदवादविपन्नधीः ॥ भा. ૪-૨-૨૨

જે માણસ વિષયસુખની ઇચ્છાને લીધે દેહાભિમાનરૂપ મિથ્યા ધર્મોથી ભરેલા ઘરમાં આસક્ત રહી વેદે આપેલી ફલશ્રુતિમાં આસક્ત થઈ જાતજાતનાં કર્મો કરે છે. તે આત્મસ્વરૂપને ભૂલી જવાને લીધે પશુતુલ્ય બને છે.

૨૧. સકામ કર્મની નિંદાઃ—

यदध्यर्थेह कर्माणि विद्वन्मान्यसकृन्नरः ।
करोत्यतोविपर्यासममोघं विन्दते फलम् ॥
सुखाय दुःखमोक्षाय सङ्कल्प इह कर्मिण ।
सदाऽऽप्नोतीहया दुःखमनीहायाः सुखावृतः ॥
कामान्कामयते काम्यैर्यदर्थमिह पूरुषः ।
स वै देहस्तु पारक्यो भङ्गुरो यात्युपैति च ॥ भा. ७-७-४१-४२

પોતાને વિદ્વાન માનનારો પુરુષ જેનો સંકલ્પ કરીને વારંવાર કર્મો કરે છે, તેને ઊલટું ફળ મળે છે. અથવા ભાગ્યવશાત્ તેનું કર્મ નિષ્ફળ બને છે. કોઇ પણ કર્મ કરનાર મનુષ્યનો સંકલ્પ સુખને પ્રાપ્ત કરવા માટે અને દુઃખથી છૂટવા માટે હોય છે, પણ ફળની ઇચ્છાથી કર્મ કરનાર પુરુષ દુઃખ જ પામે છે, જ્યારે ફ્લેચ્છારહિત કર્મ કરનાર સુખી થાય છે. આ લોકમાં પુરુષ જેને માટે સકામ કર્મો કરીને કામનાઓને ઇચ્છે છે, તે શરીર તો પારકું તથા નાશવંત છે; જાય છે ને આવે છે, તો પછી સકામ કર્મ શા માટે કરવાં?

૨૨. સકામ કર્મનો ઉપદેશ કલ્યાણદાતા નથીઃ—

स्वयं निःश्रेयसं विद्वान् न वक्त्यज्ञाय कर्म हि ।
न राति रोगिणोऽपथ्यं वाञ्छतो हि भिषक्तमः ॥ भा. ૬-૯-૫૦

સર્વોત્કૃષ્ટ કલ્યાણ જાણનાર પુરુષ, જેમ કોઈ ઉત્તમ વૈદ્ય અપથ્ય ઇચ્છતા રોગીને કદી નડે એવી વસ્તુ આપતો નથી તેમ અજ્ઞાનીને સકામ કર્મ કરવાનો ઉપદેશ આપતો નથી.

૨૩. કર્મોની ફલશ્રુતિ-નિષ્કામકર્મની પ્રેરણા શા માટે?

परोक्षवादो वेदोऽयं बालानामनुशासनम् ।
कर्ममोक्षाय कर्माणि विधत्ते ह्यगदं यथा ॥
नाचरेद्यस्तु वेदोक्तं स्वयमज्ञोऽजितेन्द्रियः ।
विकर्मणा ह्यधर्मेण मृत्योर्मृत्युमुपैति सः ॥
वेदोक्तमेव कुर्वाणो निःसङ्गोऽर्पितमीश्वरे ।
नैष्कर्म्यां लभते सिद्धिं रोचनार्था फलश्रुतिः ॥ भा. ૧૧-૩-૪૪

ઇન્દ્રિયોથી ગ્રહણ ન થઈ શકે તેવાં સ્વર્ગાદિ ફળ વેદ જણાવે છે. તે મનુષ્યોને માટે, પિતા જેમ રોગમુક્ત થવા માટે બાલકને સાકરની લાલચથી ઔષધ ખવડાવે છે, તેમ કર્મબંધનથી મુક્ત થવા માટે કર્મનું અને તેનાં ફળનું વિધાન કરે છે. જે અલ્પબુદ્ધિવાળો, અજિતેંદ્રિય માણસ વેદવિહિત કર્મો કરતો નથી, તે વિપરીત કર્મો કરી અધર્મથી અજ્ઞાન-મૃત્યુ-ની પરંપરાને પ્રાપ્ત કરે છે. જે વાસનારહિત મનુષ્ય નિષ્કામ ભાવનાથી ઈશ્વરપ્રીત્યર્થ વેદોક્ત કર્મો કરે છે તેને નૈષ્કર્મ્યસિદ્ધિ-મોક્ષ અવશ્ય પ્રાપ્ત થાય છે. યાત્રાદિનાં ફળો તો સકામ મનુષ્યોને વૈદિક કર્મોમાં પ્રીતિ ઉપજાવવા માટે કહેલાં છે.

૨૪. કર્માકર્મવિચાર—

निवृत्तं कर्म सेवेत प्रवृत्तं मत्परस्त्यजेत् ।
जिज्ञासायां सम्प्रवृत्तो नाद्रियेत्कर्मचोदनाम् ॥

यमानभीक्ष्णं सेवेत नियमान्मत्परः क्वचित्।
मदभिज्ञं गुरुं शान्तमुपासीत मदात्मकम् ॥ ભા. ૧૧-૧૦-૪-૫

મારામાં પરાયણ રહેતાં પુરુષે સકામ કર્મોનો ત્યાગ કરવો અને નિષ્કામ કર્મો કરવાં, જ્યારે નિષ્કામ કર્મો કરતાં આત્મવિચારમાં એકાગ્રતા આવે, ત્યારે તેને વિહિત અને નિષિદ્ધ કર્મો કરવાનું આવશ્યક નથી. તેણે દરરોજ યમ-નિયમ એટલે કે સંયમ અને સદાચારથી વર્તવું તથા મારામાં મગ્ન શાન્તચિત્તવાળા ગુરુની ઉપાસના કરવી.

૨૫. પુનર્જન્મનો હેતુ-કર્મ:—

भूतैः पञ्चभिरारब्धे देहे देह्यबुधोऽसकृत्।
अहं ममेत्यसद्ग्राहः करोति कुमतिर्मतिम् ॥
तदर्थं कुरुते कर्म यद्बद्धो याति संसृतिम्।
योऽनुयाति ददत्क्लेशमविद्याकर्मबन्धनः ॥ ભા ૧૧-૧૦-૧૧

અજ્ઞાની અને દુષ્ટ બુદ્ધિવાળો જીવ પાંચ ભૂતોથી બનેલા આ શરીરમાં ખોટો આગ્રહ રાખીને 'હું' અને મારું' એવી મિથ્યા બુદ્ધિ કરે છે. મિથ્યાભિમાનને લીધે જે શરીરનું બંધારણ થાય છે અને જે શરીર આ જીવને જન્મમરણાદિ દુઃખ આપે છે તે શરીર માટે માણસ જીવનપર્યંત કર્મ કરે છે, અને તે કર્મથી જ પાછો સંસાર પ્રાપ્ત કરે છે.

૨૬. મહાપુરુષોનું લોકસંગ્રહાર્થ કર્મ:—

केचित्कुर्वन्ति कर्माणि कामैरहतचेतसः।
त्यजन्तः प्रकृतीर्दैवीर्यथाहं लोकसंग्रहम् ॥ ભા. ૧૦-૮૦-૩૦

ઈશ્વરની માયાએ રચેલી વિષયવાસનાઓનો ત્યાગ કરતા કેટલાક મહાપુરુષો કામાભિલાષથી આકર્ષિત ન હોવા છતાં મારી માફક લોકસંગ્રહ (લોક અનુકરણ કરે તે) માટે કર્મો કર્યાં કરે છે.

૨૭. અનાસક્ત કર્મ પ્રશંસાઃ—

मथाग्रे ऋषयः कर्माणीहन्तेऽकर्महेतवे।
ईहमानो हि पुरुषः प्रायोऽनीहां प्रपद्यते॥
ईहते भगवानीशो न हि तत्र विषज्जते।
आत्मलाभेन पूर्णार्थो नावसीदन्ति येऽनुतम्॥ भा. ८-१-१४-१५

ઋષિઓ પણ મોક્ષ સંપાદન કરવા માટે પહેલાં કર્મ કરે છે, કારણ કે કર્મ કરનારો મનુષ્ય જ ઘણું કરીને નિષ્કામભાવને પ્રાપ્ત કરે છે. ભગવાન પોતે સર્વેશ્વર તથા પૂર્ણ હોવા છતાં રામ કૃષ્ણ આદિ અવતારોમાં કર્મો કરે છે; છતાં તે કર્મોમાં આસક્ત થતા નથી.



॥ ॐ नमः श्रीकृष्णाय ॥

## માયા–પ્રકૃતિ (સ્વભાવ–ગુણો)

–ઃ સમીક્ષાઃ–

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान् गुणान्।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु॥ गीता॥

પ્રકૃતિનું ત્રીજું અંગ ગુણો છે. ગુણ એટલે સ્વભાવ, સ્વ–આત્માનો–ભાવ કાલ અને કર્મની વિશેષ અસર દેહ ઉપર થાય છે, જ્યારે ગુણની વિશેષ અસર આત્મા ઉપર છે.

આ ગુણ ત્રણ પ્રકારના છે. સત્ત્વ, રજ અને તમ. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. એના સંસર્ગથી જ કર્મ અને વાસના ઘડાય છે. તેથી એ જ સંસારનું-જગતના જીવોના વાસનાત્મક ચંક્રમણોનું-મૂળ છે, એવી આપણાં શાસ્ત્રોની માન્યતા છે.

આ ગુણો સાથે જીવાત્માનો નિત્ય સંબંધ છે. જન્મથી મરણ સુધીના એ ગુણો આત્માના સાથી છે. એ ગુણો કોઈ દિવસ છોડયા છૂટતા નથી. આથી જ ગીતા કહે છે:

प्रकृति यान्ति भूतानि निग्रहः किं करिष्यति। ભાગવત કહે છે स्वभावो दुस्त्यजो नाथ।

ત્યારે એમાંથી છૂટવાનો ઉપાય શો? તમોગુણ અને રજોગુણની હાનિનો વિચાર કરી માણસે સત્ત્વગુણનો આશ્રય કરવો કે જેથી એ ઉચ્ચ જીવન જીવી શકે. શ્રીમદ્ભાગવત તો એથી ય આગળ વધીને કહે છે, કે પરિપક્વ અવસ્થામાં યોગીએ સત્ત્વગુણનો પણ પરિત્યાગ કરી નિર્ગુણ થવું. અને પ્રત્યેક વસ્તુને નિર્ગુણ દૃષ્ટિએ ભોગવવી.

આ જ ગુણો માણસને રામ કે રાવણ બનાવવા સમર્થ છે. એનાથી જ સંસારનાં બંધનો, કલેશ, પરતંત્રતા તથા દુઃખ સરજાય છે, અને એનાથી જ મટે છે.

આવા પ્રકૃતિજન્ય ગુણોનાં ભાગવતે આપેલાં પ્રમાણો નીચે પ્રમાણે છે.

—: સત્ત્વગુણ :—

૧. ગુણો પ્રકૃતિનો ધર્મ છે.

सत्त्वं रजस्तम इति प्रकृतेर्नात्मनो गुणा

સત્વ, રજ અને તમ આ ત્રણ પ્રકૃતિના ગુણો છે. આત્માના નહિ.

૨. સત્વગુણની વૃત્તિઓ :—

शमो दमस्तितिक्षेक्षा तप सत्यं दया स्मृतिः।
तुष्टिस्त्यागोऽस्पृहा श्रद्धा ह्रीर्दयादि स्वनिर्वृतिः भा ११-२५-२

મન અને ઇન્દ્રિયનો નિગ્રહ, સહનશીલતા, વિવેક સ્વધર્મમાં વર્તન, સત્ય, દયા, સાવધાનપણું, સંતોષ, ત્યાગ, અનાસક્તિ, શ્રદ્ધા અને અયોગ્ય કર્મ કરવામાં લજ્જા આટલી સત્ત્વગુણની વૃત્તિઓ છે.

૩. સત્ત્વગુણની વૃદ્ધિનુ લક્ષણ—

यदा चित्तं प्रसीदेत इन્દ્રियाणां च निर्वृति ।
देहोऽभयं मनोऽसङ्गं तत्सत्वं विद्धि मत्पदम् ॥ भा. ११-२५-१६

જ્યારે ચિત્ત પ્રસન્ન થાય, ઇન્દ્રિયો શાંત થાય, દેહમાં નિર્ભયતા જણાય અને મન, અસંગ બને ત્યારે જાણવુ કે પ્રભુની પ્રાપ્તિમાં સ્થાનરૂપ સત્વગુણ વૃદ્ધિ પામ્યો છે

૪. પ્રેમતત્ત્વ :—

मिथो भजन्ति ये सख्यः स्वार्थैकान्तोद्यमा हि ते ।
न तत्र सौहृदं धर्मः स्वार्थार्थं तद्धि नान्यथा ॥
भजन्त्यभजतो ये वै करुणा पितरो यथा ।
धर्मो निरपवादोऽत्र सौहृदं च सुमध्यमा ॥

હે સખીઓ ! ઉપકાર અને પ્રત્યુપકારના સંબંધથી જેઓ પરસ્પર સ્નેહ રાખે છે તેમાં તેઓ સામાના ઉપર સ્નેહ કરતા નથી

પણ ખરી રીતે તેઓ પોતાના સ્વાર્થને લીધે જ તેના ઉપર સ્નેહ કરતા હોય છે. તેઓમાં શુદ્ધ પ્રેમ નથી; તે તો કેવળ સ્વાર્થ જ છે. જેઓ પોતાના ઉપર પ્રેમ ન કરનાર ઉપર પણ પ્રેમ કરે છે, તેઓ દયાળુ માણસ અથવા માતા-પિતા જેવા સાચા પ્રેમ અને ધર્મ રાખનારા છે.

૫. પવિત્રતાની વ્યાખ્યા :—

कर्मस्वसङ्गमः शौचम् । भा. ११-१९-३८

કર્મોમાં અનાસક્તિ તે જ સાચી પવિત્રતા છે.

૬. શોભાની વ્યાખ્યા :—

श्रीर्गुणा नैरपेक्ष्याद्याः । भा. ११-१९-४१

નિઃસ્પૃહતાદિ ગુણો એ જ શોભા છે.

૭. શાન્તિનું મહાકારણ-ભગવત્સેવા :—

यमादिभिर्योगपथैः कामलोभहतो मुहुः ।
मुकुन्दसेवया यद्वत्तथाऽऽत्माद्धा न शाम्यति ॥ भा. १-६-३६

કામ તથા લોભથી હણાયલું મન ભગવત્સેવાથી જેટલા પ્રમાણમાં શાન્ત થાય છે તેટલા પ્રમાણમાં યમ-નિયમ વગેરે યોગમાર્ગોથી શાંત થતું નથી.

૮. સન્તોષપ્રશંસા:—

૧. सन्तुष्टस्य निरीहस्य स्वात्मारामस्य यत्सुखम् ।
कुतस्तत्कामलोभेन धावतोऽर्थेहया दिशः ॥ भा. ७-१५-१६

સંતોષી રહેનાર, પોતાની આજીવિકાને માટે કોઈ પ્રવૃત્તિ નહિ કરનાર, અને પોતાના આત્મામાં જ રમણ કરનાર પુરુષને જે સુખ હોય છે, તે સુખ વિષયકામનાથી ધનસંપાદન કરવાની ઇચ્છાવાળા, સર્વ દિશાઓમાં દોડતા પુરુષને ક્યાંથી હોય ?

२. सदा सन्तुष्टमनसः सर्वाः सुखमया दिशः ।
शर्कराकण्टकादिभ्यो यथोपानत्पदः शिवम् ॥ ભા. ૭-૧૫-૧૬

જેમ જોડા પહેરેલા મનુષ્યને કાંકરા અને કાંટાઓથી પણ સુખજ છે, (કોઈ જાતનો ભય નથી.) તેમ સદા સન્તુષ્ટ મનવાળા મનુષ્યને સર્વ દિશાઓ સુખમય છે.

३. यावन्तो विषयाः प्रेष्ठास्त्रिलोक्यामजितेन्द्रियम् ।
न शक्नुवन्ति ते सर्वे प्रतिपूरयितुं नृप ॥
त्रिभिः क्रमैरसन्तुष्टो द्वीपेनापि न पूर्यते ।
नववर्षसमेतेन सप्तद्वीपवरेच्छया ॥
सप्तद्वीपाधिपतयो नृपा वैन्यगयादय ।
अर्थैः कामैर्गतानान्तं तृष्णाया इतिः न श्रुतम् ॥
यदृच्छयोपपन्नेन सन्तुष्टो वर्तते सुखम् ।
नासन्तुष्टस्त्रिभिर्लोकैरजितात्मोपसादितैः ॥
पुंसोऽयं संसृतेर्हेतुरसन्तोषोऽर्थकामयो ।
यदृच्छयोपपन्नेन सन्तोषो मुक्तये स्मृतः ॥
यदृच्छालाभतुष्टस्य तेजो विप्रस्य वर्धते ।
तत्प्रशाम्यत्यसन्तोषादम्भसेवाशुशुक्षणि ॥ ભા. ૮-૧૯-૨૧-૨૬

હે રાજા! ત્રણે લોકમાં જેટલા પ્રિય વિષયો છે તે બધાનો સરવાળો પણ અજિતેન્દ્રિય મનુષ્યને તૃપ્ત કરી શકતો નથી. જે મનુષ્ય ત્રણ પગલાં પૃથ્વીથી અસંતુષ્ટ રહે છે, તેને નવખંડો સહિત આખો બેટ આપી દેવાથી પણ તૃપ્ત કરી શકાય નહિ, કેમકે તેને સાતે દ્વીપો–સમગ્ર પૃથ્વી–ભાગવાની ઇચ્છા થાય છે. અમે સાંભળ્યુ છે કે પૃથુ, ગય વગેરે રાજાઓ સાતે દ્વીપોના અધિપતિઓ હતા, છતાં પણ તેઓની અર્થ તથા કામની ઇચ્છા દૂર થઈ ન હતી.

જે મનુષ્ય દૈવેચ્છાએ પ્રાપ્ત થયેલી વસ્તુથી સંતુષ્ટ રહે છે, તે સુખી છે. પણ અજિતેન્દ્રિય અસંતોષી મનુષ્ય ત્રણે લોકના

લાભથી પણ સુખી રહી શકતો નથી. પુરુષને અર્થ તથા કામનો અસંતોષ તે જ સંસારના બંધનનું કારણ છે. જે વિપ્ર દૈવેચ્છાએ મળી આવેની વસ્તુથી સંતુષ્ટ રહે છે, તેનું તેજ વધે છે, પણ અસંતોષથી, જેમ અગ્નિ જળથી શાંત થઈ જાય છે, તેમ તેનું બ્રહ્મતેજ શાંત થઈ જાય છે.

૪. सन्तुष्टो यर्हि वर्तेत ब्राह्मणो येनकेनचित् ।
अहीयमानः स्वाद्धर्मात् सह्यस्याखिलकामधुक् ॥
असन्तुष्टोऽसकृल्लोकानाप्नोत्यपि सुरेश्वरः ।
अकिञ्चनोऽपि सन्तुष्टः शेते सर्वाङ्गविज्वरः ॥
विप्रान्स्वलाभसन्तुष्टान्साधून्भूतसुहृत्तमान् ।
निरहङ्कारिणः शान्तान्नमस्ये शिरसासकृत् ॥
भा. १०-५२-३१-३३

બ્રાહ્મણ જે કંઈ મળી આવે તેનાથી સન્તુષ્ટ રહે અને પોતાના ધર્મથી ભ્રષ્ટ ન થાય, તો તેનો ધર્મ જ તેની સમગ્ર કામનાઓ પૂર્ણ કરે છે. ઇન્દ્ર પોતે પણ જો અસન્તુષ્ટ હોય તો તેને વારંવાર સર્વ લોકમાં ભટકવાનું પ્રાપ્ત થાય છે, અને નિર્ધન મનુષ્ય પણ જો સન્તુષ્ટ હોય તો સર્વ પ્રકારની શાન્તિ પ્રાપ્ત કરી નિરાંતે ઊંઘે છે. જે બ્રાહ્મણો પોતાને જે કંઇ મળી આવે તેનાથી સન્તુષ્ટ રહે, સર્વ પ્રાણીઓના મિત્ર હોય, અહંકાર-અભિમાન રહિત અને શાન્ત હોય, તેમને હું વારંવાર પ્રણામ કરુ છુ.

૯. દયા પ્રશંસા :—

पुंसः कृपयतो भद्रे सर्वात्मा प्रीयते हरिः ॥ भा. ८-७-४०

કૃપા કરનાર પુરુષ ઉપર સર્વાત્મા શ્રીહરિ પ્રસન્ન થાય છે.

૧૦. પરોપકાર પ્રશંસા :—

૧. पश्यतैतान् महाभागान् परार्थैकान्तजीवितान् ।
वातवर्षातपहिमान् सहन्तो वारयन्ति नः ॥

अहो!! एषां वरं जन्म सर्वप्राण्युपजीवनम् ।
सुजनस्येव येषां वै विमुखा यान्ति नार्थिनः ॥
पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः ।
गन्धनिर्यासभस्मास्थितोक्मैः कामान्वितन्वते ॥
एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु ।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत्सदा ॥ भा. १०-१६-३२-३५

હે મનુષ્યો ! કેવળ પરાર્થને માટે જ—બીજાનાં સુખને માટે જ—જીવન વિતાવી રહેલાં આ વૃક્ષોને તમે જુઓઃ જેઓ પોતે વાયુ, વરસાદ, તડકો અને ઠંડી વગેરે સહન કરીને પણ આશ્રયે આવેલાઓને તેનાથી બચાવે છે. વળી તેઓનો જન્મ કેટલો બધો સુંદર છે કે ઉદાર માણસ પાસેથી જેમ યાચકો ખાલી જતા નથી, તેમ આ વૃક્ષો પણ પોતાનાં પત્ર, પુષ્પ, ફળ, છાયા, મૂળ, છાલ, લાકડું, સુગન્ધ, રસ, રાખ, ઠળિયા, અને કુંપળો વગેરેથી પ્રાણીઓને ઉપયોગી થઈ તેમને સંતોષે છે. ખરેખર ! મનુષ્યજન્મની પણ એ જ સાર્થકતા છે કે તેમણે પોતાના પ્રાણ, ધન, બુદ્ધિ, વાણી વગેરે વડે પ્રાણીઓનું સદા કલ્યાણ કરવું.

૨. अहो दैन्यमहो कष्टं पारक्यैः क्षणभङ्गुरैः ।
यन्नोपकुर्यादस्वार्थैर्मर्त्यः स्वज्ञातिविग्रहैः ॥ भा. ६-१०-१०

અહો ! કેટલી ખેદની વાત છે કે, મનુષ્ય કેવળ કાગડા-કૂતરાંના ભક્ષ્યરૂપ, ક્ષણભંગુર, અને આત્માને ઉપયોગી નહિ એવાં ધન, સ્ત્રી-પુત્રાદિથી તથા પોતાનાં શરીરથી પરોપકાર કરતો નથી.

૧૧. સાચી સાધુતા :—

एतावान्साधुवादो हि तितिक्षेतेश्वरः स्वयम् ॥ भा. ६-५-४४

જાતે સમર્થ હોવા છતાં સહનશીલતા રાખવી, એમાં જ સાચી સાધુતા છે.

૧૨. શાન્તિ કાર્યસિદ્ધિની માતા છે :—

**न संरम्भेण सिद्ध्यन्ति सर्वेऽर्थाः सान्त्वया यथा ॥** મા. ૮-૬-૨૪

હરકોઈ કાર્ય જેવાં શાંતિ ને સલાહસંપથી થાય છે, તેવાં ઉતાવળથી કે વિરોધ કરવાથી થતાં નથી.

## —: રજોગુણ :—

૧૩. રજોગુણની વૃત્તિઓ :—

**काम ईहा मदस्तृष्णा स्तम्भ आशीर्भिदा सुखम् ।**
**मदोत्साहो यशः प्रीतिर्हास्यं वीर्यं बलोद्यमः ॥** મા. ૧૧-૨૫-૩

ઈચ્છા, વ્યાપાર, મદ, લાભ છતાં અસન્તોષ, ગર્વ, ધનાદિની ઈચ્છાથી દેવતાઓની પ્રાર્થના, ભેદબુદ્ધિ, વિષયભોગ, અભિમાન, હર્ષ, યશ માટેની ઈચ્છા, હાસ્ય, પરાક્રમ, તેમજ બળપૂર્વક ઉદ્યમ કરવો આ સઘળી રજોગુણની વૃત્તિઓ છે.

૧૪. રજોગુણની વૃદ્ધિનાં લક્ષણો :—

**विकुर्वन् क्रियया चाधीरनिर्वृत्तिश्च चेतसाम् ।**
**गात्रास्वास्थ्यं मनो भ्रान्तं रज एतैर्निशामय ॥** મા ૧૧-૨૫-૧૭

જ્યારે ક્રિયાથી વિકાર પામતો પુરુષ ચોતરફ વિક્ષિપ્ત બુદ્ધિવાળો થાય, તથા જ્ઞાનેન્દ્રિયોની શાન્તિ ન જણાય, કર્મેન્દ્રિયો અસ્વસ્થ બને અને મન ચંચળ બની જાય ત્યારે રજોગુણની વૃદ્ધિ થઈ સમજવી.

૧૫. દારિદ્ર પ્રશંસા :—

૧. **दरिद्रस्यैव युज्यन्ते साधवः समदर्शिनः ।**
**सद्भिः क्षिणोति तं तर्षं तत आराद्विशुद्ध्यति ॥**
**साधूनां समचित्तानां मुकुन्दचरणैषिणाम् ।**
**उपेक्ष्यैः किं धनस्तम्भैरसद्भिरसदाश्रयैः ॥** મા. ૧૦-૧૦-૧૭-૧૮

સમદષ્ટિવાળા સાધુપુરુષો દરિદ્ર રહે છે, કારણ કે તેથી તેઓ સત્પુરુષોદ્વારા પોતાની તૃષ્ણાનો નાશ કરી સત્વર શુદ્ધ થાય છે.

સાધુપુરુષો તો સર્વત્ર સમાન ચિત્તવાળા અને ભગવાનનાં ચરણુને જ ઈચ્છનારા હોય છે; તેથી દુષ્ટ વિષયોનો જ આશ્રય કરનારા અને ઉપેક્ષા કરવા યોગ્ય ધનગર્વિષ્ઠ ધનવાનોની તેમને શી પરવા ?

२. देहः किमन्नदातुः स्वं निषेक्तुर्मातुरेव च ।
मातुः पितुर्वा बलिनः क्रेतुरग्नेः शुनोऽपिवा ॥
एवं साधारणं देहमव्यक्तप्रभवाप्ययम् ।
को विद्वानात्मसात्कृत्वा हन्ति जन्तून् ऋतेऽसतः ॥
असतः श्रीमदान्धस्य दारिद्र्यं परमाञ्जनम् ।
आत्मौपम्येन भूतानि दरिद्रः परमीक्षते ॥
यथा कण्टकविद्धाङ्गो जन्तोर्नेच्छति तां व्यथाम् ।
जीवसाम्यं गतो लिङ्गैर्न तथाविद्धकण्टकः ॥
दरिद्रो निरहंस्तम्भो मुक्तः सर्वमदैरिह ।
कृच्छ्रं यदृच्छयाऽऽप्नोति तद्धि तस्य परं तप ॥
नित्यं क्षुत्क्षामदेहस्य दरिद्रस्यान्नकाङ्क्षिण. ।
इन्द्रियाण्यनुशुष्यन्ति हिंसापि विनिवर्तते ॥

भा. १०-१०-११-१६

આ શરીર કોનું છે ? અન્નદાન કરનાર પાલકનું ? પિતાનું ? માતાનું ? દત્તક લેનારનું ? કોઈ બળવાનનું ? અગ્નિનું ? કે કૂતરાંનું ? આમ નિશ્ચય ન થતો હોવાથી જણાય છે કે, આ શરીર સર્વ સાધારણ-હરકોઈની માલિકીનું-અવ્યક્ત પ્રકૃતિથી ઉત્પન્ન થઈ તેમાં જ લય પામનારું છે. તો મૂર્ખ વિના બીજો કયો વિદ્વાન તે શરીરને પોતાનું માની લઈ તેના ભરણ-પોષણ માટે પ્રાણીઓનો વધ કરે ? લક્ષ્મીના મદથી આંધળા બની ગયેલા દુષ્ટ પુરુષને દરિદ્રાવસ્થા એ જ ઉત્તમ અંજન છે. કેમકે દરિદ્રી મનુષ્ય પ્રાણીમાત્રને કેવળ પોતાના જેવાં જ જુએ છે. કાંટાથી વીંધાયલા અંગવાળો મનુષ્ય બીજા કોઈ પણ પ્રાણીને તે કાંટાની પીડા ઈચ્છતો નથી અને ચિહ્નો ઉપરથી સર્વ જીવોને એકસરખી જ પીડા થતી માને

છે. વળી જેનું અંગ કદી કાંટાથી વિંધાયું નથી, તેવો મનુષ્ય બીજાં પ્રાણીઓની વેદનાનો અનુભવ કરી શકતો નથી. આ સંસારમાં દરિદ્રી મનુષ્ય અહંકાર અને સર્વ પ્રકારના મદથી મુક્ત થાય છે. તે દૈવયોગે જે કંઈ કષ્ટને પામે છે, તે જ મોટું તપ છે. દરિદ્રી માણસ નિત્ય અન્નની આકાંક્ષા રાખે છે અને ક્ષુધાથી કૃશ થયેલા શરીરવાળો હોય છે, તેથી તેની સર્વ ઇન્દ્રિયો શુષ્ક બની જાય છે, અને તેને લીધે તેનાથી થતી હિંસા અટકે છે. અર્થાત્ પવિત્ર બને છે.

૧૬. તૃષ્ણાનું ફળઃ—

प्रवृद्धतर्षो न सुखाय कल्पते ॥ ભા. ૧૦-૫૧-૫૨

જેની તૃષ્ણા વધી છે તે કદી સુખ પામતો નથી.

૧૭. સ્નેહબંધન દુસ્ત્યજ છેઃ—

भ्रातरीशकृतः पाशो नृणां यः स्नेहसंज्ञितः ।
तं दुस्त्यजमहं मन्ये शूराणामपि योगिनाम् ॥ ભા. ૧૦-૮૪-૬૧

હે ભાઈ! ઈશ્વરે જે આ સ્નેહરૂપી બંધન બનાવ્યું છે, તેનાથી શૂરાઓ બળ વડે કે યોગીઓ જ્ઞાન વડે પણ છૂટા થઈ શકે, એમ હું માનતો નથી.

૧૮. લાભ અને લજ્જાની વ્યાખ્યાઃ—

लाभोमद्भक्तिरुत्तमः । जुगुप्सा ह्यकर्मसु ॥ ભા. ૧૧-૧૯-૪૦

મારી ભક્તિ એ જ ઉત્તમ લાભ છે અને ખરાબ કર્મોમાં ઘૃણા તે જ લજ્જા છે.

૧૯. શૌર્યની વ્યાખ્યાઃ—

स्वभावविजयः शौर्यम् । ભા. ૧૧-૧૯-૩૭

પોતાના સ્વભાવ ઉપર વિજય મેળવવો તે શૌર્ય છે.

૨૦. ઉન્માદની વ્યાખ્યાઃ—

येनोच्छिद्यान्यर्पयन्ति तमुन्मादं प्रचक्षते ॥ ભા. ૩-૨૦-૪૧

જે ઉચ્છિષ્ટ થયેલાં પ્રાણીઓને પણ અમિત-ગાંડા કરી મૂકે તેને ઉન્માદ કહે છે.

૨૧. સંસારવાસના મુક્તિની બાધક છે:—

गृहेषु कूटधर्मेषु पुत्रदारधनार्थधीः ।
न परं विन्दते मूढो भ्राम्यन्संसारवर्त्मसु ॥ भा. ४-२५-६

સંસારમાર્ગમાં ભટકનાર અને પુત્ર, સ્ત્રી વગેરેના ભરણ-પોષણને જ પરમ પુરુષાર્થ માનનાર વાસનાવાળો મનુષ્ય, કર્મોની ખટપટથી ભરેલા ઘરમાં રહીને મોક્ષ પામી શકતો નથી.

૨૨. વાસનાની પ્રબળતા:—

न त्यजेन्म्रियमाणोऽपि प्राग्देहाभिमतिं जनः ।

જીવ મૃત્યુના મુખમાં હોવા છતાં દેહના અભિમાનને છોડતો નથી.

૨૩. વાસના અને તેના ત્યાગનું ફળ:—

इन्द्रियाणि मनः प्राण आत्मा धर्मो धृतिर्मतिः ।
ह्रीः श्रीस्तेजः स्मृतिः सत्यं यस्य नश्यन्ति जन्मना ॥
विमुञ्चति यदा कामान् मानवो मनसि स्थितान् ।
तर्ह्येव पुण्डरीकाक्ष भगवत्त्वाय कल्पते ॥ भा. ७-१०-८,९

હૃદયમાં વાસનાનો જન્મ થતાં મનુષ્યની ઇન્દ્રિયો, મન, પ્રાણ, દેહ, ધર્મ, ધૈર્ય, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મરણશક્તિ તથા સત્ય નાશ પામે છે. હે કમળનેત્ર દેવ! મનુષ્ય જ્યારે મનમાં રહેલી કામનાઓનો ત્યાગ કરે છે, ત્યારે જ આપના સ્વરૂપને પ્રાપ્ત થાય છે.

૨૪. વાસનાનું બળ અને તેને જીતવાનો ઉપદેશ:—

यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।
न दुह्यन्ति मनःप्रीतिं पुंसः कामहतस्य ते ॥
न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

यदा न कुरुते भावं सर्वभूतेष्वमङ्गलम् ॥
समदृष्टेस्तदा पुंसः सर्वाः सुखमया दिशः ॥
या दुस्त्यजा दुर्मतिभिर्जीर्यतो या न जीर्यते ॥
तां तृष्णां दुःखनिवहां शर्मकामो द्रुतं त्यजेत् ॥
मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत्।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥
पूर्णं वर्षसहस्रं मे विषयान्सेवतोऽसकृत्।
तथापि चानुसवनं तृष्णा तेषूपजायते ॥ भा. ९-१९-१३-१८

આ પૃથ્વી ઉપર જેટલા દાણા, ધાન્ય, સોનું, પશુઓ અને સ્ત્રીઓ છે, તે સર્વે જો એકઠાં મળે, તો પણ તૃષ્ણાથી ઘેરાયેલા પુરુષના મનને કદી સંતોષ ઉપજાવી શકતાં નથી કારણ કે ભોગની ઈચ્છા વિષયભોગોનું સેવન કરવાથી શાંત થતી નથી, પણ ઉલટી ઘી નાખવાથી જેમ અગ્નિ વધે છે, તેમ વધતી જ જાય છે. પુરુષ જ્યારે સર્વ પ્રાણીઓ તરફ અમંગળ ભાવ ( રાગદ્વેષ ) ન કરે અને સર્વત્ર સમાન દૃષ્ટિએ જુએ ત્યારે તેની સર્વ દિશાઓ સુખમય બને છે. જેને દુષ્ટબુદ્ધિવાળાઓ તજી શકતા નથી, અને મનુષ્ય વૃદ્ધ થવા છતાં જે કદી વૃદ્ધ થતી નથી, તે દુઃખ આપનારી તૃષ્ણાનો કલ્યાણવાંછુએ સત્વર ત્યાગ કરવો જોઈએ કોઈ પણ પુરુષે પોતાની મા, બહેન કે દીકરી સાથે પણ એક આસને બેસવું નહિ, કેમકે ઈન્દ્રિયસમૂહ બળવાન હોવાથી વિદ્વાનને પણ વિષય તરફ ઘસડી જાય છે.

૨૫. વાસનાને જીતવાના ઉપાયો:—

आन्वीक्षिक्या शोकमोहौ दम्भं महदुपासया।
योगान्तरायान्मौनेन हिंसां कामाद्यनीहया ॥
कृपया भूतजं दुःखं दैवं जह्यात्समाधिना।
आत्मजं योगवीर्येण निद्रां सत्त्वनिषेवया ॥

रजस्तमश्च सत्त्वेन सत्त्वं चोपशमेन च।
एतत्सर्वं गुरौ भक्त्या पुरुषो ह्यञ्जसा जयेत् ॥
भा. ७-१५-२२-२५

આત્મા અને અનાત્માના વિવેકથી શોક તથા મોહને જીતવા, મહાપુરુષોની સેવાથી દંભને જીતવો, મૌન સેવીને યોગનાં વિઘ્નોને (લોકવાર્તાદિને) જીતવાં શરીરાદિ ઉપરની નિઃસ્પૃહતાથી હિંસાને જીતવી, પ્રાણીઓથી ઉત્પન્ન થતા ભયને તેનું જ હિત કરીને જીતવો, દૈવી ઉપદ્રવોને સમાધિ વડે જીતવા, શારીરિક દુઃખને યોગબળથી જીતવું અને નિદ્રાને સાત્ત્વિક આહારથી જીતવી. સત્ત્વગુણથી રજોગુણ અને તમોગુણ જીતવા, સર્વ પ્રકારની શાંતિથી સત્ત્વગુણને જીતવો. ગુરુની (પરમાત્મા તથા ગુરુની) એકાન્તભક્તિથી મનુષ્ય આ સર્વ કામાદિને અનાયાસે જીતી શકે છે.

૨૬. અસંતોષ નિંદાઃ —

१. असन्तुष्टस्य विप्रस्य तेजो विद्या तपो यशः।
स्रवन्तीन्द्रियलौल्येन ज्ञानं चैवावकीर्यते ॥ भा. ७-१५-१९

જે બ્રાહ્મણ અસંતોષી હોય તેનાં તેજ, વિદ્યા, તપ અને યશ નાશ પામે છે, અને ઇન્દ્રિયોની લોલુપતાથી તેનું જ્ઞાન પણ ચાલ્યું જાય છે.

२. पण्डिता बहवो राजन्बहुज्ञाः संशयच्छिदः।
सद्रसस्पतयोऽप्येके असन्तोषात्पतन्त्यधः ॥ भा. ७-१५-२१

હે રાજન્! બહુ બહુ જાણનારા અને સર્વ સંશયોને દૂર કરનારા અનેક પંડિતો તથા સભાપતિઓનો પણ અસંતોષથી અધઃપાત થાય છે.

## તમોગુણ

૨૭. તમોગુણની વૃત્તિઓ અને લક્ષણઃ—

१. क्रोधो लोभोऽनृतं हिंसा याच्ञा दम्भः क्लमः कलिः।
शोकमोहौ विषादार्ती निद्राशा भीरनुद्यमः ॥ भा. ११-२५-४

ક્રોધ, લોભ, અસત્ય, હિંસા, યાચના, દંભ, શ્રમ, કલહ, શોક, મોહ, દુઃખ, દીનતા, નિદ્રા, આશા, ભય અને પ્રમાદ—આ બધી તમોગુણની વૃત્તિઓ છે.

૨. सीदच्चित्तं विलीयेत चेतसो ग्रहणेऽक्षमम् ।
मनो नष्टं तमोग्लानिस्तमस्तदुपधारय ॥ भा. ११-२५-१८

જ્યારે ચિત્ત કંટાળીને જ્ઞાનનું ગ્રહણ કરવામાં અસમર્થ થઈ મૂઢ બની જાય છે, તેમજ સંકલ્પરૂપ તેનું કાર્ય પણ નાશ પામે છે અને અંધકાર તથા ખેદ અનુભવાય ત્યારે તમોગુણ વૃદ્ધિ પામ્યો છે એમ સમજવું.

૨૮. હર્ષશોકનું કારણ :—

मनोरथान्करोत्युच्चैर्जीवो दैवहतानपि ।
युज्यते हर्षशोकाभ्यां ... ... ॥ भा. १०-३६-३९

મનુષ્ય દૈવે નાશ કરેલા, દૈવ આપવા ન ધારતું હોય એવા મોટા મોટા મનોરથો કરે છે અને તેથી હર્ષ-શોકમાં પડે છે.

૨૯. મોહનું કારણ :—

पुंसः स्त्रिया मिथुनीभावमेतं तयोर्मिथो हृदयग्रन्थिमाहुः ।
अतो गृहक्षेत्रसुताप्तवित्तैर्जनस्य मोहोऽयमहं ममेति । भा. ५-५-८

સ્ત્રી અને પુરુષ જ્યારે દંપતીભાવે જોડાય છે, ત્યારે તેઓનો દાંપત્યસ્નેહ બંનેનાં હૃદયની એક ગાંઠરૂપ થઈ જાય છે અને એને લીધે જ મનુષ્યને ઘર, ક્ષેત્ર, પુત્ર, સંબંધીઓ તથા ધનમાં 'હું' અને 'મારું' એવો મોહ થાય છે.

૩૦. મોહ સંસારનું મહાકારણ છે :—

क्व देहो भौतिकोऽनात्मा क्व चात्मा प्रकृतेः परः ।
कस्य के पतिपुत्राद्या मोह एव हि कारणम् ॥ भा. ८-१६-१९

પાંચમહાભૂતોમાંથી બનેલું જડ શરીર ક્યાં ! અને પ્રકૃતિથી

પર આત્મા કયાં ? કોણ કોનો પતિ કે પુત્ર છે ? આ સર્વમાં મોહ જ કારણ છે.

૩૧. મોહ નરકનું દ્વાર છે :—

अहो मे पितरौ वृद्धौ भार्या बालात्मजाऽऽत्मजा ।[1]
अनाथा मामृते दीनाः कथं जीवन्ति दुःखिताः ॥
एवं गृहाशयाक्षिप्तहृदयो मूढधीरयम् ।
अतृप्तस्ताननुध्यायन्मृतोऽन्धं विशते तमः ॥

भा. ११-१७-५७-५८

"અહો ! આ મારાં માતા-પિતા ઘરડાં થયાં છે; આ મારી સ્ત્રી તથા છોકરાં હજી નાનાં છે તેઓ મારા વિના અનાથ થઈ જશે અને એવી રીતે દુઃખી થઈ કેમ જીવી શકશે ?" આવા પ્રકારની ઘરની વાસનાને લીધે ચોતરફથી મોહ વડે વિક્ષિપ્ત મનવાળો મૂઢબુદ્ધિ મનુષ્ય, ઘરસબંધી વિષયોથી તૃપ્ત થતો નથી અને તે વિષયોનું જ ધ્યાન ધરતો મરણ પામીને ઘોર અંધકારમય નરકમાં પ્રવેશ કરે છે.

૩૨. આસક્તિ-અજ્ઞાનનું ફળ :—

क्वायं मलीमसः कायो दौर्गन्ध्याद्यात्मकोऽशुचिः ।
क्व गुणाः सौमनस्याद्या ह्यध्यासोऽविद्यया कृतः ॥

भा. ११-६-१८

મલિન અને દુર્ગંધ વગેરેથી ભરપૂર અપવિત્ર દેહ કયાં ! અને સત્ય, દયા, અહિંસા વગેરે મનના ઉત્તમ ગુણો કયાં ? ખરેખર ! આ મલિન વસ્તુ ઉપર પણ ઉત્તમપણાનો અભ્યાસ થવાનું કારણ અજ્ઞાન જ છે.

૩૩. આસક્તિનું ફળ દુઃખ :—

कुटुम्बपोषाय वियन् निजायु-[1]
र्न बुद्ध्यतेऽर्थं विहितं प्रमत्तः ।

सर्वत्र तापत्रयदुःखितात्मा
निर्विद्यते न स्वकुटुम्बरामः ॥ भा.।७-६-१४।

પોતાના કુટુમ્બનું પોષણ કરવામાં નાશ પામતા આયુષ્યને તથા નાશ પામેલા પુરુષાર્થને, પ્રમાદી મનુષ્ય સમજી શકતો નથી અને તેથી જ સર્વ-સ્થળે ત્રણ-પ્રકારના તાપથી તેનું મન દુઃખી થાય છે. છતાં તે વૈરાગ્ય પામતો નથી. કારણ કે, તે પોતાના કુટુંબમાં જ આસક્ત હોય છે

૩૪. લોભનિંદા :—

यशो यशस्विनां शुद्धं श्लाघ्या ये गुणिनां गुणाः ।
लोभः स्वल्पोऽपि तान्हन्ति श्वित्रो रूपमिवेप्सितम् ॥
भा. ११-२३-१६.

જેમ ધોળા કોઢનો રોગ સુન્દર રૂપનો નાશ કરે છે; તેમ થોડો પણ લોભ યશસ્વીઓના શુદ્ધ યશનો તથા ગુણવાનોના પ્રશંસાપાત્ર ગુણોનો નાશ કરે છે.

૩૫. ક્રોધનું સ્વરૂપ :—

अज्ञानप्रभवो मन्युरहंमानोपबृंहितः ॥ भा. ८-१९-१३
ક્રોધ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને અભિમાનથી વધે છે.

૩૬. દ્રોહ ન કરવાનું કારણ :—

सुधियः साधवो लोके नरदेव नरोत्तमाः ।
नाभिद्रुह्यन्ति भूतेभ्यो यर्हि नात्मा कलेवरम् ॥ भा. ४-२०-१

હે રાજા ! આ શરીર આત્મા નથી; માટે જ પુરુષોમાં ઉત્તમ એવા સારી બુદ્ધિવાળા સત્પુરુષો કોઈપણ પ્રાણીનો દ્રોહ કરતા નથી.

૩૭. સદ્વસ્તુ ઉપરનો દ્વેષ પોતાનો જ નાશ સરજે છે :—

यदा देवेषु वेदेषु गोषु विप्रेषु साधुषु ।
धर्मे मयि च विद्वेषः स वा आशु विनश्यति ॥ भा. ७-४-२७

જ્યારે પુરુષ દેવ, વેદ, ગાય, બ્રાહ્મણ, સાધુજન, ધર્મ તથા મારા (ભગવાનના) ઉપર દ્વેષ કરે છે, ત્યારે જલદીથી જાતે જ નાશ પામે છે.

૩૮. દુઃસંગની અસર —

૧. सत्यं शौचं दयां मौनं बुद्धिः श्रीह्रीर्यशः क्षमा।
शमो दमो भगश्चेति यत्संगाद्याति संक्षयम् ॥ भा. ३-३१-३३

દુષ્ટ માણસોના સંગથી સત્ય, પવિત્રતા, દયા, મૌન, પરમ પુરુષાર્થ વિષયક બુદ્ધિ, ધન-ધાન્ય રૂપ લક્ષ્મી, લજ્જા, કીર્તિ, ક્ષમા, ઇન્દ્રિયનિગ્રહરૂપ શમ, મનોનિગ્રહરૂપ દમ, તથા ઉન્નતિ એ સર્વનો નાશ થાય છે.

૨. सङ्गं न कुर्यादसतां शिश्नोदरतृपां क्वचित्।
तस्यानुगस्तमस्यन्धे पतत्यन्धानुगान्धवत् ॥ भा. ११-२६-३

કામવાસના તથા ઉદરને તૃપ્ત કરવામાં જ આસક્ત રહેલા દુષ્ટ મનુષ્યોનો સંગ કદાપિ કરવો ન જોઈએ. કારણ કે તેમની પાછળ ચાલનાર મનુષ્ય આંધળાની પાછળ ચાલનાર આંધળાની માફક અંધારીઆ ખાડામાં (ઘોર અધઃપાતમા) પડે છે.

૩૯. કામવાસનાથી સર્વ સાધનો નિષ્ફળ બને છેઃ—

कुतस्तस्यानुभावः स्यात्तेज ईशत्वमेव वा।
योऽन्वगच्छं स्त्रियं यान्तीं खरवत्पादताडितः॥
किं विद्यया किं तपसा किं त्यागेन श्रुतेन वा।
किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम् ॥

भा. ११-२६-११-१२

(હું) જે ગધેડાની પેઠે પગની લાતો ખાઈ રહ્યો હોવા છતાં ચાલી જતી સ્ત્રીની પાછળ કામવાસનાથી જવાથી (મારામાં) પ્રભાવ, તેજ કે ઐશ્વર્ય ક્યાંથી રહે? જેનું મન સ્ત્રીમાં મુગ્ધ થઈ ગયું હોય

તેને વિદ્યાથી, તપથી, ત્યાગ-સંન્યાસથી, શાસ્ત્રોથી, એકાન્તસેવનથી અને મૌન વગેરે નિયમોથી કાંઇ ફળ મળતું નથી.

૪૦. અસત્ય એ મહાન અધર્મ છે :—

न ह्यसत्यात्परोऽधर्मः । मा. ८-२०-४

અસત્યથી બીજો કોઇ અધર્મ નથી.

૪૧. અસત્ય અનિંદ્ય ક્યારે બને છે ?

स्त्रीषु नर्मविवाहे च वृत्त्यर्थे प्राणसङ्कटे ।
गोब्राह्मणार्थे हिंसायां नानृतं स्याज्जुगुप्सितम् ॥ भा. ८-१९-४३

સ્ત્રીઓ સાથે મશ્કરીમાં, વિવાહપ્રસંગમાં, આજીવિકા માટે, પ્રાણસંકટના પ્રસંગે, ગાયો તથા બ્રાહ્મણોની રક્ષા માટે તથા તેમની હિંસા થતી હોય તો અસત્ય બોલવું તે નિંદ્ય ગણાતું નથી.

૪૨. મૈથુન સુખ-દુઃખદાયક છે :—

यन्मैथुनादिगृहमेधिसुखं हि तुच्छं
कण्डूयनेन करयोरिव दुःखदुःखम् ।
तृप्यन्ति नेहकृपणा बहुदुःखभाजः
कण्डूतिवन्मनसिजं विषहेत धीरः ॥ भा. ७-९-४५

મૈથુનાદિ ગૃહસ્થાશ્રમનું સુખ તુચ્છ છે. જેમ ખરજથી દૂષિત થયેલા બન્ને હાથને પરસ્પર ખણવાથી એક દુઃખની પાછળ બીજું દુઃખ જ ઉત્પન્ન થાય છે, તેમ મૈથુનસુખ પણ પાછળથી બીજાં 'ક્ષય રોગ' જેવાં દુઃખને જ ઉત્પન્ન કરનારું છે. મૈથુનસુખથી દુઃખી થવા છતાં મૂર્ખ માણસો તેથી તૃપ્ત થતા નથી. માત્ર કોઇક જ ધીર મનુષ્ય ખસની ખંજવાળ પેઠે કામવાસનાને સહન કરે છે.

૪૩. ગુણોનું પરિણામ :—

विषयेषु गुणाध्यासात् पुंसः संङ्गस्ततो भवेत् ।
सङ्गात्तत्र भवेत्कामः कामादेव कलिर्नृणाम् ॥

कलेर्दुर्विषहः क्रोधस्तमस्तमनुवर्तते ।
तमसा ग्रस्यते पुंसश्चेतना व्यापिनी द्रुतम् ॥
तया विरहितः साधो जन्तुः शून्याय कल्पते ।
ततोऽस्य स्वार्थविभ्रंशो मूर्छितस्य मृतस्य च ॥
विषयाभिनिवेशेन नात्मानं वेदनापरम् ।
वृक्षजीविकया जीवन् व्यर्थं भस्त्रेव य श्वसन् ॥
भा. ११-२१-१९-२२

વિષયોમાં ગુણબુદ્ધિ થવાથી માણસને તેમાં આસક્તિ થાય છે, આસક્તિથી કામના, કામનાથી કજિયો, કજિયાથી દુસહ ક્રોધ, ક્રોધથી મોહ ઉત્પન્ન થાય છે. મોહ મનુષ્યની વ્યાપક ચેતનાનો નાશ કરે છે હે સજ્જન ઉદ્ધવ ! એ પ્રમાણે ચેતના રહિત મનુષ્ય શૂન્ય જેવો થઇ જવાથી તેના સ્વાર્થનો નાશ થાય છે જે મનુષ્ય વિષયાસક્તિથી પોતાને કે પારકાને જાણતો નથી તે વૃક્ષના જીવન પ્રમાણે વ્યર્થ જ જીવે છે અને તેથી ધમણની માફક શ્વાસ લેવા છતાં મરેલા જેવો છે

૪૪. ગુણની વૃદ્ધિનાં કારણો :—

आगमोऽप प्रजा देशः कालः कर्म च जन्म च ।
ध्यानं मन्त्रोऽथ संस्कारो दशैते गुणहेतवः ॥ भा. ११-१३-४

શાસ્ત્ર, જળ, વર્ણ, દેશ, કાલ, કર્મ, જન્મ, ધ્યાન, મંત્ર, તેમજ સંસ્કાર—આ દશ ગુણો સત્ત્વ, રજ અને તમની વૃદ્ધિનાં કારણ છે.

## પ્રકૃતિનાં તત્ત્વો

૧. પ્રાકૃતિક તત્ત્વો :—

सत्त्वं ज्ञानं रजः कर्म तमोऽज्ञानमिहोच्यते ।
गुणव्यतिकरः कालः स्वभावः सूत्रमेव च ॥

पुरुषः प्रकृतिर्व्यक्तमहङ्कारो नभोऽनिल ।
ज्योतिराप क्षितिरिति तत्त्वान्युक्तानि मे नव॥
भा. ११-२२-१३-१४

સત્ત્વગુણની વૃત્તિ જ્ઞાન, રજોગુણની વૃત્તિ કર્મ અને તમોગુણની વૃત્તિ અજ્ઞાન એ પ્રકૃતિના ધર્મો છે; જેમાં પ્રકૃતિની સામ્યાવસ્થાનો અભાવ થઈ ગુણોના વિવર્ત પ્રતીત થાય છે તે કાલ ઈશ્વર છે; અને મહત્તત્વરૂપે પ્રતીત થતો સૂત્રાત્મા એ તેનો સ્વભાવ છે. પુરુષ, પ્રકૃતિ, મહત્તત્વ અહંકાર, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી—આ નવ તત્ત્વો મેં તમને જણાવ્યાં (આ તત્ત્વો ઉપર જ સંસારનું બંધારણ અવલંબે છે.)

૨. પ્રકૃતિને જીતવાના ઉપાયો :—

ज्ञानेन दृष्टतत्त्वेन वैराग्येण बलीयसा ।
तपोयुक्तेन योगेन तीव्रेणात्मसमाधिना ॥
प्रकृतिः पुरुषस्येह दह्यमाना त्वहर्निशम् ।
तिरोभवित्री शनकरग्नेर्योनिरिवारणीः ॥
भुक्तभोगाः परित्यक्ता दृष्टदोषा च नित्यशः ।
नेश्वरस्याशुभं धत्ते स्वे महिम्नि स्थितस्य च ॥
भा ३-२७, २२-२४

પ્રકૃતિ-પુરુષની યથાર્થતાને દર્શાવનારા જ્ઞાનથી, અતિશય બળવાન વૈરાગ્યથી, તપયુક્ત અષ્ટાંગ યોગથી અને તીવ્ર પરમાત્મ-વિષયક ધ્યાનથી, પુરુષની પ્રકૃતિ-માયા રાત્રિદિવસ બળે છે, ઓછી થતી જાય છે. જેમ અગ્નિને ઉત્પન્ન કરનારું અરણિ નામનું કાષ્ઠ, પોતાનાથી જ ઉત્પન્ન થયેલા અગ્નિવડે બળીને નાશ પામે છે, તેમ એ પ્રકૃતિ પણ ધીમે ધીમે અદૃશ્ય થઈ જાય છે. એ રીતે ભોગ ભોગવીને ત્યાગ કરેલી, નિત્ય દોષોવાળી તે પ્રકૃતિ, સ્વતંત્ર અને પરમાનંદ સ્વરૂપ પોતાના મહિમામાં સ્થિતિ કરનારા પુરુષનું કદી અશુભ કરી શકતી નથી.

૩. મનના કર્મ :—

कामो मन्युर्मदो लोभः शोकमोहभयादयः ।
कर्मबन्धश्च यन्मूलः स्वीकुर्यात्कोनु तद्बुधः ॥ भा. ५-६-५

કામ, ક્રોધ, મદ, લોભ, શોક, મોહ, ભય અને કર્મનું બંધન–એ સર્વનું મૂળ મન જ છે; તો કયો વિવેકી પુરુષ તે મનને સ્વાધીન રહે?

૪. મનનું કાર્ય :—

૧. दुःखं सुखं व्यतिरिक्तं च तीव्रं,
कालोपपन्नं फलमाव्यनक्ति ।
आलिङ्ग्यमायारचितान्तरात्मा,
स्वदेहिनं संसृतिचक्रकूटः ॥ भा ५-११-६

માયાએ રચેલું, જીવને ઉપાધિરૂપ, અને સંસારચક્રમાં જીવને ઠગનારું મન, જીવને વળગેલું જ રહે છે, અને સમયે પ્રાપ્ત થતાં સુખ–દુઃખ અને મોહનાં તીવ્ર ફળ ચોતરફ પ્રકટ કરે છે.

૨. मनएव मनुष्यस्य पूर्वरूपाणि शंसति ।
भविष्यतश्च भद्रं ते तथैव न भविष्यतः ॥ भा. ४-२९-७३

મનુષ્યનું મન જ તેના પૂર્વ સ્વરૂપોને, ભવિષ્યનાં સ્વરૂપોને અને ચાલુ સ્થિતિને જણાવી આપે છે.

મનની વૃત્તિ :—

५. विषयान्ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥ भा. ११-१४-२७

વિષયોનું ચિન્તન કરનારું મન વિષયોમાં બંધાય છે અને મારું (ભગવાનનું) સ્મરણ કરનારું મન મારામાં (ભગવાનમાં) લય પામે છે.

૬. મન-બુદ્ધિનો ભેદ :—

मनः सर्वविकारात्मा बुद्धिर्विज्ञानरूपिणी ॥ भा. ૨-૧૦-૩૨

મન સર્વ વિકારોનું કારણ છે; જ્યારે બુદ્ધિ પદાર્થના શુદ્ધ સ્વરૂપને જાણનારી છે.

૭. મન સંસારનું કારણ છે :—

मन एव मनुष्येन्द्र भूतानां भवभावनम्। भा. ૪-૨૬-૭૭

હે માનવેન્દ્ર, મન એ જ પ્રાણીઓના સંસારનું કારણ છે.

૮. માયા મનને ઉત્પન્ન કરે છે :—

माया मनः सृजति कर्ममयं बलीयः ॥ भा. ૫-૬-૨૧

માયા, કર્મવાળું બળવાન મન સરજે છે.

૯. મન સંસારનું મહાકારણ છે:—

नायं जनो मे सुखदुःखहेतुर्न देवतात्मा ग्रहकर्मकालाः।
मनः परं कारणमामनन्ति, संसारचक्रं परिवर्तयेद्यत् ॥
मनो गुणान्वैसृजते बलीयस्ततश्च कर्माणि विलक्षणानि।
शुक्लानि कृष्णान्यथ लोहितानि तेभ्यः सवर्णाः सृतयो भवन्ति॥
भा. ૧૧-૨૩-૪૩-૪૪

વિદ્વાનો કહે છે કે મનુષ્યો, આત્મા, ગ્રહો, કર્મ કે કાળ સુખ-દુઃખ આપવામાં કારણરૂપ નથી, પણ સંસારચક્રને ફેરવનારું મન એ જ સુખ-દુઃખનું કારણ છે. અતિશય બળવાન એવું મન ગુણોની વૃત્તિઓને ઉત્પન્ન કરે છે, ગુણોથી સાત્ત્વિક, રાજસ અને તામસ કર્મો ઉત્પન્ન થાય છે અને કર્મોથી જીવો તે તે કર્મોને યોગ્ય એવી દેવ, મનુષ્ય, પશુ-પક્ષી વગેરે યોનિઓમાં ઉત્પન્ન થાય છે.

૧૦. મનઃસંયમનો ઉપાય :—

एष वै परमो योगो मनसः संग्रहः स्मृतः।
हृदयज्ञत्वमन्विच्छन् दम्यस्येवार्वतोमुहुः ॥

निर्विण्णस्य विरक्तस्य पुरुषस्योक्तवेदिनः।
मनस्त्यजति दौरात्म्यं चिन्तितस्यानुचिन्तया॥
यमादिभिर्योगपथैरान्विक्षिक्या च विद्यया।
ममार्चोपासनाभिर्वा नान्यैर्योग्यं स्मरेन्मन॥

ભા. ૧૧-૨૦-૨૧, ૨૩, ૨૪

જેમ કોઈ નહિ કેળવાયેલા ઘોડાને કેળવનારો પુરુષ સ્વેચ્છા પ્રમાણે દોડતા ઘોડાની લગામ પકડી રાખે છે, અને ધ્યાનપૂર્વક તે ઘોડાની પાછળ પોતે વાર વાર જાય છે, પણ તેની ઉપેક્ષા કરતો નથી, તેમ યોગીએ મનને વશ કરવુ. મનને વશ કરવાનો આ જ શ્રેષ્ઠ ઉપાય શાસ્ત્રમાં કહ્યો છે. જે પુરુષ સંસારના પદાર્થોથી ઉદ્વિગ્ન થઈ, વિરક્ત થયો હોય, તેનુ મન ગુરુએ કરેલા ઉપદેશના વિચારથી દેહાભિમાન વગેરે દોષોનો ત્યાગ કરે છે. યમ, નિયમ વગેરે યોગમાર્ગોથી, 'तत्त्वमसि' વગેરે મહાવાક્યોની વિચારણાથી અથવા ઈશ્વરના પૂજા-ધ્યાન વગેરેથી જ મન પરમાત્માનુ સ્મરણ કરે છે, એ સિવાય બીજા ઉપાયોથી 'મન પરમાત્માનુ' 'સ્મરણ' કરતું નથી

૧૧. મનને સ્થિર કરવાનો ઉપદેશ —

श्रुत्वा स्थूल तथा सूक्ष्मं रूप भगवतो यतिः।
स्थूले निर्जितमात्मान शनै सूक्ष्मं धिया नयेत्॥ ભા. ૫-૨૬-૩૬

યમ-નિયમશીલ પુરુષે ભગવાનના સ્થૂલ સ્વરૂપનું પ્રથમ શ્રવણ કરીને તે સ્થૂલસ્વરૂપમાં પોતાના મનને સ્થિર કરીને ધીમે ધીમે ભગવાનના સૂક્ષ્મસ્વરૂપમા લઈ જવુ.

૧૨. મનને વશ કરવાનુ ફળ :—

यस्यात्मानुवशश्चेत्स्यात्सर्वे तद्वशगा इमे।
लोका सपाला यच्छन्ति सर्वे बलिमतन्द्रिता॥ ભા. ૬-૧૪-૨૦

જેને પોતાનુ મન વશ હોય છે, તેને લોકપાલો સાથે સર્વ લોકો વશ થાય છે અને સાવધ રહીને (ભક્તિ) કર આપે છે.

૧૩ મનના અસંયમનું ફળ :—

यथामयोऽसाधुचिकित्सितो नृणां पुनः पुनः संतुदति प्ररोहन् ।
एवं मनोऽपक्वकषायकर्म कुयोगिनं विध्यति सर्वसङ्गम् ॥
भा ११-२८-२८

જેમ કોઇ રોગની સારી રીતે ચિકિત્સા કરવામાં ન આવી હોય તો તે રોગ વારવાર પ્રકટ થઇને માણસને દુ ખી કરે છે, તેમ રાગ-વાસના વગેરે પાપો જેમાં બળી ગયાં નથી એવું મન પણ સર્વત્ર આસક્ત થઇ અપૂર્ણ જ્ઞાનવાળા યોગીને યોગમાર્ગથી ભ્રષ્ટ કરીને દુ ખી કરે છે

૧૪ મનની આસક્તિ તથા અનાસક્તિનું ફળ —

यथा प्रदीपो घृतवर्तिमश्नन्, शिखाः सधूमा भजति ह्यन्यदा स्वम् ।
पदं तथा गुणकर्मानुबद्धं वृत्तिर्मनः श्रयतेऽन्यत्र तत्त्वम् ॥
भा ५-११-८

વિષયોમાં આસક્ત થનારુ મન સાંસારિક દુ ખો આપે છે, અને વિષયોમાં અનાસક્ત રહેનાર મન મોક્ષ આપે છે જેમ દીવો એ ઘી તથા દીવેટનું ભક્ષણ કરે છે, તો ધૂમાડાવાળી શિખાઓ પ્રાપ્ત કરે છે, જ્યારે ઘી તથા દીવેટ બળી જાય છે, ત્યારે તે દીવો પોતાના મૂળ સ્વરૂપને પામે છે

૧૫ કોનું મન શાન્તિ પામતું નથી?

૧ द्विषतः परकाये मां मानिनो भिन्नदर्शिनः ।
भूतेषु बद्धवैरस्य न मनः शान्तिमृच्छति ॥ भा. ३-२९-२३

જે અભિમાની મનુષ્ય પરશરીરમાં રહેલા મારો (ઇશ્વરનો) દ્વેષ કરે છે, સર્વત્ર ભેદદૃષ્ટિ રાખે છે અને સર્વ પ્રાણીઓની સાથે વૈર બાંધે છે, તે મનુષ્યનું મન કદી શાન્ત થતું નથી

૨ यद्रूपापतो देवदत्त शुं कर्तुं, मनोऽत-ः विशति तमोऽन्धम् ।
भा. ४-२९-३४

જે મનુષ્ય દૈવે નાશ કરેલું કાર્ય (ફરીથી) કરવાનો વિચાર કરે છે, તેનું મન અત્યંત ક્રોધવાળું બની ઘોર અંધકારમાં (સંભ્રમમાં) પડી જાય છે અને શાંતિ પામતું નથી.

૧૬. બુદ્ધિનું લક્ષણ અને શક્તિ :—

संशयोऽथ विपर्यासो निश्चयः स्मृतिरेव च ।
स्वाप इत्युच्यते बुद्धेर्लक्षणं वृत्तित· पृथक् ॥
प्राणस्य हि क्रियाशक्तिर्बुद्धेर्विज्ञानशक्तिता ।

ભા. ૩–૨૬–૩૦–૩૧

સંશય, વિપર્યાસ (ઉલટું માનવું), નિશ્ચય, સ્મૃતિ, તથા નિદ્રા વગેરે મનના જૂદા જૂદા ધર્મોને બુદ્ધિ કહે છે. પ્રાણમાં ક્રિયાશક્તિ છે, જ્યારે બુદ્ધિમાં વિજ્ઞાનશક્તિ છે.

૧૭. ચિત્તશક્તિ અને તેનું કાર્ય :—

यथानुमीयते चित्तमुभयैरिन्द्रियेहितैः ।
एवं प्राग्देहजं कर्म लक्ष्यते चित्तवृत्तिभि· ॥ भा ४–२९–६३

જેવી રીતે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ બન્ને પ્રકારની ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં એકીસાથે પ્રવૃત્તિ કરી શકતી નથી; અને તે ઉપરથી અનુમાન થાય છે કે, તે સર્વ ઇન્દ્રિયોનું નિયમન કરનાર ચિત્ત નામે કોઇ એક શક્તિ છે; તે જ પ્રમાણે ચિત્તની વૃત્તિઓ પણ એકી સાથે પોતપોતાનું કાર્ય કરવાને પ્રવૃત્ત થઈ શકતી નથી. આથી અનુમાન થાય છે કે, તે ચિત્તવૃત્તિઓનું પણ નિયમન કરનાર પૂર્વજન્મના દેહનું કર્મ હોવું જોઇએ.

૧૮. ચિત્તશાંતિનો ઉપાય–અદર્શન

मयापि नोपसज्जेत स्त्रीषु स्त्रैणेषु चार्थवित् ।
विषयेन्द्रियसंयोगान्मनः क्षुभ्यति नान्यथा ॥

अदृष्टादश्रुताद्भावान्न भाव उपजायते ।
असम्प्रयुञ्जतः प्राणान् शाम्यति स्तिमितं मनः ॥
ભા. ૧૧-૨૬-૨૨, ૨૩

વિવેકી પુરુષે સ્ત્રીઓ ને સ્ત્રીલમ્પટ પુરુષોનો પણ સંગ કરવો નહિ. કારણ કે માત્ર વિષયો તથા ઇન્દ્રિયોના સંગથી જ મન ક્ષોભ પામે છે, બીજાથી નહિ. જે વસ્તુ કદી જોએલી કે સાંભળેલી હોતી નથી તે વસ્તુથી મનને ક્ષોભ થતો નથી; તેથી જ ઇન્દ્રિયોને વિષયોમાં ન જોડનાર મનુષ્યનું મન નિશ્ચલ થઇને શાંત થાય છે.

૧૯ અહંકારની અસર:—

अहङ्क्रियाविमूढात्मा कर्तास्मीत्यभिमन्यते । भा ३-२७ २

અહંકારથી મૂઢ બનેલો પુરુષ 'હું કર્તા છું' એમ અભિમાન કરે છે.

૨૦. પૃથ્વીનું લક્ષણ:—

भावनं ब्रह्मणः स्थानं धारणं सद्विशेषणम् ।
सर्वसत्त्वगुणोद्भेदः पृथिवीवृत्तिलक्षणम् ॥ भा ३-२६-४६

પરબ્રહ્મને (પ્રતિમા વગેરેના સ્વરૂપે) આકાર આપવો, જળ વગેરેને ધારણ કરવાં, પ્રાણીઓના ગુણોનો ભેદ પાડવો—તે પૃથ્વીનું લક્ષણ છે.

૨૧. જલનું લક્ષણ:—

क्लेदनं पिण्डनं तृप्तिः प्राणनाप्यायनोन्दनम् ।
तापापनोदो भूयस्त्वं अम्भसो वृत्तयस्त्विमाः ॥ भा. ३-२६-४६

પલાળવું-ભીનું કરવું, માટી વગેરેને પિંડરૂપે બનાવવું, તૃપ્તિ આપવી, સર્વને જીવાડવું, તૃષા દૂર કરવી, કોઇ પણ વસ્તુને કોમળ કરવી, તાપને દૂર કરવો અને કૂવા વગેરેમાંથી ખેંચી કાઢવા છતાં ફરી ફરી ઉત્પન્ન થવું આ સર્વ જળનાં લક્ષણ છે.

૨૨. તેજનું લક્ષણ :—

द्रव्याकृतित्वं गुणता व्यक्तिसंस्थात्वमेव च।
तेजस्त्वं तेजसः साध्वी रूपमात्रस्य वृत्तयः ॥ भा. ३-२६-३९

સર્વ પદાર્થનો આકાર આપવો, તે તે પદાર્થોમાં જણાવું, અને દ્રવ્યના આકાર પ્રમાણે પરિણામ પામવું—એ તેજનો અસાધારણ ધર્મ છે. રૂપ એની તન્માત્રા છે.

૨૩. આકાશનું લક્ષણ અને વ્યાખ્યા :—

अर्थाश्रयत्वं शब्दस्य द्रष्टुर्लिङ्गत्वमेव च।
तन्मात्रत्वं च नभसो लक्षणं कवयो विदुः ॥ भा. ३-२६-३३

વિદ્વાનોના મતમાં શબ્દ અને અર્થના વાચક બનવું, અદશ્ય રીતે બોલનારને પણ ઓળખાવવો એ આકાશનું લક્ષણ છે. શબ્દ એની તન્માત્રા છે

૨૪. સ્પર્શનું લક્ષણ :—

मृदुत्वं कठिनत्वं च शैत्यमुष्णत्वमेव च।
एतत्स्पर्शस्य स्पर्शत्वं तन्मात्रत्वं नभस्वतः ॥ भा. ३-२६-३६

કોમળતા, કઠિનતા, શીતળતા, અને ઉષ્ણતા—એ સ્પર્શનું લક્ષણ છે; સ્પર્શ વાયુની તન્માત્રા છે.

૨૫. ગંધનું લક્ષણ :—

करम्भपूतिसौरभ्यं शान्तोग्राम्लादिभिः पृथक्।
द्रव्यावयववैषम्याद्गन्ध एको विभिद्यते ॥ भा. ३-२६-४५

ગંધ એક જ હોવા છતાં બીજા પદાર્થોના વિકારી સંસર્ગને લીધે તે મિશ્રગંધ, દુર્ગન્ધ, સુગંધ, શાંત ગંધ, ઉગ્ર ગંધ, અને ખાટી ગંધ એમ જુદા જુદા ભેદ પામે છે.

૧. શરીરધારણનું કારણ અને કાર્ય:—

भवाय नाशाय च कर्मकर्तुं
शोकाय मोहाय सदा भयाय।
सुखाय दुःखाय च देहयोग-
मव्यक्तदिष्टं जनताङ्ग धत्ते॥ भा. ५-१-१३

જન્મને માટે, નાશને માટે, કર્મો કરવા માટે, નિરંતર શોકને માટે, મોહને માટે, ભયને માટે, સુખ તથા દુઃખને માટે ભાગ્યવશાત્ જે દેહ મળે છે તેને જ જીવસમૂહ ધારણ કરે છે.

૨. શરીરની નવ અવસ્થાઓ:—

ઉદરમાં પ્રવેશ થવો, ઉદરમાં વધવું, જન્મ, બાલ્યાવસ્થા, કૌમારાવસ્થા, યુવાવસ્થા, મધ્યમાવસ્થા, વૃદ્ધાવસ્થા, અને મરણ આ શરીરની નવ અવસ્થાઓ છે.

૩. શરીરનું રૂપક:—

आहुः शरीरं रथमिन्द्रियाणि
हयानभीषून् मन इन्द्रियेशम्।
वर्त्मानि मात्रा धिषणां च सूतं
सत्त्वं बृहद् बन्धुरमीशसृष्टम्॥
अक्षं दशप्राणमधर्मधर्मौ
चक्रेऽभिमानं रथिनं च जीवम्।
धनुर्हि तस्य प्रणवं पठन्ति
शरं तु जीवं परमेव लक्ष्यम्॥ भा. ७-१५-४१-४२

આ શરીર એક રથ છે; ઇન્દ્રિયો તે રથને જોડેલા ઘોડા છે; ઇન્દ્રિયોનું નિયંતા મન એ ઘોડાઓની લગામ છે; શબ્દાદિ વિષયો તે જુદા જુદા માર્ગો છે; બુદ્ધિ એ રથને હાંકનારો સારથિ છે અને ચિત્ત એ રથને બાંધવાનું ઇશ્વરે સર્જેલું મોટું બંધન છે. દશ પ્રાણો એ રથની ધરી, અધર્મ-ધર્મ એ રથનાં બે પૈડાં; અહંકારી જીવ

તે એ રથમાં બેસનારો, ૐકાર એ જીવનું ધનુષ્ય; શુદ્ધ જીવ એનું બાણ અને પરબ્રહ્મ એનું 'લક્ષ્ય' છે.

૪. શરીરનું બંધારણ અને અનાસક્તિ :—

'આ શરીર સ્વરૂપના અજ્ઞાનથી, કામનાઓથી તથા કર્મોથી બનેલું છે'—એમ જાણતો આત્મવેત્તા પુરુષ એ શરીર ઉપર કદી આસક્ત થતો નથી શરીર ઉપરની આસક્તિ વિનાનો કયો જ્ઞાની પુરુષ એ શરીરે જ ઉત્પન્ન કરેલાં ઘર, છોકરા કે ધનમાં મમતા કરે ?

૫. શરીરના ધર્મો :—

स्थौल्यं कार्श्यं व्याधय आधयश्च
क्षुत्तृड्भयं कलिरिच्छा जरा च।
निद्रा रतिर्मन्युरहंमदः शुचो
देहेन जातस्य हि मे न सन्ति ॥ भा. ५-१०-१०

સ્થૂલતા, કૃશતા, રોગો, મનોવ્યાધિઓ, ક્ષુધા, તૃષા, ભય, કલહ, ઇચ્છા, વૃદ્ધાવસ્થા, નિદ્રા, મૈથુન, ક્રોધ અહંકાર મદ તથા શોક-એ સર્વ શરીરને છે, મને (આત્માને) નથી.

૬. શરીરની અનિત્યતા :—

अस्थिस्तम्भं स्नायुबद्धं मांसशोणितलेपितम्।
चर्मावनद्धं दुर्गन्धं पात्रं मूत्रपुरीषयो॥
जराशोकविपाकार्तं रोगमन्दिरमातुरम्।
दुष्पूरं दुर्धरं दुष्टं सदोषं क्षणभङ्गुरम्॥
कृमिविड्भस्मसंज्ञान्तं शरीरमिति वर्णितम्
अस्थिरेण स्थिरं कर्म कुतोऽयं साधयेन्न हि॥
यत्प्रातः संस्कृतं चान्नं सायं तच्च विनश्यति।
तदीयरससंपुष्टे काये का नाम नित्यता॥ भा. मा. ५-५८-६

આ શરીર હાડકાંરૂપી થાંભલાઓવાળું, સ્નાયુઓથી બાંધેલું, માંસ અને લોહી વડે લીંપાયેલું, ચામડાંથી મઢેલું, દુર્ગંધિવાળું, મૂત્ર અને વિષ્ટાનું પાત્ર, વૃદ્ધાવસ્થા અને શોકના ફળથી પીડાયેલું, રોગોનું

ઘર, દુઃખોથી વ્યાપ્ત, મુશ્કેલીથી ભરી તથા ધારણ કરી શકાય એવું, દુષ્ટ દોષોવાળું, ક્ષણભંગુર અને છેવટે કીડા, વિષ્ટા કે ભસ્મરૂપ બનારૂં છે. આવાં અસ્થિર શરીર વડે સ્થિર કર્મ શા માટે ન સાધવું? પ્રાતઃકાળે રાંધેલું અન્ન સાયંકાળે બગડી જાય છે, આવા સ્વભાવવાળાં અન્નથી પોષાયેલાં શરીરની નિત્યતા શી?

**૭. શરીરનો મોહ :—**

જીવ નરકમાં રહેલો હોવા છતાં ત્યાં પરમેશ્વરની માયાથી મોહિત થઈ પોતાનાં નરક જેવા શરીરને છોડવા ઇચ્છતો નથી.

**૮. જન્મ અને મરણની વ્યાખ્યા :—**

जिजीविषूणां जीवानामात्मा प्रेष्ठ इहेप्सितः ।
क उत्सहेत तं दातुं भिक्षमाणाय विष्णवे ॥ भा. ६-१०-४

દરેક જીવો જીવવાની ઇચ્છાવાળા હોય છે અને દરેકને પોતાનું શરીર સૌ કરતાં પ્રિય હોય છે; તે શરીરની કદાચ વિષ્ણુ ભગવાન માગણી કરે, તો પણ કોણ આપવાનો ઉત્સાહ કરે?

જીવને ઉપાધિરૂપ એવું લિંગશરીર કે જે તેની પછળ જ આવ્યા કરે છે તે, પાંચ ભૂતો, ઇન્દ્રિયો તથા મન એ વિકારોથી બનેલું છે. આ સ્થૂલ અને સૂક્ષ્મ શરીરમાં પોતાનુ કાર્ય કરવાની અયોગ્યતાને જીવનું 'મરણ' કહે છે. અને કાર્ય કરવાની યોગ્યતાને 'જન્મ' કહે છે.

**૯. જન્મ અને મરણનું કારણ :—**

હે તાત! પુરુષના જન્મ તથા મૃત્યુમાં દૈવ જ કારણ છે.

**૧૦. જન્મ અને મરણનું વાસ્તવિક સ્વરૂપ :—**

કાળના પ્રવાહમાં વેગથી તણાતા જતા આ જગતના પરિણામી-વિકારમય પદાર્થોની અવસ્થાઓ જ જન્મ અને નાશરૂપે દેખાય છે. જેમ આકાશમાં ગતિ કરતા, ચંદ્ર વગેરે તૈજસ પદાર્થોની ગતિ-જુદીજુદી અવસ્થાઓ-જાણવામાં આવતી નથી, તેમ આદિ-અંત રહિત ઈશ્વરમૂર્તિ કાળને લીધે દેહાદિની જુદીજુદી અવસ્થાઓ દેખાતી નથી.

૧૧. ઉત્તમ મૃત્યુના પ્રકાર :—

जातस्य मृत्युर्ध्रुव एव सर्वतः
प्रतिक्रिया यस्य न चेह क्लृप्ता ।
लोको यशश्चाथ ततो यदि ह्यमुं
को नाम मृत्युं न वृणीत युक्तम् ॥
द्वौ सम्मताविह मृत्यू दुरापौ
यद् ब्रह्मसन्धारणया जितासुः ।
कलेवरं योगरतो विजह्याद्
यदग्रणीर्वीरशयेऽनिवृत्तः ॥ ભા. ૬-૧૧-૩૨-૩૩

જન્મેલાં પ્રાણીનું મૃત્યુ તો અવશ્ય છે જ; જે મૃત્યુનો આ જગતમાં કોઈથી ઉપાય થઈ શક્યો નથી એ મૃત્યુથી આ લોકમાં યશ અને સ્વર્ગલોક જો મળતો હોય, તો કયો પુરુષ તેવાં ઉત્તમ મૃત્યુને ન સ્વીકારે? આ જગતમાં બે મૃત્યુને શાસ્ત્રમાં દુર્લભ માનવામાં આવ્યાં છે. એક તો બ્રહ્મધારણાથી શરીરનો ત્યાગ કરવો તે અને બીજું રણભૂમિમાં મોખરે જઈને પાછી પાની કર્યા વિના શરીરનો ત્યાગ કરવો તે.

૧૨. મરણનું ચિહ્ન :—

मुमूर्षूणां हि मन्दात्मन् ननु स्युर्विप्लवा गिरः ।

જેઓ મરણની અણી પર આવેલા હોય છે, તેઓની વાણી અસંબદ્ધ હોય છે.

૧૩. વિનાશનું કારણ :—

શોક, હર્ષ, ભય, દ્વેષ, લોભ, મોહ અને મદવાળા પુરુષો એક વસ્તુથી બીજી વસ્તુનો પરસ્પર વિનાશ કરાવતા પરમાત્માને જોતા નથી.

જેમ શરીરમાં થયેલો રોગ, બેદરકારી રાખવામાં આવે તો પોતાનું સ્થાન જમાવે છે, અને તેને મટાડી શકાતો નથી તેમ ઇન્દ્રિયોના સમુદાયને પ્રથમ છૂટો મૂકી દીધા પછી વશ કરી શકાતો નથી. કોઈ પણ શત્રુ બળવાન થયા પછી જીતી શકાતો નથી.

૧૪. વાણીની નિષ્ફળતા :—

न यद्वचश्चित्रपदं हरेर्यशो जगत्पवित्रं प्रगृणीत कर्हिचित्।
तद्वायसं तीर्थमुशन्ति मानसा न यत्र हंसा निरमन्त्यु-
शिक्क्षयाः ॥ १-५-१०.

અનેક પ્રકારનાં પદોથી બનેલું વાકય જો શ્રીહરિના યશનું વર્ણન કરતું ન હોય તો તે વચન કાગડાની માફક ક્ષુદ્ર વિષયોને ચુંથનારા અજ્ઞાનીનું તીર્થ થાય છે, હંસ જેવા જ્ઞાની પુરુષો તેનું સેવન કરતા નથી. કારણ કે જ્યાં અચ્યુત ભગવાન હોય છે ત્યાં જ પવિત્ર સાધુપુરુષો સ્થિતિ કરે છે.

૧૫. વાણીની સફળતા :—

સમગ્ર પાપોનો નાશ કરનારા અને ઉત્તમ મંગળોને આપનારા ભગવાનના સમગ્ર ગુણો, કર્મો તથા જન્મોનું વર્ણન કરનારી વાણી જગતને જિવાડે છે, શોભાવે છે, અને પવિત્ર કરે છે. તે જ વાણી ખરેખર, સુન્દર છે. તેથી વિપરીત વાણીની સુન્દરતા તો મડદાંના જેવી છે, કે જે જગતને પ્રાણ, વિકાસ અને પવિત્રતા આપતી નથી.

૧૬. દુર્વચન દુઃખદાયક છે :—

न तथा तप्यते विद्धः पुमान् बाणैः सुमर्मगैः ।
यथा तुदन्ति मर्मस्था ह्यसतां परुषेषवः ॥ भा. ११-२३-३

મર્મસ્થાનોને ભેદનારાં બાણોથી પુરુષ તેટલો નથી દુઃખ પામતો, જેટલો દુર્જનોનાં મર્મવાકયોની વેદનાથી દુઃખ પામે છે.

૧૭. સાત્ત્વિક આહાર :—

मलमूत्रजयार्थं हि लघ्वाहारः सुखावहः । भा. मा. ६-४०

મળ મૂત્રાદિ ( કુદરતી શારીરિક ક્રિયાઓ ) જીતવા માટે હલકો ખોરાક સુખદાયક હોય છે.

૧૮. બળની વ્યાખ્યા :—

प्राणायामः परं बलम् ।

પ્રાણ-શ્વાસની સ્થિરતા ( પ્રાણાયામ ) એ જ ઉત્તમ બળ છે.

॥ ॐ नम श्रीकृष्णाय ॥

# પ્રકરણ ૪ થું

## જગત અને સંસાર

— સમીક્ષા :—

ब्रह्मैवेदममृतं पुरस्ताद्, ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण।
अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥
[ मुण्डकोपनिषत् २-२-११ ]

વેદ કહે છે: આગળ, પાછળ, ડાબી બાજુએ, જમણી બાજુએ, ઊંચે, નીચે સર્વત્ર ફેલાયેલું અને સર્વમાં સર્વરૂપે રહેલું, અમૃત એટલે વિનાશ રહિત, અવિચળ અવિકારી કેવળ એક તે ઉત્તમોત્તમ બ્રહ્મ જ છે. બ્રહ્મથી અતિરિક્ત કોઈ બીજી વસ્તુ છે જ નહીં

આમ સર્વત્ર એક જ વસ્તુ બ્રહ્મ હોવા છતાં આપણને સર્વત્ર અનેક અસંખ્ય જુદાજુદા પદાર્થોવાળું જગત જ જોવામાં આવે છે, પણ બ્રહ્મ જોવામાં આવતું નથી. આનું કારણ આપણી પ્રાકૃત દૃષ્ટિ જ છે. જેમ નાનું બાળક સામે પડેલા જુદાજુદા ઘડાઓને જુદાજુદા ઘડાઓ રૂપે જ જુએ છે, પરન્તુ સમજુ માણસો તે સર્વ ઘડાઓમાં તેમના મૂળ તત્ત્વરૂપે કેવળ એક માટીને જુએ છે તેમ આ જગતના સર્વ વિભિન્ન પદાર્થોમાં પણ વિવેકી પુરુષોને સર્વદા અવિકૃતરૂપે રહેલું એક બ્રહ્મ જ જણાય છે.

કેવળ એક બ્રહ્મ જ છે તેનો અર્થ એવો નથી કે જગત કોઈ પણ અંશે, કોઈ પણ રૂપે, કોઈ પણ પ્રકારે સર્વથા છે જ નહીં. જગતનો જો અત્યન્ત અભાવ હોય તો "આ સર્વ કેવળ બ્રહ્મ જ છે" એમ વેદને કહેવાની જરૂર જ પડત નહીં. તેથી "આ સર્વ કેવળ બ્રહ્મ જ છે" એનો અર્થ સર્વના મૂળ તત્ત્વરૂપે કેવળ એક બ્રહ્મ જ છે એવો છે. અને જેમ પાણી ઉપર તરંગો સ્ફુર્યા કરે છે, માટીમાં ઘડા વગેરેના અનેક આકારો ઊપજે છે, તેમ બ્રહ્મમાં અનેક નામ-રૂપોવાળું આ જગત સ્ફુર્યા કરે છે. આવી સત્તા જગતની છે. જગતમાં મૂળ સત્તા કેવળ એક બ્રહ્મની હોવાથી, એ બ્રહ્મ સનાતન અવિનાશી સત્ હોવાથી અને એ બ્રહ્મમાં તેની પ્રકૃતિરૂપે, તેના સ્વભાવરૂપે, તેના શ્વાસોચ્છ્વાસની જેમ, તેની લીલારૂપે આ જગત સનાતન કાળથી સ્ફુરતું હોવાથી જગતને પણ સત કહી શકાય. એમ મહાપ્રભુ શ્રીમદ્ વલ્લભાચાર્યજી કહે છે.

'ब्रह्म सत्यं जगन्मिथ्या । બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે' એવાં શ્રીમત્ શંકરાચાર્યના વચનનું તાત્પર્ય પણ એ જ છે. જગતના સર્વ પદાર્થોમાં તેમના મૂળ તત્ત્વરૂપે અવિકારી રૂપે રહેલું બ્રહ્મ સત્ય છે. અને તે જ બ્રહ્મના સ્વભાવરૂપે રહેલું વિવિધ વિકારોમય, નિત્ય પરિવર્તનશીલ જગત મિથ્યા છે. અર્થાત્ પહેલી (શ્રીમદ્ વલ્લભાચાર્યની) દૃષ્ટિએ જગત્ તેના મૂળ તત્ત્વરૂપે સત્ છે અને બીજી (શ્રીમદ્ શંકરાચાર્યની) દૃષ્ટિએ જગત્ તેના વિકારમય પરિવર્તનશીલ-રૂપે મિથ્યા છે. બંનેનાં વચનોમાં (બંનેની દૃષ્ટિમાં) આપાતતઃ

વિરોધ દેખાતો હોવા છતાં બંને એક જ વસ્તુસ્થિતિને જુદી જુદી દૃષ્ટિએ કહેતા હોઈ તેમાં તત્ત્વતઃ (તાત્ત્વિક રૂપે) કશો વિરોધ નથી.

પરમાત્માના સ્વભાવરૂપે, નિઃશ્વાસરૂપે, લીલારૂપે સ્ફુરી રહેલાં આ જગતમાં જીવો 'મારું-તારું' કલ્પીને પોતપોતાનો સંસાર ઊભો કરે છે. આ જગત સત્યકામ અને સત્યસંકલ્પવાળા ભગવાનની લીલા-રચના છે. તેમાં દરેક જીવે એ લીલાના અંગભૂત રહીને સૂત્રધારની પૂતળીની પેઠે પોતાનાં કર્તવ્યો બજાવવાનાં છે; પ્રભુના લીલા-નાટકમાં દરેક જીવે યોગ્ય પાત્ર બનીને વર્તવાનું છે અને એ નાટકની સુંદરતામાં, સંવાદિતામાં પ્રભુ તરફથી નિયત થયેલ પોતાનો ભાગ સારી રીતે ભજવવાનો છે. આ રીતે વર્તવું એને 'ધર્મ' કહે છે. જે જીવો ઈશ્વર તરફથી નિયત પોતાના 'ધર્મ' અનુસાર નથી વર્તતા અને પોતાનું અલગ અહં-મમત્વ કલ્પી સ્વચ્છંદ રીતે વર્તી આ નાટ્યલીલામાં કુપાત્ર બની કોલાહલ, વિસંવાદ મચાવતા બીજાં પાત્રોની સાથે રાગદ્વેષ, કામ, ક્રોધ, લોભ, મદ, દંભ ઈત્યાદિ ધારણ કરીને વર્તે છે તેઓ અધર્મ કરે છે એમ કહેવાય છે.

જેઓ જગતને પરમાત્માનો લીલારૂપ આવિર્ભાવ સમજી ધર્મથી વર્તે છે તેમના ઉપર ભગવાન અનુગ્રહ કરે છે અને આ પ્રકરણના શરુઆતના મંત્રમાં કહ્યું તેમ પરમાત્મા તેમને માટે આ જગતમાં ઉપર, નીચે, આજુ-બાજુ, સર્વત્ર સર્વરૂપે પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે અને તેમની પોતાની અંદર પણ તેમનું મર્યાદિત વ્યક્તિત્વ લઈ લઈને પોતાનાં પારમા-

ત્મિક વિશ્વરૂપ સ્વત્વનો આવિર્ભાવ કરે છે.

પરન્તુ હજારોમાંથી કોઈક જ આ જગતને પરમાત્માના આવિર્ભાવરૂપે જોઈ તેમાં પોતાને માટેના નિયત કર્તવ્ય અનુસાર વર્તે છે. જેમ નદી સમુદ્ર તરફ જઈ રહી હોય તેમ આ જગત પરમાત્મા તરફ ગતિ કરી રહ્યું છે અને પરમાત્માના સંકલ્પ પ્રમાણે પોતાને માટે નિયત થયેલ (શ્રુતિ-સ્મૃતિ વિહિત) કર્તવ્ય અનુસાર વર્તનારને ઉત્તરાયણ અર્થાત્ વિકાસદ્વારા તે પરમાત્મામાં ઓતપ્રોત બનાવે છે. પરન્તુ જે જીવો પરમાત્માના એ સંકલ્પથી વિરુદ્ધ રીતે વર્તી અર્થાત્ તેને ન અનુસરી પોતાના મનઘડેલા મનોરથોમાં રાચે છે અને ધર્માધર્મના વિવેકને ભૂલી જાય છે તેઓ આ જગતની પરમાત્માભિગામી ગતિમાંથી સરીને (ભ્રષ્ટ થઈને) કેવળ સંસરણને-અધોગતિને-દક્ષિણાયનને અર્થાત્ સંસારને પામે છે, તેમને માટે આ જગત ધર્મપૂર્વક અર્થ, કામ અને મોક્ષનું દ્વાર (સાધન) મટીને માત્ર લક્ષચોરાશીના ફેરાનું ચક્કર (સંસાર) બની રહે છે.

જગત સત્યકામ, સત્યસંકલ્પ પ્રભુના સ્વભાવ અર્થાત્ પ્રકૃતિરૂપે આવિર્ભાવ પામી રહેલું હોઈ તે સત્યના, ઋતના નિયમોમાં ઓતપ્રોત છે. સૂર્ય-ચંદ્ર અને ગ્રહ-નક્ષત્રોની નિયંત્રિત ગતિ, ઋતુઓનું યથાકાલીન પરિભ્રમણ, કર્મફળના અવશ્ય ભોક્તવ્યનો અવિચળ નિયમ, પૃથિવ્યાદિ ભૂતોનું તેમના ગુણ-સ્વભાવોમાં અવિચ્યુત રીતે પ્રતિષ્ઠાન ઇત્યાદિ પ્રત્યયો જગતના મૂળ તત્ત્વની સત્યાત્મકતા નિર્દેશે છે. છતાં સાંસારિક પુરુષને જગતમાં અનિયંત્રિતતા અથવા આકસ્મિ-

કતાનો પણ અનુભવ થાય છે. કારણ કે સાંસારિક પુરુષ મધ્યમાવસ્થામાં રહેલો છે અને નિયમનું તંત્ર સનાતન આદિ પુરુષની પ્રકૃતિ અનુસાર ચાલી રહેલું છે. એથી એ પોતાની વાસનાઓમાં ડૂબેલા મધ્યમ પુરુષની દૃષ્ટિની પહોંચ બહાર હોય છે. સામાન્ય પુરુષ પોતાની ટૂંકી બુદ્ધિ અનુસાર અર્થાત્ અજ્ઞાનને લીધે તેમાં અનિયમ અર્થાત્ આકસ્મિકતા કલ્પી લે તો તેમાં કશું આશ્ચર્ય નથી. કારણ કે તે નિયમનું સંપૂર્ણ સ્વરૂપ યથાતથા જાણતો ન હોવાથી પોતાને માટે તે નિયમને નિયમરૂપે નહીં પણ અકસ્માતરૂપે જ જાણે છે. પણ તેનો આ અકસ્માત નિયમની હદની બહાર હોતો નથી. *જગતમાં નિયમને જોનારાઓ,* અનુભવનારાઓ અને તે અનુસાર વર્તનારાઓ સંયુક્તતામાં, વ્યાપકતામાં, અદ્વૈતતામાં, અભેદમાં અથવા પ્રભુતામાં ભળતા જાય છે અને મહાપુરુષ–આદિપુરુષ–ઉત્તમ પુરુષ–ની પ્રકૃતિને અર્થાત્ જગતના તત્ત્વને સમજતા જાય છે. અનિયમને માની ચાલનારાઓ વિચ્છેદ, વિસ્મૃતિ, મૂર્છા અથવા મૃત્યુમાં જતા જાય છે. તેમને માટે પ્રભુનું આ લીલાસર્જન—જગત એ આત્મોદ્ધારનું તીર્થક્ષેત્ર નથી પણ આત્માવસાદનના ક્ષેત્રરૂપ સંસાર છે

આમ પ્રભુની પ્રકૃતિરૂપ આ સૃષ્ટિ એ ભાગવત ધર્મને અર્થાત્ વૈષ્ણવ ધર્મને અનુસરીને ચાલનાર માટે આત્મરતિ આસ કરાવનારું જગત છે. અને આ જ જગત, ધર્માધર્મને ભૂલી પોતાના વાસનાતંતુઓથી વીંટાઈને વિષયો તરફ ખેંચાઈ રહેલાઓ માટે આત્મવિસ્મૃતિરૂપ સંસાર છે. પરમ ભાગવત

નરસિંહ મહેતાએ પોતાના "વૈષ્ણવ જન...." ભજનમાં વૈષ્ણવ ધર્મને ગાયો છે. તેમાં બતાવ્યા અનુસાર મનુષ્ય જો પોતાના શરીરની વાસનાતૃપ્તિ અને ઉદરપોષણ પાછળ જ ન લાગ્યો રહેતાં કામ ક્રોધ લોભનો ત્યાગ, પરપીડા નિવારણ, સમદર્શીપણું, નિરભિમાનતા ઈત્યાદિ ગુણો ધારણ કરે તો આ જગત તેને પ્રભુની પ્રકૃતિરૂપ દેખાય, અને તેમાં તેને સર્વત્ર આત્મસ્વરૂપે પ્રભુનો અથવા પ્રભુસ્વરૂપે પોતાનો સાક્ષાત્કાર થાય. તેને માટે મૃત્યુ મરી જાય છે કારણકે આ પ્રકરણના અધિકૃત મંત્ર પ્રમાણે તે સર્વત્ર અમૃતસ્વરૂપ બ્રહ્મ–પરમાત્મા–પ્રભુ જ બની રહે છે.

જગત અને સંસારનો આટલો ભેદ જણાવવો આવશ્યક હતો. ટૂંકમાં જગત્ ઈશ્વરકૃતિ છે જ્યારે સંસાર માનવકૃતિ છે. જગત્ સત્ય છે જ્યરે સંસાર મિથ્યા છે. જગત્ સુખમય છે અને સંસાર દુઃખમય છે.

આ પ્રકરણમાં જગત અને સંસાર સંબંધી ભાગવતનાં પ્રમાણો આપીએ છીએ.



# સંસાર

૧. સંસારનું કારણ:—

१. भावो हि भवकारणम् । मा. १०-७४-४६

ભાવના-કે ધ્યાન એ જ સંસારનું (ધ્યેયવસ્તુના આકાર રૂપ-થવામાં કારણ) છે.

२. मनः सृजति वै देहान् गुणान्कर्माणि चात्मन. ।
तन्मनःसृजते मायां ततो जीवस्य संसृतिः ॥ मा. १२-५-६

આત્મા સાથે સંબંધવાળા દેહોને, ગુણોને તથા કર્મોને મન ઉત્પન્ન કરે છે અને તે મન માયા ઉત્પન્ન કરે છે. આ માયા વગેરે ઉપાધિના સમુદાયથી જીવને સંસાર લાગુ પડે છે.

૨. સંસારનું સ્વરૂપ:—

१. असारः खलु संसारः दुःखरूपी विमोहकः ।
सुतः कस्य धनं कस्य स्नेहवान् ज्वलतेऽनिशम् ॥
मा. माहात्म्य ४-७४

ખરેખર! આ સંસાર અસાર, દુ:ખરૂપ અને મોહ ઉપજાવનારો છે. આ સંસારમાં પુત્ર કોનો? ધન કોનું? એમાં સ્નેહવાળો માણસ સદાય બળતો રહે છે.

२. एतद्द्वारो हि संसारो गुणकर्मनिबन्धनः ।
अज्ञानमूलोऽपार्थोऽपि पुंसः स्वप्न इवेष्यते ॥ मा. ७-७-२७

આ સંસાર કેવળ બુદ્ધિની અવસ્થા દ્વારા જ થયેલો અને બુદ્ધિના ગુણો અને કર્મોથી રચાયેલો છે એ સંસારનું મૂળ અજ્ઞાન હોવાથી તે મિથ્યા છે; છતાં પુરુષોને સ્વપ્નની પેઠે દેખાય છે.

३. अयं हि जीवस्त्रिवृदब्जयोनि-
रव्यक्त एको वयसा स आद्यः ।
विश्लिष्टशक्तिर्बहुधेव भाति
बीजानि योनिं प्रतिपद्य यद्वत् ॥

यस्मिन्निदं प्रोतमशेषमोतं
पटो यथा तन्तुवितानसंस्थः।
य एष संसारतरुः पुराणः
कर्मात्मकः पुष्पफले प्रसूते ॥
द्वे अस्य बीजे शतमूलस्त्रिनालः
पञ्चस्कन्धः पञ्चरसप्रसूतिः।
दशैकशाखो द्विसुपर्णनीड-
स्त्रिवल्कलो द्विफलोऽर्कं प्रविष्टः ॥
अदन्ति चैकं फलमस्य गृध्रा
ग्रामेचरा एकमरण्यवासाः ।
हंसा य एकं बहुरूपमिज्यै-
र्मायामयं वेद स वेद वेदम् ॥

આ જીવાત્મા સૃષ્ટિની આદિમાં અવ્યક્ત-એક જ હતો, પણ કાળને લીધે વાણી વગેરે ઇન્દ્રિયોરૂપી વિભાગ પામેલી શક્તિવાળો થવાથી અનેક પ્રકારે હોય તેમ ભાસે છે; વસ્તુતઃ તે પોતે એક અને આદ્ય છે. ત્રણે ગુણોનો આશ્રય અને લોકાત્મક કમળના કારણભૂત હોવાથી જેમ એક અન્નનો દાણો ખેતરમાં વાવવામાં આવતાં અનેકરૂપે થાય છે, તેમ તે જીવ પણ અનેકરૂપે જણાય છે. વળી જેમ વસ્ત્ર તંતુઓના વિસ્તારમાં રહેલું હોવાથી તંતુઓથી ઓતપ્રોત છે; તાંતણાઓથી ભિન્ન નથી, તેમ આ સમગ્ર જગત ઈશ્વરમાં ઓતપ્રોત રહેલું હોવાથી ઈશ્વરથી ભિન્ન નથી. આવા પ્રકારનું સમૂહરૂપે તથા એકરૂપે રહેલું સંસારવૃક્ષ કર્મના પ્રધારણવાળું અને અનાદિ છે તે ભોગ-મોક્ષરૂપી બે ફળ સરજે છે. અથવા કર્મ અને તેનાં ફળને ઉત્પન્ન કરે છે. આ સંસારરૂપી વૃક્ષનાં પુણ્ય તથા પાપ બે બીજ છે સેંકડો અવિદ્યામયી વાસનાઓ તેનાં મૂળ છે. સત્ત્વાદિ ત્રણ ગુણો એનાં થડ છે. દશ ઇન્દ્રિયો અને એક

મન–એમ અગિયાર આ વૃક્ષની શાખાઓ છે. વાત, પિત્ત અને કફ એ ત્રણ આ વૃક્ષની છાલ છે; સુખ અને દુઃખ બે ફળ છે, આ વૃક્ષમાંથી શબ્દાદિ પાંચ વિષયો રૂપી રસ ઉત્પન્ન થાય છે. આ વૃક્ષ છેક સૂર્યમંડળ પર્યન્ત પહોંચેલું છે. એમાં જીવ અને ઈશ્વરરૂપી બે પક્ષીઓના માળા છે. આ જગતરૂપી વૃક્ષના એક દુઃખરૂપી ફળને ગામમાં રહેતાં ગીધડાં—વિષયોમાં રચ્યાપચ્યા રહેતા જીવો—ખાય છે, જ્યારે બીજાં સુખરૂપી ફળને જંગલમાં વસતા હંસો—વિવેકી સત્પુરુષો—ખાય છે. (ભોગવે છે.)

૩. સંસારનું સ્વરૂપ—મુસાફરખાનું—

कुटुम्बेषु न सज्जेत न प्रमाद्येत्कुटुम्ब्यपि ।
विपश्चिन्नश्वरं पश्येददृष्टमपि दृष्टवत् ॥
पुत्रदाराप्तबन्धूनां सङ्गमः पान्थसङ्गमः ।
अनुदेहं वियन्त्येते स्वप्नो निद्रानुगो यथा ॥
इत्थं परिमृशन्मुक्तो गृहेष्वतिथिवद् वसन् ।
न गृहैरनुबध्येत निर्ममो निरहङ्कृतः ॥ भा. ૧૧–૧૭–૫૨–૫૪

ગૃહસ્થે પોતે કુટુંબી હોય છતાં કુટુંબની અંદર આસક્ત તેમજ પોતાનાં કર્તવ્યમાં પ્રમાદી ન બનવું. વિદ્વાન ગૃહસ્થે આ લોકનાં સુખોની પેઠે પરલોકનાં સુખોને પણ નાશવન્ત સમજીને સુખભોગની ઈચ્છાથી નિવૃત્ત બનવું. પુત્ર, સ્ત્રી, આપ્ત જનો અને સગાંસંબંધીઓનો સંબંધ મુસાફરોના સમાગમ જેવો જાણવો. કારણ કે નિદ્રાની અંદર ઉત્પન્ન થનારું સ્વપ્ન જેમ નિદ્રા જતાં ચાલ્યું જાય છે, તેમ દેહની પાછળ આવતાં આ સર્વ સગાં-વહાલાં વગેરે દેહનો નાશ થતાં છૂટાં પડી જાય છે. આ પ્રમાણે વિચાર કરતો ગૃહસ્થ ઘરમાં અતિથિ પેઠે રહે તો તે મુક્ત જ છે, કારણ કે મમતા વિનાનો અને અહંકારથી રહિત એવો તે ગૃહસ્થ ઘરનાં કર્મોથી બંધાતો નથી.

૪. સંસારનું શુદ્ધ સ્વરૂપ :—

ईक्षेत विभ्रममिदं मनसो विलासं
दृष्टं विनष्टमतिलोलमलातचक्रम् ।
विज्ञानमेकमुरुधेव विभाति माया-
स्वप्नस्त्रिधा गुणविसर्गकृतो विकल्पः ॥ भा. ११-१३-३४

આ જગતને કેવળ ભ્રાન્તિરૂપ જોવું જોઈએ કારણ કે તે મનનો એક વિલાસ માત્ર છે. તે નજરે દેખાય છે અને નાશ પામે છે. જે વસ્તુ નજરે દેખાતી હોય અને નાશ પામતી હોય તે અગ્નિના ચક્ર જેવી ભ્રાન્તિરૂપ હોય છે. સ્વપ્ન મનનો જ વિલાસ છે; દેખાય છે અને નાશ પામે છે. જાગ્રદાદિ ત્રણે અવસ્થામાં ગુણોથી—માયાથી આભાસિત થતું વિજ્ઞાનજ અનેક પ્રકારથી ઉત્પત્તિનાશરૂપ ભ્રાન્તિ સરજે છે.

૫. સંસારનું મિથ્યાત્વ :—

यथा मनोरथधियो विषयानुभवो मृषा ।
स्वप्नदृष्टाश्च दाशार्ह तथा संसार आत्मनः ॥ भा ११-२२-५४

હે ઉદ્ધવ ! જેમ વિષયો સંબંધી કેવળ વિચારો, સ્વપ્નમાં જોએલા વિષયો સૌ મિથ્યા છે, તેમ આત્માને થતો વિષયોના અનુભવરૂપ સંસાર પણ મિથ્યા છે

૬. સંસાર ઈશ્વરાધીન છે:—

ईशस्य हि वशे लोको योषा दारुमयी यथा । भा. १-६-७

જેમ લાકડાની પૂતળી તેના દોરીસંચાર કરનારને વશ હોય છે, તેમ આ જગત ઈશ્વરને વશ છે.

૭. સંસાર ઈશ્વરાધીન છે :—

ईशस्य हि वशे लोक कुरुते कार्यतेऽथवा ॥ भा. १०-८२-२१

લોકો ઈશ્વરને વશ રહીને જ સર્વ કંઈ કરે છે અથવા કરાવે છે.

૮. જગત ભગવાનમાં લીન છે :—

नारायणे भगवति तदिदं विश्वमाहितम् । भा. २-६-३०

આ જગત્ ભગવાન નારાયણમાં રહેલું છે.

૯. સંસાર ફળવાન ક્યાં સુધી?

यावद् देहेन्द्रियप्राणैरात्मनः सन्निकर्षणम्।
संसारः फलवांस्तावदपार्थोऽप्यविवेकिनः॥ भा. ११-२८-१२

જ્યાંસુધી દેહ, ઇન્દ્રિયો તથા પ્રાણો સાથે સંબંધ છે ત્યાંસુધી અવિવેકી જીવને આ સંસાર મિથ્યા હોવા છતાં ફળવાળો જણાય છે.

૧૦. સંસાર—જગત અને જગદીશ, અવયવ અને અવયવી:—

यथा जलधरा व्योम्नि भवन्ति न भवन्ति च।
ब्रह्मणीदं तथा विश्वमवयव्युदयाप्ययात्॥

જેમ મેઘ કોઈવાર આકાશમાં હોય છે અને નથી પણ હોતો, તેમ અવયવવાળું અને આદિ અંતવાળું આ જગત સૃષ્ટિવેળા બ્રહ્મમાં ઉત્પન્ન થાય છે અને પ્રલયવેળા બ્રહ્મમાં લય પામે છે. (જે વસ્તુ અવયવવાળી હોય છે તે આદિ અંતવાળી જ હોય છે.) આ રીતે આદિ અંતવાળું હોવાને લીધે વિશ્વ એ કોઈ વસ્તુ જ નથી. હે રાજન્! આ જગતમાં સર્વ અવયવીઓના અવયવને જ 'સત્ય' કહેવામાં આવ્યા છે. કારણ કે અવયવીના અભાવમાં પણ અવયવો જુદા રૂપે અનુભવમાં આવે છે. જેમકે પટના—વસ્ત્રના—અવયવ તંતુઓ પટના અભાવમાં પણ જુદા રૂપે જણાય છે, તેમ.

૧૧. સંસારનિવૃત્તિનો ઉપાયઃ—

अर्थेह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते।
ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा॥ भा. ४-२०-७२

જેમ સ્વપ્નમાં પ્રાપ્ત થનારા અનર્થો વસ્તુતઃ મિથ્યા છે, છતાં તે અનર્થો જાગ્રત અવસ્થા પ્રાપ્ત થયા વિના દૂર થતા નથી, તે જ પ્રમાણે સંસારમાં પ્રાપ્ત થતાં જન્મ-મરણ, સુખ-દુઃખ વગેરે સર્વ અર્થ વસ્તુતઃ મિથ્યા જ છે, છતાં વિષયોનું ધ્યાન કરતા જીવાત્માને સંસારની નિવૃત્તિ થતી નથી. માટે જ દુષ્ટ ઇન્દ્રિયોના વિષયમાર્ગમાં

આસક્ત થયેલાં ચિત્તને દૃઢ ભક્તિયોગથી અને તીવ્ર વૈરાગ્યથી ધીમે ધીમે વશ કરવું.

### ૧૨. સંસારસમુદ્રને તરવાનો ઉપાય-જ્ઞાન :—

જેઓ આપ પમાત્માને ગુરુરૂપી સૂર્યથી પ્રાપ્ત થયેલા ઉપનિષદોના જ્ઞાનરૂપ ચક્ષુથી, સારી રીતે સર્વમાં પોતાનાં સ્વરૂપે જુએ છે, તેઓ સંસારરૂપી સમુદ્રને તરી જાય છે.

### ૧૩. સંસારસમુદ્રને તરવાનો ઉપાય-આત્મજ્ઞાન :—

વિષયાસક્તિને લીધે જેની વિવેકદષ્ટિ નાશ પામી છે એવા સંસાર-કૂવામાં પડેલા અને કાળરૂપ સર્પનો કોળીઓ બનેલા આ જીવને બચાવવાને પ્રભુ સિવાય બીજો કોણ સમર્થ છે? મનુષ્ય જ્યારે સાવધાન થઇને આ જગત કાળરૂપ સર્પનો કોળીયો બની રહ્યું છે, એવી વૈરાગ્યદષ્ટિથી જુવે ત્યારે તે પોતે જ પોતાનો રક્ષક બને છે.

### ૧૪. સંસારના ઉદ્વેગને તરવાનો ઉપાય :—

तत्साधुमन्येऽसुरवर्य देहिनां
सदा समुद्विग्नधियामसद्ग्रहात् ।
हित्वाऽऽत्मपातं गृहमन्धकूपं
वनं गतो यद्धरिमाश्रयेत ॥ ભા. ૭-૫-૫

હે અસુરશ્રેષ્ઠ! મિથ્યા આગ્રહને લીધે જેઓની બુદ્ધિ સદા ઉદ્વિગ્ન રહેતી હોય, તેવાં પ્રાણીઓને માટે હું તો એ જ સારૂં માનું છું કે, જેમાં આત્માનું અધઃપતન થાય તેવાં ઘરરૂપી અંધારા કૂવાનો ત્યાગ કરી વનમાં જઈ શ્રીહરિનો આશ્રય કરવો.



॥ ॐ नमः श्रीकृष्णाय ॥

# પ્રકરણ ૫ મું

## માનવ

-: સમીક્ષા: -

जीवाः श्रेष्ठा ह्यजीवानां ततः प्राणभृतः शुभे ।
ततः सचित्ताः प्रवरास्ततश्चेन्द्रियवृत्तयः ॥
तत्रापि स्पर्शवेदिभ्यः प्रवरा रसवेदिनः ।
तेभ्यो गन्धविदः श्रेष्ठास्ततः शब्दविदो वराः ॥
रूपभेदविदस्तत्र ततश्चोभयतो दतः ।
तेषां बहुपदा श्रेष्ठाश्चतुष्पादस्ततो द्विपात् ॥
ततो वर्णाश्च चत्वारस्तेषां ब्राह्मण उत्तमः ।
ब्राह्मणेष्वपि वेदज्ञो ह्यर्थज्ञोऽभ्यधिकस्ततः ॥
अर्थज्ञात्संशयच्छेत्ता ततः श्रेयान् स्वकर्मकृत् ।
मुक्तसंगस्ततो भूयान् अदोग्धा धर्ममात्मनः ॥
तस्मान्मय्यर्पिताशेषक्रियार्थात्मा निरन्तरः ॥
मय्यर्पितात्मनः पुंसो मयि संन्यस्तकर्मणः
न पश्यामि परं भूतमकर्तुः समदर्शनात् ॥

નિર્જીવ પદાર્થ કરતાં જીવવાળા પદાર્થો (પ્રાણીઓ) શ્રેષ્ઠ છે. તેમાંય કેવળ જીવનાર કરતાં ચૈતન્યવાળાં; તેનાથી ઈન્દ્રિય-વૃત્તિવાળાં; તેનાથી સ્પર્શ જાણનાર શ્રેષ્ઠ છે. તેનાથી રસને ઓળખનાર (માછલાં), તેનાથી ગંધને ઓળખનાર (ભમરો),

તેનાથી શબ્દને ઓળખનાર (મૃગ), અને તેનાથી રૂપના ભેદને ઓળખનાર શ્રેષ્ઠ છે. તેનાથી બંને બાજુ મુખવાળાં સારાં છે. ઘણા પગવાળાં પ્રાણી કરતાં ચાર પગવાળાં, અને તે કરતાં બે પગવાળાં પ્રાણી (માનવ) શ્રેષ્ઠ છે. તેમાંય બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. તેમાંય વેદજ્ઞ, તેનાથી અર્થજ્ઞ, તેનાથી સંશયનો છેત્તા, તેનાથી, સ્વકર્મ કરનાર, તેનાથી મુક્તસંગ; આમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. તેનાથી પરમાત્મામાં સર્વ આત્મવૃત્તિઓ રાખી અનાસક્ત કર્મ કરનાર પુરુષ શ્રેષ્ઠ છે ભગવાન કહે છે આવા સમદર્શી ભક્ત કરતાં હું જગતમાં કોઈને શ્રેષ્ઠ જોતો નથી.

શ્રીમદ્‌ભાગવતના ત્રીજા સ્કંધમાં આવેલા શ્રીકપિલ-દેવહૂતિ સંવાદમાં મહર્ષિ વ્યાસે ગાયેલા ઉપરના શ્લોકોનું સ્વરૂપ કેવું માર્મિક છે! એમાં છેક હલકામાં હલકાં પ્રાણીથી લઈ પૂર્ણ માનવતા કેવી હોય તેનું નિદર્શન કરતી જીવનસરણી છે. બીજી રીતે જોઈએ તો એમાં વિકાસવાદ (Evolution Theory) નાં મૂળ તત્ત્વો છે.

આજના ભૌતિક યુગમાં માનવ ભલે માનવેન્દ્ર ન બને, તો પણ માનવ તરીકે રહે તોય બસ છે. આજ તો માનવતા મરી પરવારી છે સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતા અને વિકાસના સ્થાને વિલાસ દૃષ્ટિગોચર થાય છે, જ્યાં જોઈએ ત્યાં આંતરવિગ્રહ, ખૂન, ચોરી, ધાડ, લૂંટ, વ્યાધિ અને કલેશ નજરે પડે છે. ટૂંકાં નિર્મળ અને પાશવી જીવનમાં સુખનો છાંટોય નથી. જે દેખીતું સુખ દેખાય છે તે શરીરના મેદ જેવો સુખાભાસ છે. જગતના નિર્દોષ ગણાતા માતાપુત્ર ગુરુ-શિષ્ય ભાઈબ્હેન જેવા નિર્મળ સ્નેહમાં પણ કલિએ પદ-

સંચાર શરૂ કર્યો છે. તેમાંય સ્વાર્થસાધુતા, દંભ, લોભ અને પાખંડ નજરે પડે છે.

આવા સમયમાં જીવન એ પણ સમસ્યા છે. સાધુવૃત્તિથી જીવનારને પણ સમાજ સાથે આ પ્રવાહમાં તણાવું પડે છે. સાધુ અને સાચી વૃત્તિથી શીલોંછ વૃત્તિ ઉપર જીવનાર 'વેદિયો' ગણાય છે. શુદ્ધ વિદ્યા માટે જીવનભર ભેખ લઈ સમાજસેવા કરવાની આશા સેવતો બ્રહ્મચારી પેટ માટે માધુકરી પણ મેળવી શકતો નથી. ઈશ્વરે બલપૂર્વક આપેલા પેન્શનના સમયમાં પણ વાનપ્રસ્થી ગૃહસ્થને નિરાંત નથી. પોતાના દિકરાને પગાર ઓછો મળે છે અને કુટુંબપોષણ થતું નથી એ બહાના હેઠળ પેન્શનરો પણ નોકરી શોધતા હોય છે. આવા વાનપ્રસ્થી ગૃહસ્થો આજે મહાલોભમાં થોડા દ્રવ્યની લાલચે પોતાનું આગલું વર્ચસ્વ ગુમાવે છે.

અને સંન્યાસીઓ? અમુક ગણ્યાગાંઠ્યા મહાપુરુષો બાદ કરતાં તેમનો સંસાર જૂદો જ છે. તેમનામાં પણ સાંપ્રદાયિક તકરારો, પરસ્પર ઈર્ષ્યા, દ્વેષ, ધનેષણા અને લોકૈષણા છે. જેમની પાસે સમાજ સદ્વિચાર, સદ્વર્તન અને સદુપદેશની આશા રાખે તેઓ, पश्यन्नपि न पश्यति બહાર દેખાડવા છતાં બધાં જ પ્રલોભનોને વશ છે.

બ્રાહ્મણોનું વર્ચસ્વ અને બ્રહ્મત્વ ક્યાં છે? શ્રુતિએ विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि। વિદ્યાએ બ્રાહ્મણ પાસે આવી અને કહ્યું, 'મારું રક્ષણ કર, હું તારો ખજાનો છું' આમ જ્યાંસુધી બ્રાહ્મણ શુદ્ધ બ્રાહ્મણ વ્રત જપ તપ સ્વાધ્યાય-નિરત, દયા દમ દાન વિશિષ્ટ રહ્યો ત્યાંસુધી એનું વર્ચસ્વ

કાયમ રહ્યું, ક્ષત-ઘા-થી બચાવે તે ક્ષત્રિય હતા, પણ અર્ધા ઋષિ હતા અથવા પાછળથી ઋષિજીવન ગાળતા માટે રાજર્ષિ કહેવાયા. વૈશ્યો નિધિપતિ અને વિટ્પતિ હતા. અને શૂદ્રોનું પરિચર્યાત્મક જીવન હતું. આમ ચારે વર્ણ અને ચારે આશ્રમોથી નિયમબદ્ધ માનવ જીવન સુખી હતું.

અને આજે ?

આજ માનવ જીવનની 'કોઈ પણ વ્યક્તિ સુખી છે કે દુઃખી તે વ્યક્તિગત પ્રશ્ન છે. આજના સુખાભાસમાં સુખ માનનાર માટે કંઈ કહેવાતું નથી. જેને જીવન દુઃખમય લાગે છે, વાસનાત્મક સંસાર ઉપાધિરૂપ લાગે છે તેનો આશ્વાસન અને ઉદ્ધાર માટે ભાગવતનાં આ પ્રકરણમાં ભાગવતે આપેલાં પ્રમાણો છે.



## માનવ

૧ માનવધર્મ :—

१ तस्मात्सर्वात्मना राजन् हरिः सर्वत्र सर्वदा ।
श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यो भगवान्नृणाम् ॥ भा २-२-३६

હે રાજન્! મનુષ્યોએ સર્વ સ્થળે અને સર્વ સમયે ભગવાન શ્રીહરિનું સર્વ પ્રકારે શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવુ જોઈએ આ માનવનો પરમ ધર્મ છે

२ ततो यतेत कुशलः क्षेमाय भयमाश्रितः ।
शरीरं पौरुषं यावन्न विपद्येत पुष्कलम् ॥ भा ७-६-५

સંસારમા આવીને કુશળ માનવીએ પોતાનું શરીર જ્યાંસુધી સશક્ત હોય અને અસમર્થ બનીને વિનાશ ન પામે, ત્યાંસુધીમાં સત્વર કલ્યાણ માટે પ્રયત્ન કરવો જોઈએ

३ अतिवादांस्तितिक्षेत नावमन्येत कञ्चन ।
न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥ भा १२-६-३४

લોકોનાં નિંદાવચનો સહન કરવાં, કોઈનું પણ અપમાન ન ન કરવુ અને આ દેહ ઉપરના અહભાવનો આશ્રય કરી કોઈની સાથે વૈર ન કરવુ

४ एतावानेव लोकेऽस्मिन् पुंसां धर्मः परः स्मृतः ।
भक्तियोगो भगवति तन्नामग्रहणादिभिः ॥ भा ६-३-२२

આ લોકમા માનવનો એ જ પરમ ધર્મ છે કે, ભગવાનનાં નામસ્મરણ વગેરેથી તેણે ભગવાનમાં ભક્તિયોગ કરવો

५ कर्णौ पिधाय निरयाद्यदकल्प ईशे
धर्मावितर्यसृणिभिर्नृभिरस्यमाने ।
छिन्द्यात्प्रसह्य रुशतीमसतीं प्रभुश्चे-
ज्जिह्वामसूनपि ततो विसृजेत्स धर्मः । भा. ४-४-१७

જે સ્થળે નિરંકુશ મનુષ્યો ધર્મરક્ષક ભગવાનની નિંદા કરતાં

હોય, તે વખતે પોતે જો તેઓને શિક્ષા કરવા અસમર્થ હોય, તો પોતાના બંને કાન બંધ કરી દઈ ચાલ્યા જવું જોઈએ; પણ તેઓને શિક્ષા કરવા પોતે જો સમર્થ હોય, તો નિંદા કરનારાઓની અમંગળ બોલતી જીભને બલાત્કારે છેદી નાખવી અને પોતાનો પ્રાણત્યાગ કરવો, આ માનવ ધર્મ છે.

૨. બ્રાહ્મણધર્મ :—

૧. शमो दमस्तपः शौचं सन्तोषः क्षान्तिरार्जवम् ।
शानं दयाच्युतात्मत्वं सत्यं च ब्रह्मलक्षणम् ॥ भा. ७-११-२१

માનસિક નિગ્રહ, ઈન્દ્રિય નિગ્રહ, તપ, બાહ્ય અને આભ્યંતર પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરળતા, જ્ઞાન, દયા, શ્રી વિષ્ણુ ભગવાનમાં તલ્લીનતા અને સત્ય એ બ્રાહ્મણનાં લક્ષણ છે.

૨. ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते ।
कृच्छ्राय तपसे चेह प्रेत्यानन्तसुखाय च ॥
शिलोञ्छवृत्त्या परितुष्टचित्तो,
धर्मं महान्तं विरजं जुषाणः ।
मय्यर्पितात्मा गृह एव तिष्ठन्,
नातिप्रसक्तः समुपैति शान्तिम् ॥ भा.११-१७-४२,४३

બ્રાહ્મણનું આ શરીર ક્ષુદ્ર વિષયોની કામનાઓ કરવા માટે નથી, પણ ઈન્દ્રિયોનું દમન કરવા તથા સંયમરૂપી તપ કરી પરમસુખ-મોક્ષ સંપાદન કરવા માટે છે. જે બ્રાહ્મણ આ શિલોંછવૃત્તિથી મનમાં સંતુષ્ટ રહી અતિથિસત્કાર વગેરેથી નિષ્કામ ધર્મનું સેવન કરે છે અને મારામાં ચિત્ત સ્થાપી દઈ અત્યંત આસક્તિ રાખતો નથી તે ગૃહસ્થાશ્રમમાં રહીને પણ શાંતિ પામે છે-મોક્ષાધિકારી થઈ શકે છે.

૩. ક્ષત્રિયધર્મ :—

क्षत्रियाणामयं धर्मः प्रजापतिविनिर्मितः ।
भ्रातापि भ्रातरं हन्याद् येन घोरतरस्ततः ॥ भा.१०-५४-४०

બ્રાહ્મણે ક્ષત્રિયોને માટે કારણ હોય તો ભાઈ પણ ભાઈને હણી શકે : આવો ઘોર ધર્મ નિર્મિત કર્યો છે.

૩. शौर्यं वीर्यं धृतिस्तेजस्त्याग आत्मजयः क्षमा ।
ब्रह्मण्यता प्रसादश्च रक्षा च क्षत्रलक्षणम् ॥ भा. ७-११-२२

યુદ્ધમાં ઉત્સાહ, પ્રભાવ, ધૈર્ય, તેજ, દાન, માનસિક જય, ક્ષમા, બ્રાહ્મણ પ્રત્યે ભક્તિ, પ્રસન્નતા અને સર્વની રક્ષા—એ ક્ષત્રિયનો ધર્મ છે.

૪. રાજધર્મ :—

૧. नैनो राज्ञः प्रजाभर्तुः धर्मयुद्धे वधो द्विषाम् । भा. १-८-५०

પ્રજાનું પોષણ કરનાર રાજા ધર્મયુદ્ધમાં શત્રુનો વિનાશ કરે તો તે પાપ નથી.

૨. यस्य राष्ट्रे प्रजाः सर्वास्त्रस्यन्ते साध्व्यसाधुभिः ।
तस्य मत्तस्य नश्यन्ति कीर्तिरायुर्भगो गतिः ॥
एष राज्ञां परो धर्मो ह्यार्तानामार्तिनिग्रहः । भा. १-१७-१०-११

જે રાજાના દેશમાં પ્રજાઓ દુર્જનોથી ભયભીત રહે છે, પીડાય છે; તે પ્રમાદી રાજાની કીર્તિ, ભાગ્ય તથા સ્વર્ગાદિ પરલોકનો નાશ થાય છે. રાજાઓનો એજ પરમ ધર્મ, છે કે તેમણે દુ:ખી પ્રજાઓનાં દુ:ખને દૂર કરવું.

૩. राज्ञो हि परमो धर्मः स्वधर्मस्थानुपालनम् ।
शासतोऽन्यान्यथाशास्त्रमनापद्युत्पथानिह ॥ भा १-१७-१६

જે મનુષ્યો આપત્તિ સિવાય પણ અવળે માર્ગે જાય, તેવા અધર્મી મનુષ્યોને શાસ્ત્રાનુસાર શિક્ષા કરવી તથા સ્વધર્મનિષ્ઠ મનુષ્યોનું રક્ષણ કરવું—એ રાજાનો પરમ ધર્મ છે.

૪. राजन्नसाध्वमात्येभ्यश्चोरादिभ्यः प्रजा नृपः ।
रक्षन्यथा बलिं गृह्णन् इह प्रेत्य च मोदते ॥
यस्य राष्ट्रे पुरे चैव भगवान्यज्ञपूरुषः ।
इज्यते स्वेन धर्मेण जनैर्वर्णाश्रमान्वितैः ॥

तस्यं राज्ञो महाभाग भगवान्भूतभावनः ।
परितुष्यति विश्वात्मा तिष्ठतो निजशासने ॥
तस्मिस्तुष्टे किमप्राप्यं जगतामीश्वरेश्वरे ।
लोकाः सपाला ह्येतस्मै हरन्ति बलिमादृताः ॥
भा. ४-१४-१७-१०

હે રાજા! દુષ્ટ પ્રધાનોથી તથા ચોર વગેરેથી પ્રજાઓનું રક્ષણ કરતો અને શાસ્ત્રાનુસાર કર લેતો રાજા આ લોકમાં તથા પરલોકમાં સુખ પામે છે. જે રાજાના દેશમાં તથા નગરમાં વર્ણાશ્રમ ધર્મને અનુસરનારા લોકો સ્વધર્મ પ્રમાણે ભગવાન શ્રીયજ્ઞપુરુષનું યજન કરે છે; તે પોતાના રાજધર્મમાં સ્થિતિ કરનાર રાજાના ઉપર પ્રાણીમાત્રના રક્ષક વિશ્વાત્મા પ્રસન્ન થાય છે. જગદીશ્વર જ્યારે પ્રસન્ન થાય, ત્યારે શું દુર્લભ હોય? લોકપાલો સહિત સર્વ લોકો આદરપૂર્વક એ રાજાને બલિદાન આપે છે.

૫. घ्नन्ति घ्नन्ति लुम्पन्ति दृप्तं राजकुलानि वै । भा.१०-४१-१६

ઉદ્ધત થઇ ગયેલાઓને રાજસેવકો કેદ કરે છે, મારે છે અને લૂંટી લે છે. (દુષ્ટને દંડ દેવો એ રાજધર્મ છે.)

૬. राज्यैश्वर्यमदोन्नद्धो न श्रेयो विन्दते नृपः ।
त्वन्मायामोहितोऽनित्या मन्यते सम्पदोऽचलाः ।

રાજ્ય અને ઐશ્વર્યના મદથી છકી ગયેલો રાજા કલ્યાણ પ્રાપ્ત કરી શકતો નથી. કારણ કે, તમારી (ભગવાનની) માયાથી મોહિત થયેલો તે રાજા અનિત્ય સંપત્તિઓને પણ સ્થાયી સમજે છે.

૭. सर्वाः समुद्धरेद्राजा पितेव व्यसनात्प्रजाः ।
आत्मानमात्मना धीरो यथा गजपतिर्गजान् ॥ भा. ११-१७-४५

પિતા જેમ પોતાની સંતતિને દુઃખમાંથી બચાવે છે, બુદ્ધિમાન પુરુષ જેમ પોતાની વિવેકવાળી બુદ્ધિથી પોતાના આત્માનો ઉદ્ધાર કરે છે અને હાથી જેમ બીજા હાથીઓને ખાડા કે કાદવમાંથી

બહાર ખેંચી કાઢે છે, તેવી રીતે રાજાએ પણ પોતાની સઘળી પ્રજાઓનો દુઃખમાંથી ઉદ્ધાર કરવો.

૫. વૈશ્યધર્મ:—

देवगुर्वच्युते भक्तिस्त्रिवर्गपरिपोषणम् ।
आस्तिक्यमुद्यमो नित्यं नैपुण्यं वैश्यलक्षणम् ॥ भा. ७-११-२३

દેવ, ગુરુ તથા શ્રીભગવાનની ભક્તિ, ધર્મ, અર્થ અને કામનું પોષણ, આસ્તિકતા, ઉદ્યમ અને નિત્ય કાર્યકુશળતા—એ વૈશ્યનાં લક્ષણો છે.

૬. શૂદ્રધર્મ:—

शूद्रस्य संनतिः शौचं सेवास्वामिन्यमायया ।
अमन्त्रयज्ञो ह्यस्तेयं सत्यं गोविप्ररक्षणम् ॥ भा. ७-११-२४

સજ્જનોને પ્રણામ કરવા, બાહ્યાભ્યંતર પવિત્રતા જાળવવી, પોતાના સ્વામીની નિષ્કપટપણે સેવા કરવી, વૈદિક મંત્રોચ્ચાર વિના જ પંચમહાયજ્ઞો કરવા, ચોરી ન કરવી, સત્ય ભાષણ તથા ગો બ્રાહ્મણની રક્ષા કરવી. એ શૂદ્રનાં લક્ષણો છે.

૭. સાર્વવર્ણિક ધર્મ:—

१. शमोदमस्तपः शौचं सन्तोषः क्षान्तिरार्जवम् ।
मद्भक्तिश्च दया सत्यं ब्रह्मप्रकृतयस्त्विमाः ॥
तेजोबलं धृतिः शौर्यं तितिक्षौदार्यमुद्यमः ।
स्थैर्यं ब्रह्मण्यतैश्वर्यं क्षत्रप्रकृतयस्त्विमाः ॥
आस्तिक्यं दाननिष्ठा च अदम्भो ब्रह्मसेवनम् ।
अतुष्टिरर्थोपचयैर्वैश्यप्रकृतयस्त्विमाः ॥
शुश्रूषणं द्विजगवां देवानां चाप्यमायया ।
तत्रलब्धेन सन्तोषः शूद्रप्रकृतयस्त्विमाः ॥
अशौचमनृतं चौर्यं नास्तिक्यं शुष्कविग्रहः ।
कामः क्रोधश्चतर्षश्च स्वभावोऽन्तेवसायिनाम् ॥

अहिंसा सत्यमस्तेयमकामक्रोधलोभता ।
भूतप्रियहितेहा च धर्मोऽयं सार्ववर्णिकः ॥ भा. ११-१७-१६-२१

શમ, દમ, તપ, બાહ્યાભ્યંતર પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરળતા, ભક્તિ, દયા અને સત્ય આ બ્રાહ્મણનો ધર્મ છે. પ્રતાપ, બળ, ધૈર્ય, શૌર્ય, સહનશીલતા, ઉદારતા, ઉદ્યમ, સ્થિરતા, બ્રાહ્મણભક્તિ અને ઐશ્વર્ય આ ક્ષત્રિયનો ધર્મ છે. આસ્તિકતા, દાનીપણું, દંભરહિતતા, બ્રાહ્મણસેવા અને ધનસંગ્રહમાં અસંતોષ, આ વૈશ્યનો ધર્મ છે. અને બ્રાહ્મણો, ગાયો તથા દેવોની નિષ્કપટપણે સેવા અને તેનાથી જે કંઈ પ્રાપ્ત થાય તેનાથી સંતોષ આ શૂદ્રનો ધર્મ છે.

અપવિત્રતા, અસત્ય, ચોરી, નાસ્તિકપણું, કારણ વિના કંકાસ, કામ, ક્રોધ અને તૃષ્ણા આ વર્ણાશ્રમથી બહિષ્કૃત ચાંડાલ વગેરેનો સ્વભાવ છે. અહિંસા, સત્ય, ચોરી ન કરવી, કામ–ક્રોધ–લોભનો ત્યાગ અને પ્રાણીમાત્રનું પ્રિય તથા હિત કરવાની ઈચ્છા આ સર્વ વર્ણોનો ધર્મ છે.

૨. शौचमाचमनं स्नानं सन्ध्योपासनमार्जवम् ।
तीर्थसेवा जपोऽस्पृश्याभक्ष्यासम्भाष्यवर्जनम् ॥
सर्वाश्रमप्रयुक्तोऽयं नियमः कुलनन्दन ।
मद्भावः सर्वभूतेषु मनोवाक्कायसंयमः ॥ भा. ११-१७-३४,३५

હે કુલને આનંદ આપનારા ઉદ્ધવજી ! શૌચ, આચમન, સ્નાન, સંધ્યોપાસન, સરળતા, તીર્થસેવા, જપ, તપ, અસ્પૃશ્ય અને ખાવાને તેમજ બોલવાને અયોગ્ય વસ્તુનો ત્યાગ, સર્વ પદાર્થોમાં મારો ભાવ અને મન, વાણી અને શરીરનો સંયમ આ સર્વ આશ્રમીઓએ પાળવા યોગ્ય ધર્મો છે.

૩. सीदन्विप्रो वणिग्वृत्त्या पण्यैरेवापदं त्यजेत् ।
खड्गेन वाऽऽपदाक्रान्तो न श्ववृत्त्या कथञ्चन ॥
वैश्यवृत्त्या तु राजन्यो जीवेन्मृगयया ऽऽपदि ।
चरेद्वा विप्ररूपेण न श्ववृत्त्या कथञ्चन ॥

शूद्रवृत्तिं भजेद्वैश्यः शूद्रः कारुटकक्रियाम् ।
कृच्छ्रान्मुक्तो न गर्ह्येण वृत्तिं लिप्सेत कर्मणा ॥
भा. ११-१७, ४७-४९

બ્રાહ્મણ જો આજીવિકા મેળવવામાં દુઃખી થતો હોય તો તેણે વેચવા યોગ્ય વસ્તુઓનો વેપાર કરી વૈશ્યવૃત્તિથી આપત્તિને તરી જવી, તે વૃત્તિથી પણ આપત્તિ રહેતી હોય તો તરવાર ધારણ કરી ક્ષત્રિયવૃત્તિથી આપત્તિને તરવી. પરંતુ નીચ મનુષ્યોની સેવા ખુશામતરૂપ શ્વાનવૃત્તિથી કોઈ પણ રીતે જીવવું નહિ આવી જ રીતે ક્ષત્રિયે આજીવિકાના આપત્તિકાળમાં વૈશ્યવૃત્તિથી જીવવુ, મૃગયાથી આજીવિકા ચલાવવી અથવા બ્રાહ્મણરૂપે આજીવિકા મેળવીને જીવવુ પણ નીચ લોકોની સેવારૂપ કુતરાની વૃત્તિથી જીવવુ નહિ. આ પ્રમાણે જ વૈશ્યે આજીવિકાના આપત્તિકાળમાં શૂદ્રની સેવાવૃત્તિનો આશ્રય કરવો. તેમજ શૂદ્રે આપત્તિકાળમાં સાદડી ગૂંથવી વગેરે કારીગરીનો ધંધો કરવો. આપત્તિથી મુક્ત થવા છતાં પણ પોતાના વર્ણને અયોગ્ય એવા નિંદ્ય કર્મથી આજીવિકા ચલાવવાની કદી ઇચ્છા કરવી નહિ.

૪. भिक्षोर्धर्मः शमोऽहिंसा तप ईक्षा वनौकसः ।
गृहिणो भूतरक्षेज्या द्विजस्याचार्यसेवनम् ॥
ब्रह्मचर्यं तपः शौचं सन्तोषो भूतसौहृदम् ।
गृहस्थस्याप्यृतौ गन्तुः सर्वेषां मदुपासनम् ॥ भा. ११-१८-४२-४३

ઇન્દ્રિયનિગ્રહ અને અહિંસા એ સન્યાસીનો મુખ્ય ધર્મ છે. તપશ્ચર્યા અને તત્ત્વવિચાર વાનપ્રસ્થીનો મુખ્ય ધર્મ છે, પ્રાણીમાત્રની રક્ષા અને અને યજ્ઞો કરવા તે ગૃહસ્થીનો મુખ્ય ધર્મ છે. ગુરુસેવા એ બ્રહ્મચારીનો ધર્મ છે બ્રહ્મચર્ય, તપ, બાહ્યાભ્યતર પવિત્રતા, સંતોષ, પ્રાણીમાત્રમાં પ્રેમભાવ, ઋતુવેળા સ્ત્રીસેવન અને મારી-પ્રભુની ઉપાસના-એ સર્વ વર્ણાશ્રમીઓનો મુખ્ય ધર્મ છે.

૮. સમ્રાટનો ધર્મઃ—

प्रजानां पितरो ये च शास्तारः साधवः समाः ।
यदिस्यात्तेपु वैषम्यं कं यान्ति शरणं प्रजाः ॥ मा. ९-२-३

જેને પ્રજા પોતાના પિતા, શાસક, હિતકારક અને સર્વત્ર સમાન દષ્ટિવાળા, ગણતી હોય, તેઓમાં પણ જો વિષમતા થાય તો પ્રજા કોને શરણે જાય ?

૯. પ્રજાધર્મઃ—

प्रियं राज्ञः प्रकुर्वन्त्यः श्रेयो विन्दन्ति वै प्रजाः ।
मनसा कर्मणा वाचा विपरीतमतोऽन्यथा ॥ मा. १०-४३-३१

મન, વચન અને કર્મથી રાજાનું પ્રિય અને હિત કરનારી પ્રજા કલ્યાણ પ્રાપ્ત કરે છે, અને એમ ન કરનાર પ્રજા એથી વિપરીત ફળ પામે છે.

૧૦. શિષ્યધર્મઃ—

एतदेव हि सच्छिष्यैः कर्तव्यं गुरुनिष्कृतम् ।
यद्वै विशुद्धभावेन सर्वार्थात्मार्पणं गुरौ ॥ मा. १०-८०-४१

ઉત્તમ શિષ્યોનું ગુરુ પ્રત્યેનું એ જ કર્તવ્ય છે કે, દરેક પુરુષાર્થોના સાધનરૂપ પોતાનો આત્મા ગુરુને વિશુદ્ધ ભાવે અર્પણ કરવો.

૧૧. સારથિધર્મઃ—

सूतः कृच्छ्रगतं रक्षेद् रथिनं सारथिं रथी ॥ मा. १०-७६-३२

સારથિએ સંકટમાં આવેલા રથીની રક્ષા કરવી જોઈએ, તેમજ રથીએ સારથિની રક્ષા કરવી જોઈએ.

૧૨. મહાપુરુષોનો આચારધર્મઃ—

धर्मव्यतिक्रमो दृष्ट ईश्वराणां च साहसम् ।
तेजीयसां न दोषाय वह्नेः सर्वभुजो यथा ॥
नैतत्समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः ।
विनश्यत्याचरन्मौढ्यात् यथा रुद्रोऽब्धिजं विषम्

પુત્ર શરીર અને ધનથી સમર્થ હોવા છતાં માતાપિતાને આજીવિકા આપતો નથી તે પુત્રના મરણ પછી પરલોકમા તેને તેનું પોતાનું જ માંસ યમદેવના દૂતો ખવડાવે છે. જે મનુષ્ય પોતે સમર્થ હોવા છતાં માતાનું, પિતાનું, કોઈ પણ વૃદ્ધનું, સતી પત્નીનું, બાળક પુત્રનું, ગુરુનું, બ્રાહ્મણનું અને શરણાગતનું પોષણ કરતો નથી તે મનુષ્ય જીવતાં છતાં મૂએલો છે.

૧૪. કન્યાધર્મ:--

कथं सुताया· पितृगेहकौतुकं
निशम्य देह· सुरवर्य नेङ्गते। ।
अनाहुता अप्यभियन्ति सौहृदं
भर्तुर्गुरोर्देहकृतश्च केतनम् ॥ भा ४-३-१३

પોતાના પિતાને ઘેર મગળ મહોત્સવ સાંભળીને પુત્રી તે જોવાને કેમ ચલાયમાન ન થાય? પોતાના બંધુ, પતિ, ગુરુ અને પિતાને ઘેર તો કન્યાએ બોલાવ્યા વિના પણ જવું જોઈએ.

૧૫. સ્ત્રીધર્મ:—

१. न हिंस्याद् भूतजातानि न शपेन्नानृतं वदेत्।
न छिन्द्यान्नखरोमाणि न स्पृशेयदमङ्गलम् ॥
नाप्सुस्नायान्नकुप्येत न सम्भाषेत दुर्जनै ।
न वसीताधौतवास· स्रजं च विधृतां क्वचित् ॥
नोच्छिष्टं चण्डिकान्नं च सामिषं वृषलाहृतम्।
भुञ्जीतोदक्यया दृष्टं पिबेदञ्जलिना त्वप ॥
नोच्छिष्टास्पृष्टसलिला सन्ध्यायां मुक्तमूर्धजा।
अनर्चिता संयतवाङ् नासंवीता बहिश्चरेत् ॥
नाधौतपादा प्रयता नार्द्रपान्नो उदक्शिरा·।
शयीत नापराङ् नान्यैर्न नग्ना न च सन्ध्ययो ॥
धौतवासाः शुचिर्नित्यं सर्वमङ्गलसंयुता।
पूजयेत्प्रातराशात्प्राग् गोविप्राञ्छ्रियमच्युतम् ॥

स्त्रीयो वीरवतीश्चार्चेत् स्रगन्धबलिमण्डनैः ।
पतिं चार्च्योपतिष्ठेत ध्यायेत्कोष्ठगतं च तम् ॥ भा. ૧૮-૪૭-૫.

સ્ત્રીઓએ કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ; કોઈને ગાળો ભાંડવી નહિ કે કોઈની નિંદા કરવી નહિ. અસત્ય બોલવું નહિ, નખ કે વાળ કાપવા નહિ, અમંગળ વસ્તુનો સ્પર્શ કરવો નહિ, જળમાં પ્રવેશ કરીને સ્નાન કરવું નહિ, કોઈના પર ક્રોધ કરવો નહિ, દુર્જનો સાથે વાતચીત કરવી નહિ, ધોયા વિનાનાં વસ્ત્ર પહેરવાં નહિ, પહેલાં ધારણ કરેલી ફૂલની માળા ફરી ધારણ કરવી નહિ, કોઈનું એઠું, ભદ્રકાળીને ધરેલું, કીડીઓ વગેરેથી દૂષિત થયેલું, માંસવાળું તથા રજસ્વલા સ્ત્રીએ જોયેલું અન્ન ખાવું નહિ, ખોબાથી પાણી પીવું નહિ, વળી મોઢું તથા હાથપગ ધોયા વિના છૂટા કેશે, વસ્ત્રાલંકારના શણગાર વિના, વાણીને નિયમમાં રાખ્યા વિના અને અંગ પર વસ્ત્ર ઓઢયા વિના બહાર જવું નહિ પગ ધોયા વિના અપવિત્ર થઈને, ભીના પગે, ઉત્તર અથવા પશ્ચિમ તરફ મસ્તક રાખીને, નગ્ન અવસ્થામાં, અને બંને સંધ્યાસમયે સુવું નહિ નિત્ય સવારે ભોજન કર્યા પહેલાં સ્નાનાદિથી પવિત્ર થઈને ધોયેલાં વસ્ત્રો પહેરી, સર્વ મંગળ વસ્તુઓ સાથે લઈ, ગાયોનું, બ્રાહ્મણોનું, લક્ષ્મી દેવીનું તથા વિષ્ણુ ભગવાનનું પૂજન કરવું. જેઓના પતિ જીવતા હોય તેવી સુવાસિની સ્ત્રીઓની, પુષ્પમાળા, ચંદન, નૈવેદ્ય તથા અલંકારોથી પૂજા કરવી અને પોતાના શરીરમાં (હૃદયમાં) રહેલા પતિદેવનું પૂજનપૂર્વક ધ્યાન કરવું.

૨. स्त्रीणां च पतिदेवानां तच्छुश्रूषानुकूलता ।
तद्बन्धुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम् ॥ भा. ७-११ २५

પતિને દેવ માનનારી પતિવ્રતા સ્ત્રીએ પતિની સેવા કરવી, પતિને અને તેના સંબંધીઓને અનુકૂલ રહેવું અને પતિવ્રત ધારણ કરવું

૩. भर्तुः शुश्रूषणं स्त्रीणां परो धर्मो ह्यमायया ।
तद्बन्धूनां च कल्याण्यः प्रजानां चानुपोषणम् ॥ भा ૧૦-૨૯-૨૪

હે સૌભાગ્યવતી સ્ત્રીઓ ! નિષ્કપટપણે પતિની તથા તેનાં માતાપિતા વગેરે સંબંધીઓની સેવા તથા સંતતિનું પોષણ કરવું એ સ્ત્રીઓનો પરમ ધર્મ છે.

૪. तस्मात्पतिव्रता नार्यः श्रेयस्कामाः सुमध्यमे ।
यजन्तेऽनन्यभावेन पतिमात्मानमीश्वरम् ॥ भा. ६–१८–३५

હે સુમધ્યમે ! કલ્યાણને ઇચ્છતી પતિવ્રતા સ્ત્રીઓ પોતાના આત્મા અને ઈશ્વરરૂપ પતિની અનન્ય ભાવે પૂજા કરે છે.

## (૨) વ્યાખ્યા અને લક્ષણો—

૧૬. મહાપુરુષ લક્ષણ :—

महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्तमोद्वारं योषितां सङ्गिसङ्गम् ।
महान्तस्ते समचित्ताः प्रशान्ता
विमन्यवः सुहृदः साधवो ये ॥ भा. ५–५–२

મહાપુરુષોની સેવા તે મોક્ષનું દ્વાર છે અને સ્ત્રીઓનો સંગ તે સંસારનું દ્વાર છે. જેઓ સર્વત્ર સમાન ચિત્તવાળા, અત્યંત શાંત, ક્રોધરહિત, ઉત્તમ હૃદયવાળા અને સદાચારી હોય તેઓને મહા પુરુષો જાણવા.

૧૭. જ્ઞાની–આત્મદ્રષ્ટાનું–લક્ષણ :—

दृष्टं श्रुतमसद्बुद्ध्वा नानुध्यायेन्नसंविशेत् ।
संसृतिं चात्मनाशं च तत्र विद्वान्स आत्मदृक् ॥
भा. ९–१९–२०

આ જગતમાં સાંભળેલું અથવા જોયેલું સઘળું અસત્ય માની તેનું ધ્યાન અગર સંગ ન કરવો. જે માણસ આવા અસદ્ વિષયોમાં સંસૃતિ (વારંવાર જન્મ–મરણ) અને આત્મવિનાશ જુએ છે, તે જ વિદ્વાન અને આત્મદ્રષ્ટા છે.

૧૮. સત્પુરુષની વ્યાખ્યા :—

૧. बार्हस्पत्य स वै नात्र साधुर्वै दुर्जनेरितैः ।
दुरुक्तैर्भिन्नमात्मानं यः समाधातुमीश्वरः ॥ भा. ११–२३–२

જરા અને મરણ–એ શરીરના છ ભાવોને જીતનાર, માનને ન ઇચ્છનાર, બીજાઓને માન આપનાર, દરેકનું સમાધાન કરવાને સમર્થ, સર્વમાં પ્રેમભાવવાળો; દયાભાવવાળો અને દીર્ઘદર્શી, આવાં બત્રીશ લક્ષણોવાળો સત્પુરુષ, ગુણો અને દોષોને ઉત્પન્ન કરનાર વિહિત અને નિષિદ્ધ કર્મોને અનુસરવાના પોતાના ધર્મોને જાણવા છતાં પણ તેમનો મારે માટે પરમાત્મપ્રીત્યર્થ ત્યાગ કરી મને ભજે છે, તે જ ખરેખર, ઉત્તમ પુરુષ છે.

૨૦. ધીર પુરુષની વ્યાખ્યા :—

गतस्वार्थमिमं देहं विरक्तो मुक्तबन्धनः।
अविज्ञातगतिर्जह्यात् स वै धीर उदाहृतः॥
यः स्वकात्परतो वेह जातनिर्वेद आत्मवान्।
हृदि कृत्वा हरिं गेहात् प्रव्रजेत्सः नरोत्तमः॥

भा. १–१३–२५–२६

જે પુરુષ જેમાંથી સર્વ સ્વાર્થ, યશ, અર્થ, કામ વગેરે ચાલ્યાં ગયાં છે; એવા આ શરીરનો વિરક્ત થઈ ત્યાગ કરે છે, અને જેની ગતિ (મરણ) પાછળથી કોઈના પણ જાણવામાં આવતી નથી તે પુરુષ 'ધીર', છે. જે પોતાની મેળે અથવા પરોપદેશથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં, આત્મતત્ત્વને જાણીને શ્રીહરિને હૃદયમાં રાખી ઘરમાંથી ચાલ્યો જાય છે તે જ ઉત્તમ પુરુષ છે.

૨૧. પંડિત-લક્ષણ :—

धत्ते धैर्यं तु यो धीमान्स धीरः पण्डितोऽथवा।

भा. मा. १–५८

જે મનુષ્ય બ્રાહ્મણમાં, અંત્યજમાં, ચોરમાં, બ્રહ્મજ્ઞાનીમાં, સૂર્યમાં, અગ્નિના તણખામાં, દયાળુમાં તથા ક્રૂરમાં સમાન દૃષ્ટિવાળો છે તે જ સાચો પંડિત છે.

૨૨. વિદ્વાનની વ્યાખ્યા :—

स वै प्रियतमश्चात्मा यतो न भयमण्वपि ।
इति वेद स वै विद्वान् यो विद्वान्स गुरुर्हरिः ॥ भा. ४-२९-५१

"ભગવાન જ સર્વના અત્યંત પ્રિય આત્મા છે અને તેમનું શરણ લેવાથી લેશમાત્ર પણ ભય થતો નથી." એમ જે મનુષ્ય જાણે છે, તે જ વિદ્વાન છે અને આવો જે વિદ્વાન છે તે જ ગુરુ છે. તે જ શ્રીહરિ છે.

૨૩. આદર્શ બ્રાહ્મણ લક્ષણ :—

ब्राह्मणाः साधवः शान्ता निःसङ्गा भूतवत्सलाः ।
एकान्तभक्ता अस्मासु निर्वैराः समदर्शिनः ॥भा १२-१०-२०

બ્રાહ્મણો સદાચારી, શાંત, કામનાઓ રહિત, દરેક પ્રાણીઓ ઉપર પ્રેમ રાખનારા, મારા પરમાત્માના અનન્ય ભક્ત, વેર વિનાના તથા સમદૃષ્ટિવાળા હોય છે.

૨૪. પંડિતની વ્યાખ્યા :—

पण्डितो बन्धमोक्षवित् । भा. ११-१९-४१

સંસારમાં બંધન અને મોક્ષને જાણનાર પંડિત છે.

૨૫. શૂરવીર-લક્ષણ :—

૧. न वै शूरा विकत्थन्ते दर्शयन्त्येव पौरुषम् । भा. १०-५०-२०

વીર પુરુષો કદી પોતાનાં વખાણ કરતા નથી, તેઓ તો પરાક્રમ જ દર્શાવે છે.

૨. पौरुषं दर्शयन्ति स्म शूरा न बहुभाषिणः । भा. १०-७७-१९

શૂરવીરો પરાક્રમ જ બતાવે છે, બહુ બોલતા નથી.

૨૬. રાજાની વ્યાખ્યા:—

रञ्जयिष्यति यल्लोकमयमात्मविचेष्टितैः ।
अथामुमाहू राजानं मनोरञ्जनकैः प्रजाः ॥ भा. ४-१६-१५

પ્રજાના મનને રંજન કરનારાં પોતાનાં ચરિત્રો વડે સર્વનું રંજન કરનારને જ પ્રજા 'રાજા' કહે છે.

૨૭. સુખીનું લક્ષણ :—

न चेन्द्रस्य सुखं किञ्चिन्नसुखं चक्रवर्तिनः ।
सुखमस्ति विरक्तस्य मुनेरेकान्तजीविनः ॥ भा. मा, ४-७५

દેવાધિપતિ ઇન્દ્રને અથવા જનાધિપતિ સમ્રાટને જરાય સુખ નથી, સુખ તો કેવળ વિરક્ત અને એકાન્તજીવી મુનિને જ હોય છે.

यश्च मूढतमो लोके यश्च बुद्धेः परंगतः ।
तावुभौ सुखमेधेते क्लिश्यत्यन्तरितो जनः ॥ भा. ३-७-१७

આ જગતમાં જે મનુષ્ય અત્યંત મૂર્ખ હોય, અથવા બુદ્ધિથી પર હોય એ બે જ માણસો સુખી છે, વચલી સ્થિતિનો માણસ દુઃખી હોય છે.

૨૮. પુત્રલક્ષણ :—

परोऽप्यपत्यं हितकृद्यथौषधं
स्वदेहजोऽप्यामयवत् सुतोऽहितः ।
छिन्द्यात्तदङ्गं यदुतात्मनोऽहितं
शेषं सुखं जीवति यद्विवर्जनात् ॥ भा. ७-५-३७

કોઈ પારકો બાલક ઔષધની પેઠે જો આપણું હિત કરનારો હોય તો તે આપણો પુત્ર છે, અને પોતાના દેહથી ઉત્પન્ન થયેલો પુત્ર પણ રોગની પેઠે આપણું અહિત કરનારો હોય તો તે શત્રુ છે. આપણું પોતાનું અંગ પણ જો અહિત કરનારું હોય તો તેને કાપી નાખવું જોઇએ, કે જેનો ત્યાગ કરવાથી બાકીનાં અંગો સુખેથી જીવી શકે.

૨૯. વૃથાપંડિત-લક્ષણ :—

अशान्तस्याविनीतस्य वृथापण्डितमानिनः।
न शास्त्रेभ्यो गुणप्राप्तिः नटस्येवाजितात्मनः ॥ मा. १० ७८-२६

જે પુરુષ અજિતેંદ્રિય અને અવિનયી હોય, પોતાને વૃથા પંડિત માનનારો હોય અને મનને વશ રાખનારો ન હોય તેને, જેમ રાજા વગેરેનો પાઠ ભજવનાર નટને તે વખતના રાજવૈભવો સુખકારક થતા નથી; તેમ શાસ્ત્રો સુખદાયક થતાં નથી.

૩૦. બંધુ અને ધનિકની વ્યાખ્યા :—

बन्धुर्गुरुरहं सखे। गुणाढयो ह्याढय उच्यते मा. १-१९-४३

હે ઉદ્ધવ! હું જ (પ્રભુ) ખરો ગુરુ અને બંધુ છું. ગુણવાન મનુષ્ય જ ધનવાન છે.

૩૧. શોચનીય પુરુષ લક્ષણ :—

योऽध्रुवेणात्मनानाथा न धर्म न यशः पुमान्।
ईहेत भूतदयया स शोच्यः स्थावरैरपि ॥ मा. ६-१०-८

હે દેવો! જે પુરુષ અવશ્ય નાશ પામનારા પોતાના શરીરથી પ્રાણી પર દયા કરીને ધર્મ તથા યશ પ્રાપ્ત કરવા ઇચ્છતો નથી, તે પુરુષ સ્થાવર પ્રાણીઓ કરતાં પણ શોક કરવા યોગ્ય છે.

૩૨. દરિદ્રી, કૃપણ, સત્તાધીશ અને દુર્બલની વ્યાખ્યા :—

दरिद्रो यस्त्वसन्तुष्टः कृपणो योऽजितेन्द्रियः।
गुणेष्वसक्तधीरीशः गुणसङ्गो विपर्ययः ॥ मा. ११-१९-४४

જે અસંતોષી છે તે જ વાસ્તવિક રીતે "દરિદ્રી" છે.
જે અજિતેન્દ્રિય છે તે જ "કૃપણ" છે.
જેને વિષયોમાં આસક્તિ નથી તે જ "ઈશ્વર" (સમર્થ) છે.
જેને ગુણોમાં આસક્તિ છે તે અનીશ્વર "દુર્બલ" છે.

૩૩. સ્વામી અને સેવકનાં લક્ષણો :—

आशासानो न वै भृत्यः स्वामिन्याशिष आत्मनः।
न स्वामी भृत्यतः स्वाम्यमिच्छन्यो राति चाशिषः ॥
मा. ७-१०-५

જે સેવક પોતાના સ્વામી પાસેથી કામનાઓની આશા રાખે, તે સાચો સેવક નથી અને જે સ્વામી પોતાના સેવક પાસેથી માત્ર સેવાઓને જ ઈચ્છીને પોતાની કામનાઓ પૂર્ણ કરે તે સાચો સ્વામી નથી.

૩૪. મૂર્ખની વ્યાખ્યા :—

૧. मूर्खो देहाद्यहंबुद्धिः । ભા. ૧૧-૧૬-૪૨

દેહ, પુત્ર વગેરેમાં અહં-મમત્વનો ભાવ રાખનાર "મૂર્ખ" છે.

૨. दुराराध्यं समाराध्य विष्णुं सर्वेश्वरेश्वरम् ।
यो वृणीते मनोग्राह्यमसत्त्वात् कुमनीष्यसौ ॥ ભા. ૧૦-૪૮-૧૧

સર્વ દેવોના અધીશ્વર, દુરારાધ્ય ભગવાન વિષ્ણુનું આરાધન કરીને જે માણસ આત્મતત્ત્વના અજ્ઞાનને લીધે મનોગ્રાહ્ય-સાંસારિક સુખ (ઐહિક કે પારલૌકિક) માગે છે, તે મૂર્ખ છે.

૩૫. નરકગામીનું લક્ષણ :—

केवलेन ह्यधर्मेण कुटुम्बभरणोत्सुकः ।
याति जीवोऽन्धतामिस्रं चरमं तमसः पदम् ॥ ભા. ૩-૩૦-૩૩

જે જીવ કેવળ અધર્મથી કુટુમ્બપોષણ કરવામાં જ ઉત્સુક રહે છે, તે 'અંધતામિસ્ર' નામના છેલ્લી કક્ષાના નરકમાં જાય છે,

## (૩) પ્રશંસા અને નિંદા

૩૬. સત્પુરુષપ્રશંસા :—

૧. प्राणैः स्वैः प्राणिनः पान्ति साधवः क्षणभंगुरैः ।
बद्धवैरेषु भूतेषु मोहितेष्वात्ममायया ॥ ભા. ૮-૭-૩૯

જ્યારે સામાન્ય માણસો પરમાત્માની માયાથી મોહિત થઈને નાશવંત દેહને માટે પરસ્પર વૈર બાંધે છે, ત્યારે સત્પુરુષો તો પોતાના પ્રાણોથી પણ પ્રાણીઓનો રક્ષા કરે છે.

૨. तप्यन्ते लोकतापेन साधवः प्रायशो जनाः ।
परमाराधनं तद्धि पुरुषस्याखिलात्मनः ॥ ભા. ૮-૭-૪૪

ઘણું કરીને સાધુપુરુષો લોકોનાં દુઃખથી દુઃખી થાય છે, વસ્તુતઃ

તે જ સમગ્રના આત્મા પરમેશ્વરનું ઉત્તમ આરાધન છે.

૩. श्रेयः कुर्वन्ति भूतानां साधवो दुरत्ययासुभिः ॥ ભા. ૮-૨૦-૭

સત્પુરુષો દુસ્ત્યજ એવા પોતાના પ્રાણોના બલિદાનથી પ્રાણીઓનું કલ્યાણ કરે છે.

૪. सत्यव्रतस्य सततं दीक्षितस्य विशेषतः ।
नानृतं भाषितुं शक्यं ब्रह्मण्यस्य दयावतः ॥ ભા. ૮-૨૧-૧૨

સદા સત્યવ્રતવાળો, યજ્ઞની દીક્ષાવાળો બ્રાહ્મણભક્ત, દયાળુ મહાપુરુષ અસત્ય બોલી શકતો નથી.

૫. न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः ।
ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः ॥
नाग्निर्न सूर्यो न च चन्द्रतारका
न भूर्जलं खं श्वसनोऽथ वाङ्मनः ।
उपासिता भेदकृतो हरन्त्यघं
विपश्चितो घ्नन्ति मुहूर्तसेवया ॥
यस्यात्मबुद्धिः कुणपे त्रिधातुके
स्वधीः कलत्रादिषु भौम इज्यधीः ।
यत्तीर्थबुद्धिः सलिले न कर्हिचि-
ज्जनेष्वभिज्ञेषु स एव गोखरः ॥ ભા. ૧૦-૮૪-૧૧-૧૩

જો કે જળમય તીર્થો તે તીર્થો નથી. માટી કે પથ્થરની મૂર્તિવાળા દેવો તે દેવો નથી. કારણ કે તેઓ ઘણે કાળે પવિત્ર કરે છે, જ્યારે સત્પુરુષો તો દર્શન માત્રથી પવિત્ર કરે છે. અગ્નિ, સૂર્ય, ચન્દ્ર, તારા, પૃથ્વી, જળ, આકાશ, પવન, વાણી અને મન આ બધાં ઉપાસના કરવા છતાં માણસના પાપમૂલક અજ્ઞાનનો નાશ કરતાં નથી. કેમકે તેઓ ભેદબુદ્ધિ કરનારાં છે. ભેદબુદ્ધિ વિનાના વિવેકી પુરુષો માત્ર એક જ મુહૂર્ત સેવા કરવાથી સેવા કરનારના અજ્ઞાનનો નાશ કરે છે. જે મનુષ્યને વાત, પિત્ત અને કફ–એ ત્રણ

કરો છો. જે બ્રાહ્મણો ચિત્તની એકાગ્રતા, તપ, સ્વાધ્યાય તથા સંયમથી વેદમય સ્વરૂપને ધારણ કરે છે તે બ્રાહ્મણોનાં ચરિત્રોનું શ્રવણ તથા દર્શન કરવા માત્રથી મહાપાપીઓ તથા અત્યંજો પણ પવિત્ર થઈ જાય તો પછી તમારા જેવાઓ સાથે સંભાષણ કરવાથી પવિત્ર થાવ એમાં શું આશ્ચર્ય !

૩૯. માતા-પિતાની પ્રશંસા :—

सा पिता सा च जननी यौ पुष्णीतां स्वपुत्रवत् ।
शिशून्बन्धुभिरुत्सृष्टानकल्पैः पोषरक्षणे ॥ भा. १०-४५-२२

પોતાના પોષણ અને રક્ષણ માટે અસમર્થ એવાં બન્ધુઓથી ત્યજાએલાં બાળકોનું જેઓ પોતાનાં છોકરાંની પેઠે પોષણ કરે છે, તેઓ જ તેમનાં માતાપિતા છે.

૪૦. ગૃહસ્થાશ્રમ-પ્રશંસા :—

अयं हि परमो लाभो गृहेषु गृहमेधिनाम् ।
यन्नर्मैर्नीयते यामः प्रियया भीरु भामिनि ॥ भा. १०-६०-३१

હે કોમળ સ્વભાવવાળી ! ગૃહસ્થોને ઘરમાં પોતાની પ્રિયા સાથે હાસ્યવિનોદમાં એક પ્રહર વિતાવવો એ પણ ગૃહસ્થાશ્રમનો મોટો લ્હાવો છે.

૧. अधना अपि ते धन्याः साधवो गृहमेधिनः ।
यद्गृहा ह्यर्हवर्याम्बुतृणभूमीश्वरा वराः ॥ भा. ४-२२-१०

જે ઘરો જળ, ઘાસ, ભૂમિ, ઘરમાલિક તથા બીજા નોકર-ચાકરોવાળાં હોય છે, તેનો પૂજ્ય પુરુષો આશ્રય લે છે. આવા ઉત્તમ ગૃહસ્થો નિર્ધન હોવા છતાં કૃતાર્થ છે.

૨. पितृदेवर्षिमर्त्यानां भूतानामात्मनश्च ह ।
क्षेम्यं वदन्ति शरणं भवेऽस्मिन्यद्गृहाश्रमः ॥ भा. ४-२५-४०

આ સંસારમાં ગૃહસ્થાશ્રમ જ પિતૃઓ, દેવો, ઋષિઓ, મનુષ્યો, બીજાં પ્રાણીઓ તથા પોતાને પણ સુખકારક તથા શરણરૂપ છે એમ વિદ્વાનો કહે છે.

३. यदि न स्याद् गृहे माता पत्नी वा पतिदेवता ।
व्यङ्गेरथ इव प्राज्ञः कोनामासीत दीनवत् ॥ भा. ४-२६-१५

જે ઘરમાં માતા અથવા પતિને દેવ માનનારી પતિવ્રતા સ્ત્રી ન હોય, તે ઘર પૈડાં વિનાના રથ જેવું છે; એવા ઘરમાં કયો ડાહ્યો આણસ દીનની પેઠે પડી રહે?

४. भयं प्रमत्तस्य वनेष्वपिस्या-
द्यतः स आस्ते सहषट्सपत्नः ।
जितेन्द्रियस्यात्मरतेर्बुधस्य
गृहाश्रमः किं नु करोत्यवद्यम् ॥ भा. ५-१-१६

જે મનુષ્ય ઇન્દ્રિયોને વશ રહેનારો હોય, તેને વનમાં પણ ભય જ છે. કેમ કે તે નિત્ય છએ શત્રુઓ (મન તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો અથવા છ શત્રુ કામક્રોધાદિ) સાથે રહે છે. જિતેન્દ્રિય અને આત્મામાં મસ્ત રહેનાર જ્ઞાની પુરુષને ગૃહસ્થાશ્રમ શું નુકશાન કરે? ઇન્દ્રિયોને જીતીને ગૃહસ્થાશ્રમ સેવનાર કદીય દુઃખી થતો નથી.

५. सिद्धैर्यज्ञावशिष्टार्थैः कल्पयेद् वृत्तिमात्मनः ।
शेषे स्वत्व त्यजन्प्राज्ञः पदवीं महतामियात् ॥ भा. ७-१४-१४

વિવેકી ગૃહસ્થે દૈવયોગે પ્રાપ્ત થયેલાં, અને પાંચ મહાયજ્ઞો કરતાં બાકી રહેલાં અન્નાદિથી પોતાની આજીવિકા કરવી જોઇએ. આમ કરતાં-પંચ મહાયજ્ઞ કરતા-બાકી રહેલા ધન ઉપરની મમતાનો ત્યાગ કરનાર ગૃહસ્થ પરમહંસગતિને પ્રાપ્ત થાય છે.

૪૧. પુત્રપ્રશંસા :—

पुत्रेण जयते लोकानिति सत्यवती श्रुतिः । भा. ४-२१-४६

પુત્ર વડે મનુષ્ય સર્વ લોકને જીતે છે-આ વેદવચન સત્ય છે.

૪૨. અસત્પુરુષનિંદા

१. कर्मण्यकोविदाः स्तब्धा मूर्खाः पण्डितमानिनः ।
वदन्ति चाटुकान्मूढा यया माध्व्या गिरोत्सुकाः ॥

કરો છો. જે બ્રાહ્મણો ચિત્તની એકાગ્રતા, તપ, સ્વધ્યાય તથા સંયમથી વેદમય સ્વરૂપને ધારણ કરે છે તે બ્રાહ્મણોનાં ચરિત્રોનું શ્રવણ તથા દર્શન કરવા માત્રથી મહાપાપીઓ તથા અત્યંજો પણ પવિત્ર થઈ જાય તો પછી તમારા જેવાઓ સાથે સંભાષણ કરવાથી પવિત્ર થાય એમાં શું આશ્ચર્ય !

૩૯. માતા-પિતાની પ્રશંસા :—

स पिता सा च जननी यौ पुष्णीतां स्वपुत्रवत् ।
शिशून्बन्धुभिरुत्सृष्टानकल्पैः पोषरक्षणे ॥ भा. १०-४५-२२

પોતાના પોષણ અને રક્ષણ માટે અસમર્થ એવાં બન્ધુઓથી ત્યજાએલાં બાળકોનું જેઓ પોતાનાં છોકરાંની પેઠે પોષણ કરે છે, તેઓ જ તેમનાં માતાપિતા છે.

૪૦. ગૃહસ્થાશ્રમ-પ્રશંસા :—

अयं हि परमो लाभो गृहेषु गृहमेधिनाम् ।
यन्नर्मैर्नीयते यामः प्रियया भीरु भामिनि ॥ भा. १०-६०-३१

હે કોમળ સ્વભાવવાળી ! ગૃહસ્થોને ઘરમાં પોતાની પ્રિયા સાથે હાસ્યવિનોદમાં એક પ્રહર વિતાવવો એ પણ ગૃહસ્થાશ્રમનો મોટો લ્હાવો છે.

૧. अधना अपि ते धन्याः साधवो गृहमेधिनः ।
यद्गृहा ह्यर्हवर्याम्बुतृणभूमीश्वरा वराः ॥ भा. ४-२२-१०

જે ઘરો જળ, ઘાસ, ભૂમિ, ઘરમાલિક તથા બીજા નોકર-ચાકરોવાળાં હોય છે, તેનો પૂજ્ય પુરુષો આશ્રય લે છે. આવા ઉત્તમ ગૃહસ્થો નિર્ધન હોવા છતાં કૃતાર્થ છે.

૨. पितृदेवर्षिमर्त्यानां भूतानामात्मनश्च ह ।
क्षेम्यं वदन्ति शरणं भवेऽस्मिन्यद्गृहाश्रमः ॥ भा. ४-२५-४१

આ સંસારમાં ગૃહસ્થાશ્રમ જ પિતૃઓ, દેવો, ઋષિઓ, મનુષ્યો, બીજાં પ્રાણીઓ તથા પોતાને પણ સુખકારક તથા શરણરૂપ છે એમ વિદ્વાનો કહે છે.

૩. यदि न स्याद् गृहे माता पत्नी वा पतिदेवता ।
व्यङ्गेरथ इव प्राज्ञः कोनामासीत दीनवत् ॥ भा. ४-२६-१५

જે ઘરમાં માતા અથવા પતિને દેવ માનનારી પતિવ્રતા સ્ત્રી ન હોય, તે ઘર પૈડાં વિનાના રથ જેવું છે; એવા ઘરમાં કયો ડાહ્યો માણસ દીનની પેઠે પડી રહે?

૪. भयं प्रमत्तस्य वनेष्वपिस्या-
द्यतः स आस्ते सहषट्सपत्नः ।
जितेन्द्रियस्यात्मरतेर्बुधस्य
गृहाश्रमः किं नु करोत्यवद्यम् ॥ भा. ५-१-१६

જે મનુષ્ય ઇન્દ્રિયોને વશ રહેનારો હોય, તેને વનમાં પણ ભય જ છે. કેમકે તે નિત્ય છએ શત્રુઓ (મન તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો અથવા છ શત્રુ કામક્રોધાદિ) સાથે રહે છે. જિતેન્દ્રિય અને આત્મામાં મસ્ત રહેનાર જ્ઞાની પુરુષને ગૃહસ્થાશ્રમ શું નુકશાન કરે? ઇન્દ્રિયોને જીતીને ગૃહસ્થાશ્રમ સેવનાર કદીય દુઃખી થતો નથી.

૫. सिद्धैर्यज्ञावशिष्टार्थैः कल्पयेद् वृत्तिमात्मनः ।
शेषे स्वत्वं त्यजन्प्राज्ञः पदवीं महतामियात् ॥ भा. ७-१४-१४

વિવેકી ગૃહસ્થે દૈવયોગે પ્રાપ્ત થયેલાં, અને પાંચ મહાયજ્ઞો કરતાં બાકી રહેલાં અન્નાદિથી પોતાની આજીવિકા કરવી જોઇએ. આમ કરતાં–પંચ મહાયજ્ઞ કરતા–બાકી રહેલા ધન ઉપરની મમતાનો ત્યાગ કરનાર ગૃહસ્થ પરમહંસગતિને પ્રાપ્ત થાય છે.

૪૧. પુત્રપ્રશંસા :—

पुत्रेण जयते लोकानिति सत्यवती श्रुतिः । भा. ४-२१-४६

પુત્ર વડે મનુષ્ય સર્વ લોકને જીતે છે–આ વેદવચન સત્ય છે.

૪૨. અસત્પુરુષનિંદા

૧. कर्मण्यकोविदाः स्तब्धा मूर्खाः पण्डितमानिनः ।
वदन्ति चाटुकान्मूढा यया माध्व्या गिरोत्सुकाः ॥

रजसा घोरसङ्कल्पाः कामुका अहिमन्यवः ।
दाम्भिका मानिन पापा विहसन्त्यच्युतप्रियान् ॥
वदन्ति तेऽन्योन्यमुपासितस्त्रियो
गृहेषु मैथुन्यपरेषु चाशिषः ।
यजन्त्यसृष्टान्नविधानदक्षिणं
वृत्त्यै परं घ्नन्ति पशूनतद्विदः ॥
श्रिया विभूत्याभिजनेन विद्यया
त्यागेन रूपेण बलेन कर्मणा ।
जातस्मयेनान्धधियः सहेश्वरान्
सतोऽवमन्यन्ति हरिप्रियान् खलाः ॥
सर्वेषु शश्वत्तनुभृत्स्ववस्थितं
यथाखमात्मानमभीष्टमीश्वरम् ।
वेदोपगीतं च न शृण्वतेऽबुधा
मनोरथानां प्रवदन्ति वार्तया ॥ भा. ११-५-६-१०

કર્મના વિષયમાં અજાણ્યા (છતાં જ્ઞાનીઓને ન પૂછતા), અભિમાની અને મૂર્ખ છતાં પોતાને પંડિત માનતા મૂઢ પુરુષો વેદની ફળદર્શક વાણીથી ઉત્સુક બની જઇને ('અમે અપ્સરાઓ સાથે 'વિહાર કરીશું' એવાં એવાં) પ્રિય વાક્યો બોલ્યા કરે છે. આવા કર્મજડ મનુષ્યો રજોગુણને લીધે ઘોર સંકલ્પોવાળા, અનેક જાતની કામનાઓથી ઘેરાયેલા, સર્પ જેવા ક્રોધી, દંભી, અભિમાની, પાપી, તથા ભગવાનના ભક્તોની હાંસી કરનારા હોય છે. તેઓ સ્ત્રીઓની જ સેવા કરનારા અને મૈથુનસુખમાં જ લીન રહીને ઘરોમાં અનેક જાતના મનોરથો કરે છે. વળી તેઓ અન્નવિધાન તેમજ દક્ષિણા આપ્યા વગર (ઢોંગથી જ) યજ્ઞો કરે છે, કેવળ આજીવિકા માટે પશુઓનો ઘાત કરે છે, પણ હિંસાથી કેવા દોષો લાગે છે તે તો જાણતા નથી. લક્ષ્મી, ઐશ્વર્ય, મોટું કુટુમ્બ, વિદ્યા, દાન, રૂપ, બળ,

કર્મ—આ બધાથી ઉત્પન્ન થયેલા ગર્વને લીધે અંધ બુદ્ધિવાળા તે ખલ પુરુષો ઈશ્વરનું તથા શ્રીહરિના ભક્તોનું અપમાન કરે છે. જે પરમેશ્વર સર્વ પ્રાણીઓમાં આત્મારૂપે રહેલા છે છતાં આકાશની પેઠે નિ:સંગ છે, પ્રિય પુરુષાર્થરૂપ છે, અને વેદમાં પણ એ રીતે જ ગવાયેલા છે તે ઈશ્વરને એ મૂર્ખાઓ સાંભળતા નથી અને મનોરથોની —સ્વાર્થની જ વાતો કરે છે.

२. द्विषन्तः परकायेषु स्वात्मानं हरिमीश्वरम् ।
मृतके सानुबन्धेऽस्मिन् बद्धस्नेहाः पतन्त्यधः ॥
ये कैवल्यमसंप्राप्ता ये चातीताश्च मूढताम् ।
त्रैवर्गिका ह्यक्षणिका आत्मानं घातयन्ति ते ॥
एत आत्महनोऽशान्ता अज्ञाने ज्ञानमानिनः ।
सीदन्त्यकृतकृत्या वै कालध्वस्तमनोरथाः ॥
हित्वात्यायासरचिता गृहापत्यसुहृच्छ्रियः ।
तमो विशन्त्यनिच्छन्तो वासुदेवपराङ्मुखाः ॥

भा. ११-५-१५-१८

જે મનુષ્યો બીજાનાં શરીરોમાં રહેલા પોતાના આત્મારૂપ શ્રીહરિનો દ્વેષ કરે છે અને પુત્રાદિ પરિવાર સહિત મુડદાં જેવા આ શરીર પર સ્નેહ રાખે છે, તેઓ નરકમાં પડે છે. જેઓ કૈવલ્ય-તત્ત્વજ્ઞાનને પામ્યા નથી, પણ મૂઢપણાને ઓળંગી ગયા હોય છે એવા અર્ધદગ્ધ સ્થિતિવાળાઓ ધર્મ, અર્થ અને કામને જ મુખ્ય માનનારા હોય છે. તેમને શાંતિની એક ક્ષણ પણ મળતી નથી. આવા લોકો પોતે જ પોતાના આત્માનો ઘાત કરે છે—આત્માને સંસારમાંથી મુક્ત કરી શકતા નથી. આવા આત્મઘાતી પુરુષો શાંતિ રહિત, અજ્ઞાનમાં (કર્મમાં) જ્ઞાન માનનારા હોય છે. અને કાળ તેમના મનોરથોનો નાશ કરે છે. તેવા એ પુરુષો અકૃતાર્થ રહીને દુઃખી જ થયા કરે છે. તે ભગવાનથી વિમુખ થયેલા પુરુષો, અત્યંત પરિશ્રમથી સંપા-

દન કરેલાં ઘર, સંતાન, સ્નેહીઓ તથા સંપત્તિઓનો ત્યાગ કરી પોતે ઇચ્છતા નથી તો પણ નરકમાં પડે છે.

**૪૩. પૌરોહિત્ય-નિંદા :—**

विगर्हितं धर्मशीलैर्ब्रह्मवर्चउपव्ययम् ॥ ભા. ૬-૭-૩૫

પુરોહિતપદ ધર્મશીલ પુરુષોએ નિંદ્ય ગણેલું છે, કેમકે તે બ્રહ્મતેજનો નાશ કરે છે.

**૪૪. અધમ આશ્રમીઓની નિંદા :—**

गृहस्थस्य क्रियात्यागो व्रतत्यागो बटोरपि।
तपस्विनो ग्रामसेवा भिक्षोरिन्द्रियलोलता॥
आश्रमापसदा ह्येते खल्वाश्रमविडम्बकाः।
देवमायाविमूढांस्तानुपेक्षेतानुकम्पया॥ ભા. ૭-૧૫-૩૮-૩૯

ગૃહસ્થ હોવા છતાં ક્રિયાઓનો ત્યાગ કરે, બ્રહ્મચારી હોવા છતાં બ્રહ્મચર્યાદિ વ્રતોનો ત્યાગ કરે, વાનપ્રસ્થી છતાં ગામમાં નિવાસ કરે અને સંન્યાસી છતા ઇન્દ્રિયોની લોલુપતા રાખે તે સર્વ અધમ આશ્રમીઓ પોતાના આશ્રમધર્મનો અપયશ કરનારા હોય છે. પરમાત્માની માયાથી મૂઢ બનેલા તેઓ ઉપર દયા કરીને તેમની ઉપેક્ષા કરવી.

**૪૫. ગૃહસ્થાશ્રમ-નિંદા :—**

व्यालालयद्रुमा वै तेऽप्यरिक्ताखिलसम्पदः।
यद्गृहास्तीर्थपादीयपादतीर्थविवर्जिता॥ ભા. ૪-૨૨-૧૧

જેઓનાં ઘર ભગવદ્‌ભક્તોનાં ચરણરૂપી તીર્થથી શૂન્ય છે, તે ઘર ભલે પરિપૂર્ણ સંપત્તિવાળાં હોય, તો પણ સર્પોને રહેવાનાં વૃક્ષો જેવાં છે.

**૪૬. સંતાન-નિંદા :—**

प्रायेणाभ्यर्थितो देवो येऽप्रजा गृहमेधिनः।
कद्रपत्यभृतं दुःखं ये न विन्दन्ति दुर्भरम्॥

यतः पापीयसीकीर्तिरधर्मश्च महान्नृणाम् ।
यतो विरोधः सर्वेषां यत आधिरनन्तकः ॥
कस्तं प्रजापदेशं वै मोहबन्धनमात्मनः ।
पण्डितो बहुमन्येत यदर्थाः क्लेशदा गृहाः ॥
कद्पत्यं वरं मन्ये सदपत्याच्छुचां पदात् ।
निर्विद्येत गृहान्मर्त्यो यत्क्लेशनिवहा गृहाः ॥
भा. ४-१३-४३-४६

જે ગૃહસ્થાશ્રમીઓ સંતાન રહિત છે, તેઓએ જ સંપૂર્ણ રીતે ભગવાનનું પૂજન કર્યું છે. કેમકે તેઓ દુષ્ટ સંતાનોથી ઉત્પન્ન થનારાં અસહ્ય દુઃખને પામતા નથી. જેનાથી મનુષ્યોને પાપીયસી અપકીર્તિ ને અધર્મ પ્રાપ્ત થાય છે, સર્વની સાથે વિરોધ થાય છે અને અનંત માનસિક પીડા ઉત્પન્ન થાય છે. એવાં તે સંતાનરૂપી આત્માંના મહાબંધનને કયો પંડિત પુરુષ શ્રેષ્ઠ માને કે જેને લીધે ઘર પણ દુઃખદાયી થઈ પડે પણ વસ્તુતઃ ઉત્તમ સંતાન કરતાં દુષ્ટ સંતાનને જ હું શ્રેષ્ઠ માનું છું, કેમકે એ દુષ્ટ સંતાનને લીધે મનુષ્ય શોકના સ્થાનરૂપી ઘરથી વૈરાગ્ય પામે છે.

૪૭. કુપુત્ર-નિંદા :—

वन्ध्यत्वं तु समीचीनं कुपुत्रो दुःखदायकः । भा. माहात्म्य ४-७१

દુઃખ આપનાર કુપુત્ર કરતાં વંધ્યત્વ સારું છે.

૪૮. અસતી નિંદા :—

व्यूढायाश्चापि पुंश्चल्या मनोऽभ्येति नवं नवम् ।
बुधोऽसतीं न बिभृयात् तां बिभ्रदुभयच्युतः ॥ भा. १०-६०-४८

વ્યભિચારણી સ્ત્રી પરણે તો પણ તેનું મન નવા નવા પુરુષોમાં જાય છે. ડાહ્યા પુરુષે તેવી વ્યભિચારણી સ્ત્રીનું પોષણ કરવું નહિ. કારણ કે તેમ કરનાર આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે.

૪૯. ચારિત્ર્યહીન સ્ત્રીની નિંદા :—

सालावृकाणां स्त्रीणां च स्वैरिणीनां सुरद्विषः
सख्यान्याहुरनित्यानि नूत्नं नूत्नं विचिन्वताम् ॥ भा. ८-९-१०

હે દૈત્યો! કૂતરાંઓ અને વ્યભિચારિણી સ્ત્રીઓ હંમેશાં નવું નવું શોધે છે. માટે તેઓની મિત્રતાને વિદ્વાનો અનિત્ય માને છે.

**૫૦. પ્રજાહીન સ્ત્રીની નિંદા :—**

धिगप्रजां स्त्रियं पापां पत्युश्चागृहसम्मताम् ।
सुप्रजाभिः सपत्नीभिर्दासीमिव तिरस्कृताम् ॥ भा. ६-१४-४०

પતિ પાસે તથા ઘરમાં જેને માન નથી, અને ઉત્તમ પ્રજાવાળી શોક્યો જેનો તિરસ્કાર કરે છે, એવી પ્રજારહિત સ્ત્રીને ધિક્કાર છે.

**૫૧. દુર્જન-નિંદા :—**

असुराणां सुधादानं सर्पाणामिव दुर्नयम् ॥ भा. ८-६-१९

અસુરોને અમૃત આપવું તે સર્પોને દૂધ આપવા જેવું અનુચિત છે.

**૫૨. કૃપણ-નિંદા :—**

૧. प्रायेणार्थाः कदर्याणां न सुखाय कदाचन ।
इह चात्मोपतापाय मृतस्य नरकाय च ॥ भा. ११-२३-१५

ઘણું કરીને લોભી માણસોનું ધન કદી પણ સુખદાયક થતું નથી. કારણ કે આ લોકમાં તે ધન તેને સંતાપકારક છે અને પરલોકમાં નરક આપનાર છે.

૨. देवर्षिपितृभूतानि ज्ञातीन् बन्धूंश्च भागिनः ।
असंविभज्य चात्मानं यक्षवित्तः पतत्यधः ॥ भा. ११-२३-२८

દેવોને, ઋષિઓને, પિતૃઓને, પ્રાણીઓને, જાતિના માણસોને, બંધુઓને તથા ભાગીદારોને જે મનુષ્ય અન્ન વગેરેથી ન સંતોષતાં યક્ષની પેઠે ધનનો સંગ્રહ કરે છે તે મનુષ્ય અધોગતિમાં પડે છે.

**૫૩. કામી-નિંદા :—**

तस्मिन्कलेवरेऽमेध्ये तुच्छनिष्ठे विषज्जते
अहो सुभद्रं सुनसं सुस्मितं च मुखं स्त्रियः ।
त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसंहतौ
विण्मूत्रपूये रमतां ११-२६-१०

यतः पापीयसीकीर्तिरधर्मश्च महान्नृणाम् ।
यतो विरोध: सर्वेषां यत आधिरनन्तक: ॥
कस्तं प्रजापदेशं वै मोहबन्धनमात्मनः ।
पण्डितो बहुमन्येत यदर्थाः क्लेशदा गृहाः ॥
कद्पत्यं वरं मन्ये सदपत्याच्छुचां पदात् ।
निर्विद्येत गृहान्मर्त्यो यत्क्लेशनिवहा गृहाः ॥
भा. ४-१३-४३-४६

જે ગૃહસ્થાશ્રમીઓ સંતાન રહિત છે, તેઓએ જ સંપૂર્ણ રીતે ભગવાનનું પૂજન કર્યું છે. કેમકે તેઓ દુષ્ટ સંતાનોથી ઉત્પન્ન થનારાં અસહ્ય દુઃખને પામતા નથી. જેનાથી મનુષ્યોને પાપીયસી અપકીર્તિ ને અધર્મ પ્રાપ્ત થાય છે, સર્વની સાથે વિરોધ થાય છે અને અનંત માનસિક પીડા ઉત્પન્ન થાય છે. એવાં તે સંતાનરૂપી આત્માંના મહાબંધનને કયો પંડિત પુરુષ શ્રેષ્ઠ માને કે જેને લીધે ઘર પણ દુઃખદાયી થઈ પડે પણ વસ્તુતઃ ઉત્તમ સંતાન કરતાં દુષ્ટ સંતાનને જ હું શ્રેષ્ઠ માનું છું, કેમકે એ દુષ્ટ સંતાનને લીધે મનુષ્ય શોકના સ્થાનરૂપી ઘરથી વૈરાગ્ય પામે છે.

૪૭. કુપુત્ર-નિંદા :—

वन्ध्यत्वं तु समीचीनं कुपुत्रो दु:खदायकः । भा. माहात्म्य ४-७१

દુઃખ આપનાર કુપુત્ર કરતાં વંધ્યત્વ સારૂં છે.

૪૮. અસતી નિંદા :—

व्यूढायाश्चापि पुंश्चल्या मनोऽभ्येति नवं नवम् ।
बुधोऽसतीं न बिभृयात् तां बिभ्रदुभयच्युतः ॥ भा. १०-६०-४८

વ્યભિચારણી સ્ત્રી પરણે તો પણ તેનું મન નવા નવા પુરુષોમાં જાય છે. ડાહ્યા પુરુષે તેવી વ્યભિચારણી સ્ત્રીનું પોષણ કરવું નહિં કારણ કે તેમ કરનાર આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે.

૪૯. ચારિત્ર્યહીન સ્ત્રીની નિંદા :—

सालावृकाणां स्त्रीणां च स्वैरिणीनां सुरद्विषः
सख्यान्याहुरनित्यानि नूत्नं नूत्नं विचिन्वताम् ॥ भा. ८-९-१०

હે દૈત્યો! કૂતરાંઓ અને વ્યભિચારિણી સ્ત્રીઓ હંમેશાં નવું નવું શોધે છે. માટે તેઓની મિત્રતાને વિદ્વાનો અનિત્ય માને છે.

**૫૦. પ્રજાહીન સ્ત્રીની નિંદા :—**

धिगप्रजां स्त्रियं पापां पत्युश्चागृहसंमताम् ।
सुप्रजाभिः सपत्नीभिर्दासीमिव तिरस्कृताम् ॥ भा. ६-१४-४०

પતિ પાસે તથા ઘરમાં જેને માન નથી, અને ઉત્તમ પ્રજાવાળી શોક્યો જેનો તિરસ્કાર કરે છે, એવી પ્રજારહિત સ્ત્રીને ધિક્કાર છે.

**૫૧. દુર્જન-નિંદા :—**

असुराणां सुधादानं सर्पाणामिव दुर्नयम् ॥ भा. ८-९-१९

અસુરોને અમૃત આપવું તે સર્પોને દૂધ આપવા જેવું અનુચિત છે.

**૫૨. કૃપણ-નિંદા :—**

१. प्रायेणार्थाः कदर्याणां न सुखाय कदाचन ।
इह चात्मोपतापाय मृतस्य नरकाय च ॥ भा. ११-२३-१५

ઘણું કરીને લોભી માણસોનું ધન કદી પણ સુખદાયક થતું નથી. કારણ કે આ લોકમાં તે ધન તેને સંતાપકારક છે અને પરલોકમાં નરક આપનાર છે.

२. देवर्षिपितृभूतानि ज्ञातीन् बन्धूंश्च भागिनः ।
असंविभज्य चात्मानं यक्षवित्तः पतत्यधः ॥ भा. ११-२३-२४

દેવોને, ઋષિઓને, પિતૃઓને, પ્રાણીઓને, જ્ઞાતિના માણસોને, બંધુઓને તથા ભાગીદારોને જે મનુષ્ય અન્ન વગેરેથી ન સંતોષતાં કેવળ યક્ષની પેઠે ધનનો સંગ્રહ કરે છે તે મનુષ્ય અધોગતિમાં પડે છે.

**૫૩. કામી-નિંદા :—**

तस्मिन्कलेवरेऽमेध्ये तुच्छनिष्ठे विषज्जते
अहो सुभद्रं सुनसं सुस्मितं च मुखं स्त्रियः ।
त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसंहतौ
विण्मूत्रपूये रमतां कृमीणां कियदन्तरम् ॥ भा. ११-२६-२०-२१

અપવિત્ર અને તુચ્છ પરિણામવાળાં શરીરમાં પુરુષ આસક્ત થાય છે અને માને છે કે અહો ! આ સ્ત્રીનું મુખ કેવું સુખકારક, સુંદર નાકવાળું, અને મનોહર મંદ હાસ્યવાળું છે. ત્વચા-ચામડી, માંસ, રુધિર, સ્નાયુ, મેદ, મજ્જા અને હાડકાંના સમુદાયરૂપ વિષ્ટા અને મૂત્રથી દુર્ગંધવાળા આ શરીરમાં રમણ કરનારા પુરુષોમાં અને કીડામાં શો ફેર છે ? કંઇ જ અંતર નથી.

૫૪. રાજ-નિંદા :

मातरं पितरं भ्रातॄन् सर्वांश्च सुहृदस्तथा।
घ्नन्ति ह्यसुतृपो लुब्धा राजानः प्रायशो भुवि। भा.१०-१-६७

ખરેખર ! આ પૃથ્વી ઉપર જે રાજાઓ લોભી અને પોતાનું જ પોષણ કરનારા હોય છે, તેઓ ઘણું કરીને પોતાની માતાનો, પિતાનો, ભાઇઓનો, તથા સંબંધીઓનો પણ વિનાશ કરે છે.

૫૫. કુસેવક નિંદા :—

यन्नामानि च गृह्णाति लोको भृत्ये कृतागसि।
सोऽसाधुवादस्तत्कीर्तिं हन्तित्वचमिवामयः ॥ भा. ६-१६-५

સેવક જ્યારે કોઇનો અપરાધ કરે છે, ત્યારે લોકો તે સેવકના સ્વામીનું નામ પણ તેની સાથે જ લે છે; અને તેથી થતી સ્વામીની નિંદા, કોઢનો રોગ જેમ ચામડીનો નાશ કરે છે, તેમ સ્વામીની કીર્તિનો નાશ કરે છે.

## ૪. માનવ (બ્રાહ્મણ)

૫૬. બ્રાહ્મણ ગુરુ છે :—

ब्राह्मणो नितरां गुरुः ॥                                   भा. १-७-४३

બ્રાહ્મણ સર્વનો ગુરુ છે, એમાં સંશય નથી.

૫૭. બ્રાહ્મણનો દંડ :—

वपनं द्रविणादानं स्थानान्निर्यापणं तथा।
एष हि ब्रह्मबन्धूनां वधो नान्योऽस्ति दैहिकः ॥ भा. १-७-५७

મસ્તક મૂંડી નાખવું, ધન ખૂંચવી લેવું અને સ્થાનમાંથી કાઢી કાઢવો-એ નીચ બ્રાહ્મણોનો વધ છે, એ સિવાય બ્રાહ્મણોનો શારીરિક વધ થતો નથી.

૫૮. બ્રાહ્મણનું દૈવત-ભગવાન :—

विप्राणां देवदेवानां भगवानात्मदैवतम् ॥ भा. ३-१६-१७

દેવોના દેવ બ્રાહ્મણોનું પરમ દૈવત ભગવાન છે.

૫૯. બ્રાહ્મણ કુલની સેવા :—

सर्वात्मना ब्रह्मकुलं निषेव्यताम् । भा. ४-२१-३९

માણસોએ સર્વ રીતે બ્રાહ્મણકુલની સેવા કરવી.

૬૦. બ્રાહ્મણત્વના નાશનું કારણ :—

ब्राह्मण समदृक् शान्तो दीनानां समुपेक्षकः ।
स्रवते ब्रह्म तस्यापि भिन्नभाण्डात्पयो यथा ॥ भा. ४-१४-४१

બ્રાહ્મણ સમદૃષ્ટિવાળો અને શાંત હોવા છતાં જો તે દુઃખી પ્રાણીઓની ઉપેક્ષા કરે તો તેના તપનો, જેમ ફૂટેલા વાસણમાંથી પાણી નીકળી જાય છે તેમ નાશ થાય છે.

૬૧. ગોદાનપાત્ર બ્રાહ્મણો :—

स्वलंकृतेभ्यो गुणशीलवद्‌भ्यः
सीदत्कुटुम्बेभ्य ऋतव्रतेभ्यः ।
तपःश्रुतब्रह्मवदान्यसद्‌भ्यः
प्रादां युवभ्यो द्विजपुङ्गवेभ्यः ॥ भा. १०-६४-१

ગુણ અને શીલથી વિભૂષિતઃ દુઃખી કુટુમ્બવાળા, સત્યવ્રતવાળા, તપથી પ્રખ્યાત, સારી રીતે વેદ ભણેલા ઉત્તમ અને યુવાન શ્રેષ્ઠ બ્રાહ્મણોને ગાયોનું દાન આપવું જોઈએ.

૬૨. કયા બ્રાહ્મણના આશીર્વાદ ફળે છે :—

येऽसूयानृतदम्भेर्ष्याहिंसामान विवर्जिता ।
न तेषां सत्यशीलानामाशिषो विफलाः कृताः ॥ भा. १०-७-१३

જે બ્રાહ્મણો અસૂયા, અસત્ય, દંભ, ઈર્ષ્યા, હિંસા તથા અભિમાનથી રહિત હોય, તે સત્યશીલ બ્રાહ્મણોના આશીર્વાદ કદી નિષ્ફળ થતા નથી.

## ૫. માનવ (ક્ષત્રિય)

૬૩. રાજા પ્રજાનો રક્ષક છે:—

लोकानां पितरौ बन्धुर्दृशः पक्ष्म स्त्रियाः पतिः
पतिः प्रजानां भिक्षूणां गृह्यज्ञानां बुधः सुहृत् ॥ ભા. ૬-૪-૧૨

જેમ બાલકોના બંધુ માતાપિતા છે, નેત્રોનું રક્ષણ કરનાર પાંપણો છે, સ્ત્રીનું રક્ષણ કરનાર તેનો પતિ છે, ભિક્ષુકોનું રક્ષણ કરનાર ગૃહસ્થો છે, અને અજ્ઞાનીઓનો બંધુ જ્ઞાની છે; તેમ પ્રજાઓનો બંધુ (રક્ષક) પ્રજાપતિ–રાજા છે.

૬૪. રાજાની મહત્તા:—

सर्ववेदमयो विप्रः सर्वदेवमयो नृपः । મા. ૭-૧૧-૨૦

બ્રાહ્મણ સર્વવેદમય છે અને રાજા સર્વદેવમય છે.

૬૫. રાજા સર્વપ્રાણીમય છે:—

सर्वभूतमयो नृपः ॥ ભા. ૧૦-૪૩-૩૫

રાજા સર્વપ્રાણીમય છે.

૬૬. રાજાએ કોનો નાશ કરવો જોઈએ?:—

पुमान्योषिदुतक्लीब आत्मसम्भावनोऽधमः ।
भूतेषु निरनुक्रोशो नृपाणां तद्वधोऽवधः ॥ ભા. ૪-૧૭-૨૬

જે કોઈ પુરુષ, સ્ત્રી કે નપુંસક પોતાને બહુ મોટો માનતો હોય, અધમ અને ક્રૂર હોય તેનો રાજાએ વધ કરવો જોઈએ. (કેમ કે) તે વધ દોષજનક નથી.

૬૭. રાજાની રમત:—

अक्षैर्दीव्यन्ति राजानो बाणैश्च...... । ભા. ૧૦-૬૧-૩૫

રાજાઓ બાણો અથવા પાસાથી જ રમે છે (બીજાથી નહિ).

૬૮. કયા રાજાની પ્રજા દુઃખી થાય છે :—

हिंसाविहारं नृपतिं दुःशीलमजितेन्द्रियम् ।
प्रजा भजन्त्यः सीदन्ति दरिद्रा नित्यदुःखिताः ॥ भा. १०-८६-२५

હિંસા કરવાના શોખવાળા, દુષ્ટ ચરિત્રવાળા અને અસંયમી રાજાની પ્રજા નિર્ધન બને છે અને હંમેશાં દુઃખી થાય છે.

૬૯. દુષ્ટ રાજાનો અધઃપાત—

य उद्धरेत्करं राजा प्रजा धर्मेष्वशिक्षयन् ।
प्रजानां शमलं भुङ्क्ते भगं च स्वं जहाति सः ॥ भा. ४-२१-२४

જે રાજા પ્રજાને ધર્મનું શિક્ષણ આપતો નથી, છતાં તેની પાસેથી કર લે છે, તે રાજા પ્રજાનું પાપ ભોગવે છે અને પોતાના ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે.

## ૬. માનવ (સ્ત્રી)

૭૦. સ્ત્રીની મહત્તા :—

सर्वाश्रमानुपादाय स्वाश्रमेण कलत्रवान् ।
व्यसनार्णवमत्येति जलयानैरिवार्णवम् ॥
यामाहुरात्मनो ह्यर्धं श्रेयस्कामस्य मानिनि ।
यस्यां स्वधुरमध्यस्य पुमांश्चरति विज्वरः ॥
यामाश्रित्येन्द्रियारातीन् दुर्जयानितराश्रमैः ।
वयं जयेम हेलाभिर्दस्यून्दुर्गपतिर्यथा ॥ भा. ३-१४-१७-१९

જેમ નૌકાઓ વડે મનુષ્ય સમુદ્રને તરે છે, તેમ સ્ત્રીવાળો ગૃહસ્થાશ્રમી પુરુષ, બ્રહ્મચર્યાદિ સર્વ આશ્રમોને દુઃખસમુદ્રમાંથી તારે છે અને પોતે પણ તરે છે. આથી સ્ત્રીને વિદ્વાનો પોતાનું અર્ધું અંગ કહે છે, અને તેના ઉપર પોતાનો સર્વ ભાર નાખીને પુરુષ નિશ્ચિંત થઈને ફરે છે. જેમ કોઈ કિલ્લાનો આશ્રય કરીને તેનો પતિ ચોર કે શત્રુઓને જીતે છે, તેમ બીજા આશ્રમીઓથી દુર્જય ઇન્દ્રિયોરૂપી શત્રુઓને માણસ સ્ત્રીરૂપી કિલ્લાથી રમતમાત્રમાં જીતે છે.

૭૧. સ્ત્રી પુરુષનું અર્ધું અંગ છે:—

विलोक्यैकान्तभूतानि भूतान्यादौ प्रजापतिः ।
स्त्रियं चक्रे स्वदेहार्धं यया पुंसां मतिर्हृता ॥ भा. ६-१८-३०

પૂર્વે સૃષ્ટિની પહેલાં સર્વ પ્રાણીઓને કેવળ નિઃસંગ જોઈને પ્રજાપતિએ પોતાના અર્ધા શરીરને સ્ત્રીરૂપે ઉત્પન્ન કર્યું. જે સ્ત્રીને લીધે પુરુષોની બુદ્ધિ હરાય છે.

૭૨. સ્ત્રીનો ઉપાસ્યદેવ પતિ:—

पतिरेव हि नारीणां दैवतं परमं स्मृतम् ।
मानसः सर्वभूतानां वासुदेवः श्रियः पतिः ॥ भा. ६-१७-३३

સ્ત્રીઓનો પરમ દેવ પતિ સર્વ પ્રાણીઓના મનમાં રહેનાર લક્ષ્મીપતિ વાસુદેવ રૂપ જ છે.

૭૩. સ્ત્રી-વધનું ફળ:—

स्त्रियाः स्वसुर्गुरुमत्या वधोऽयं यशः श्रियं हन्त्यनुकालमायुः ॥
भा. १०-२-२१

એક તો સ્ત્રી જાતિ, તેમાં પણ પોતાની બહેન અને તે પણ સગર્ભા, તેનો નાશ કરવો તે યશ, લક્ષ્મી તથા આયુષ્યનો નાશ કરનાર છે.

## ૭. માનવ (સત્પુરુષ)

૭૪. સત્પુરુષની મહત્તા:—

प्रायशः साधवो लोके परैर्द्वन्द्वेषु योजिताः ।
न व्यथन्ति न हृष्यन्ति यत आत्मा गुणाश्रयः भा. ९-१८-५०

જગતમાં શત્રુ કે બીજા કોઈ વડે સુખી અથવા દુઃખી બનેલા સત્પુરુષો આનંદ કે ખેદ પામતા નથી. કારણ કે તેઓ માને છે કે આત્મા ગુણોથી પર છે.

૭૫. સત્પુરુષોનો મહાગુણ-ગુણપરીક્ષા:—

दोषान्परेषां हि गुणेषु साधवो
गृह्णन्ति केचिन्न भवादृशा द्विज ।

કામાદિ કષાયો (મેલ) જેઓના બળ્યા નથી એવા અપૂર્ણ યોગીઓને મારાં (પરમાત્માનાં) દર્શન દુર્લભ હોય છે.

૯૨. અધર્મ કરનાર તથા સૂચવનાર પાપી છેઃ—

यदधर्मकृतः स्थानं सूचकस्यापि तद्भवेत् ॥ भा. १-१७-२२

અધર્મ કરનારને જે (નરકાદિ) સ્થાન પ્રાપ્ત થાય છે, તેજ સ્થાન તેનું સૂચન કરનારને પણ પ્રાપ્ત થાય છે.

૯૩. યોગની ગતિ.—

यदा न योगोपचितासु चेतो
मायासु सिद्धस्य विषज्जतेऽङ्ग ।
अनन्यहेतुष्वथ मे गतिः स्या-
दात्यन्तिकी यत्र न मृत्युहासः ॥ भा. ३-२७-३०

સિદ્ધ થયેલા પુરુષનું મન, યોગને લીધે વૃદ્ધિ પામેલી અને યોગ વિના બીજાં કોઈ પણ કારણે ન પ્રાપ્ત થનારી મારી અણિમાદિ અષ્ટ મહાસિદ્ધિઓરૂપી માયામાં જો આસક્ત ન થાય, તો જ તે પુરુષને મારી આત્યંતિક ગતિ પ્રાપ્ત થાય છે, કે જ્યાં મૃત્યુનું હાસ્ય નથી.

૯૪. યોગીની સિદ્ધિઃ—

अनागतमतीतं च वर्तमानमतीन्द्रियम् ।
विप्रकृष्टं व्यवहितं सम्यक्पश्यन्ति योगिनः ॥ भा. १०-६१-३१

યોગીઓ ભૂત, ભવિષ્ય, વર્તમાન, ઇન્દ્રિયોથી જાણી ન શકાય તેવું, દૂર રહેલું તથા જેની વચ્ચે બીજી વસ્તુ આડી રહેલી હોય તેવું પણ સારી રીતે જોઈ શકે છે, જાણી શકે છે.

૯૫. યોગીની સ્થિતિઃ—

तिष्ठन्तमासीनमुत व्रजन्तं
शयानमुक्षन्तमदन्तमन्नम् ।
स्वभावमन्यत् किमपीहमान-
मात्मानमात्मस्थमतिर्न वेद ॥ भा. ११-१३-३१

યોગી પુરુષ ઊભેલા, બેઠેલા, ચાલી રહેલા, સૂઈ રહેલા, મળમૂત્ર કરતા, અન્નભોજન કરતા અને સ્વભાવથી પ્રાપ્ત અનેક કર્મ કરી રહેલા પોતાના દેહને પણ ગણતો નથી. કેમકે તેની બુદ્ધિ તો કેવળ આત્મામાં જ રહેલી હોય છે.

૯૬. યોગી સર્વજ્ઞ છે:—

भगवन्कि न विदितं तपोज्ञानसमाधिभिः ।
योगिनां ध्वस्तपापानां वहिरन्तः शरीरिषु ॥ भा. ६-१४-२४

તપ, જ્ઞાન અને સમાધિથી જેઓનાં પાપ નાશ પામ્યાં છે, તેવા યોગીઓને પ્રાણીની અંદર કે બહારની કઈ વાત અજ્ઞાત હોય?

૯૭ યોગીની ગતિ અજ્ઞેય છે:—

योगेश्वराणां गतिं मन्दबुद्धिः
कथं विचक्षीत गृहानुबन्धः ॥ भा. ५-१०-२०

ઘરમાં બંધાઈ રહેલો અંધબુદ્ધિ મનુષ્ય યોગેશ્વરોની ગતિને કેવી રીતે જાણી શકે?

૯૮. યોગીની સંસાર ઉપરની દૃષ્ટિ:—

देहोऽपि दैववशगः खलु कर्म यावत्
स्वारम्भकं प्रतिसमीक्षत एव सासुः ।
तं सप्रपञ्चमधिरूढसमाधियोगः
स्वाप्नं पुनर्न भजते प्रतिबुद्धवस्तुः ॥ भा. ११-१३-३७

શરીર પણ પ્રારબ્ધ કર્મને વશ થઈને પોતાને ઉત્પન્ન કરનારું કર્મ જ્યાંસુધી હોય ત્યાંસુધી પ્રાણ તથા ઇન્દ્રિયોથી યુક્ત રહીને જીવે જ છે; છતાં જેણે સમાધિપર્યંત યોગ પ્રાપ્ત કર્યો હોય અને તેનાથી જ પરમાર્થ વસ્તુને જાણી હોય એવો યોગી, જેમ સ્વપ્નના શરીરને મનુષ્ય ફરી સેવતો નથી, તેમ સ્ત્રી-પુત્રાદિ પ્રપંચથી રહિત થઈ શરીરને ફરી સેવતો નથી, શરીર ઉપર આસક્તિ કરતો નથી.

૯૯. યોગીનું અકલ્યાણ થતું નથીઃ—

योगं निषेवतो नित्यं कायश्चेत्कल्पतामियात् ।
तच्छ्रद्दध्यान्नमतिमान् योगमुत्सृज्य मत्परः ॥
योगचर्यामिमां योगी विचरन्मदपाश्रयः ।
नान्तरायैर्विहन्येत निःस्पृहः स्वसुखानुभूः ॥ भा. ११-२८-४४

યોગનું સેવન કરનારનું શરીર, સમર્થપણાને ભલે પામે, પણ તેથી મારામાં પરાયણ રહેનારા બુદ્ધિમાન પુરુષે ધ્યાનયોગનો ત્યાગ કરી તે દેહસિદ્ધિ ઉપર શ્રદ્ધા કરવી નહિ. આત્માનંદનો અનુભવ કરનાર અને નિઃસ્પૃહ યોગી મારા આશ્રયવાળો હોય તો યોગાભ્યાસ કરતાં કરતાં વિઘ્નોથી હણાતો નથી, તેનું અકલ્યાણ થતું નથી.

૧૦૦. યોગીનું દર્શન દેવદુર્લભ હોય છેઃ—

देवानामपि दुष्प्रापं यद् योगेश्वरदर्शनम् ॥ भा. १०-८४-१

યોગેશ્વરોનું દર્શન દેવોને પણ દુર્લભ હોય છે.

## ૧૦. માનવ (જ્ઞાની)

૧૦૧. જ્ઞાનીની વાણી સફળ થાય છેઃ—

अहो ब्रह्मविदां वाचो नासत्याः सन्ति कर्हिचित् भा.१०-११-५

અહો! બ્રહ્મવેત્તાઓની વાણી કદી અસત્ય હોતી-થતી નથી.

૧૦૨. જ્ઞાની અને યોગીના ભેદઃ—

वदन्ति विश्वं कवयः स्म नश्वरं
पश्यन्ति चाध्यात्मविदो विपश्चितः । भा. ५-१८-४

વિદ્વાન પુરુષો આ વિશ્વને નાશવન્ત કહે છે, જ્યારે અધ્યાત્મ તત્ત્વ જાણનારો યોગી તેનું સમાધિમાં સમ્યક્ દર્શન કરે છે-સમગ્ર જગતને સ્વસ્વરૂપમાં જુએ છે.

૧૦૩. જ્ઞાનીના માર્ગને અનુસરવુંઃ—

अस्मिँल्लोकेऽथवामुष्मिन् मुनिभिस्तत्त्वदर्शिभिः ।
इष्टा योगाः प्रयुक्ताश्च पुंसां श्रेयःप्रसिद्धये ॥

तानातिष्ठति यः सम्यगुपायान्पूर्वदर्शितान् ।
मनुजः श्रद्धयोपेत उपायान्विन्दतेऽञ्जसा ॥
ताननादृत्य यो विद्वानर्थानारभते स्वयम् ।
तस्य व्यभिचरन्त्यर्था आरब्धाश्च पुनः पुनः ॥ भा. ४-१८-३-५

તત્ત્વદ્રષ્ટા મુનિઓએ પુરુષાર્થની સિદ્ધિ માટે આ લોકના ખેતી વગેરે તથા પરલોકના અગ્નિહોત્રાદિ ઉપાયો જોયા છે અને યોજ્યા છે. જે મનુષ્ય શ્રદ્ધાયુક્ત થઈને પૂર્વપુરુષોએ દર્શાવેલા તે ઉપાયોને ઉત્તમ રીતે ઉપયોગમાં લે છે, તે મનુષ્ય સાધ્ય વસ્તુને અનાયાસે પ્રાપ્ત કરે છે. વિદ્વાન હોવા છતાં જે મનુષ્ય તે ઉપાયોનો અનાદર કરીને પોતે કાર્યનો આરંભ કરે છે, તેનાં તે વારંવાર આરંભેલાં કાર્યો સિદ્ધ થતાં નથી.

૧૦૪. તપસ્વીનું ધન :—

अकिञ्चनानां हि धनं शिलोञ्छनम् ॥ भा. ६-७-३६

અકિંચન તપસ્વીઓનું ધન શિલોંછવૃત્તિ—ખેતરના ખળામાં વેરાયેલા દાણા ઉપરની આજીવિકા—છે.

૧૦૫. કૃતજ્ઞની ઉપાસના :—

तं सुखाराध्यमृजुभिरनन्यशरणैर्नृभिः ।
कृतज्ञः को न सेवेत दुराराध्यमसाधुभिः ॥ भा. ३-१२-१६

કેવળ ભગવાનનું જ શરણ લેનારા સરળ ચિત્તના પુરુષોને જે સુખથી પ્રાપ્ત થાય છે અને અસાધુ—દુર્જનોને જે દુઃખથી પણ મળતા નથી તે ભગવાનનું કયો કૃતજ્ઞ પુરુષ સેવન ન કરે?

૧૦૬. જરૂર પૂરતું લેનાર વિદ્વાન દોષભાગી નથી :—

नैनः प्राप्नोति वै विद्वान् यावदर्थप्रतिग्रहः । भा. ८-१९-१७

પોતાના ઉપયોગ પૂરતી જ વસ્તુને ગ્રહણ કરનાર વિદ્વાન પાપમાં પડતો નથી.

૧૦૭. સર્વસત્તાધીશનું જ શાસન પ્રધાન ગણાય છે :—

किन्तु शास्तृबहुत्वे स्याद् बहूनामिह कर्मिणाम् ।
शास्तृत्वमुपचारो हि यथा मण्डलवर्तिनाम् ॥ भा. ६-३-६

જગતમાં કર્મ કરનારાઓ અનેક છે. માટે તેઓ પર આજ્ઞા ચલાવનારાઓ પણ અનેક હોય એ સ્વાભાવિક છે. એવી પરિસ્થિતિમાં જે સર્વના પર આજ્ઞા ચલાવનારો હોય, તેનું જ શાસન મુખ્ય ગણાય છે. બાકીનાનું તો માંડલિક રાજાઓ જેવું જ ગણવું.

## ૧૧. માનવ (ભક્ત)

**૧૦૮. ભક્તની વ્યાખ્યા અને લક્ષણઃ—**

गृहीत्वापीन्द्रियैरर्थान् यो न द्वेष्टि न हृष्यति ।
विष्णोर्मायामिदं पश्यन् स वै भागवतोत्तमः ॥
देहेन्द्रियप्राणमनोधियां यो जन्माप्ययक्षुद्भयतर्षकृच्छ्रैः ।
संसारधर्मैरविमुह्यमानः स्मृत्या हरेर्भागवतप्रधानः ॥
न कामकर्मबीजानां यस्य चेतसि संभवः ।
वासुदेवैकनिलयः स वै भागवतोत्तमः ॥
न यस्य जन्मकर्मभ्यां न वर्णाश्रमजातिभिः ।
सज्जतेऽस्मिन्नहंभावो देहे वै स हरेः प्रियः ॥
न यस्य स्वः पर इति वित्तेष्वात्मनि वा भिदा ।
सर्वभूतसमः शान्तः स वै भागवतोत्तमः ॥

જે માણસ ઇન્દ્રિયોથી પદાર્થોનું ગ્રહણ કરવા છતાં (સારા નરસાપણાની ભાવનાથી) હર્ષશોક પામતો નથી અને આ જગતને સર્વવ્યાપી ભગવાન વિષ્ણુના માયાસ્વરૂપે જુએ છે, તે ભગવાનનો 'ઉત્તમ ભક્ત' છે. જે પુરુષ શ્રીહરિનું જ સ્મરણ રહેવાને લીધે દેહના ધર્મ—જન્મ તથા નાશ, ઇન્દ્રિયોનો ધર્મ-કષ્ટ, પ્રાણના ધર્મ-ભૂખ, તરસ; મનનો ધર્મ-ભય, અને બુદ્ધિનો ધર્મ-અસમ્યતા—આ સર્વ સાંસારિક ધર્મોથી મોહ પામે નહિ તે પણ ભગવાનનો 'ઉત્તમ ભક્ત' છે. જેના ચિત્તમાં ઇચ્છાઓ, સંચિત-પ્રારબ્ધ-અને ક્રિયમાણ-એવાં ત્રણ પ્રકારનાં કર્મો, અને તેમના સંસ્કારોનો સંભવ (સ્થાન-ઉત્પત્તિ) નથી, ને જે ફક્ત ભગવાન વાસુદેવમાં જ નિષ્ઠાવાળા છે, તે

પણ ભગવાનનો 'ઉત્તમ ભક્ત' છે. જે પુરુષને આ શરીરમાં જન્મ, કર્મ, વર્ણ, આશ્રમ, અને જાતિ વગેરેથી અહંભાવ ઉત્પન્ન થતો નથી—અભિમાન થતું નથી—તે ભગવાનને પ્રિય હોય છે. જેને શરીર, ધન વગેરેમાં હું-મારું-પારકું-એવો ભેદ હોતો નથી, જે સર્વ પ્રાણીઓમાં સમદષ્ટિવાળો અને શાન્ત છે, તે ભગવાનનો 'ઉત્તમ ભક્ત' છે.

૧૦૯. ભક્તનું કાર્ય :—

जनस्य कृष्णाद्विमुखस्य दैवादधर्मशीलस्य सुदुःखितस्य ।
अनुग्रहायेह चरन्ति नूनं भूतानि भव्यानि जनार्दनस्य ॥
भा. ३-५-३

દુર્ભાગ્યને લીધે જે મનુષ્ય શ્રીકૃષ્ણથી વિમુખ, અધર્મવાળો અને અત્યંત દુઃખી હોય છે, તેના પર કૃપા કરવા ભગવાનના ભવ્ય ભક્તો આ જગતમાં વિચરે છે.

૧૧૦. ભક્તની ક્ષમા :—

तिरस्कृता विप्रलब्धाः शप्ताः क्षिप्ता हता अपि ।
नास्य तत्प्रतिकुर्वन्ति तद्भक्ताः प्रभवोऽपि हि ॥ भा. १-१८-४८

ભગવાનના ભક્તોનો તિરસ્કાર કરવામાં આવે, તેઓને ઠગવામાં આવે, ગાળો આપવામાં આવે, અપમાન કરવામાં આવે અથવા તેઓને મારવામાં આવે, તો પણ સમર્થ હોવા છતાં તેઓ તેનો પ્રતિકાર કરતા નથી.

૧૧૧. ભક્તનું કર્તવ્ય :—

नारायणपराः सर्वे न कुतश्चन बिभ्यति ।
स्वर्गापवर्गनरकेष्वपि तुल्यार्थदर्शिनः ॥
देहिनां देहसंयोगाद् द्वन्द्वानीश्वरलीलया ।
सुखं दुःखं मृतिर्जन्म शापोऽनुग्रह एव च ॥
अविवेककृतः पुंसो ह्यर्थभेद इवात्मनि ।
गुणदोषविकल्पश्च भिदेव स्रजिवत्कृतः ॥

वासुदेवे भगवति भक्तिमुद्वहतां नृणाम् ।
ज्ञानवैराग्यवीर्याणां नेह कश्चिद् व्यपाश्रयः ॥
भा. ६-१७-२८-३१

નારાયણ ભગવાનમાં પરાયણ રહેનારા સર્વે ભક્તો કોઈનાથી પણ ડરતા નથી, કેમકે તેઓ સ્વર્ગ, મોક્ષ કે નરકમાં પણ સમાન-પ્રયોજન જોનારા હોય છે. પ્રાણીઓને ઈશ્વરની માયાને લીધે શરીરના સંયોગથી સુખ-દુઃખ, મૃત્યુ-જન્મ, શાપ-અનુગ્રહ ઈત્યાદિ દ્વંદ્વો થાય છે. અને તેમાં (સુખ અને દુઃખની લાગણીમાં) પુરુષને જે અર્થભેદ થાય છે, તે કેવળ અજ્ઞાનને લીધે હોય છે. જેમ માલામાં સર્પાદિ અને સ્વપ્નમાં સુખ-દુઃખો અજ્ઞાનકૃત હોય છે તેમ આ સર્વ ગુણ-દોષ અજ્ઞાનકૃત જ હોય છે. જ્ઞાન તથા વૈરાગ્યના બળવાળા ભગવાન વાસુદેવના ભક્તોને આ જગતમાં કોઈ પણ અર્થ—વસ્તુ વિશિષ્ટ બુદ્ધિથી આશ્રય કરવા યોગ્ય હોતી નથી.

૧૧૨. ભક્તની શક્તિ :—

दुष्करः को नु साधूनां दुस्त्यजो वा महात्मनाम् ।
यैः सङ्गृहीतो भगवान् सात्वतामृषभो हरिः ॥ भा. ९-५-१५

જેઓએ ભક્તોના પતિ ભગવાન શ્રીહરિને સ્વીકાર્યા છે, તે સજ્જન મહાત્માઓને શું દુષ્કર (ન કરી શકાય એવું) અથવા દુસ્ત્યજ (ન ત્યજી શકાય તેવું) છે?

૧૧૩. ભક્તની શ્રેષ્ઠતા :—

परिवयसे पशूनिव गिरा विबुधानपि तां-
स्त्वयिकृतसौहृदाः खलु पुनन्ति न ये विमुखाः ॥ भा. १०-८७-२७

જેઓ આપની (શ્રીહરિની) ભક્તિ કરતા નથી તેમને તેઓ પંડિત હોય તો પણ આપ વેદરૂપ વાણીથી પશુની માફક બાંધી લો છો.

૧૧૪. ભક્તની મહત્તા :—

निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शिनम् ।
अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यङ्घ्रिरेणुभिः ॥ भा. ११-१४-१६

મારા વિના બીજા કોઈની ઇચ્છા ન રાખનાર, મારું જ મનન કરનાર, શાંત, વૈર રહિત અને સર્વત્ર સમદષ્ટિવાળા મારા ભક્તની પાછળ 'હું તેની ચરણરજથી સમાજને પવિત્ર કરું', એ ભાવનાથી ફરું છું

૧૧૫ ભક્તની ઇન્દ્રિયસાર્થકતા:—

सा वाग्यया तस्य गुणान्गृणीते करौ च तत्कर्मकरौ मनश्च ।
स्मरेद् वसन्तं स्थिरजङ्गमेषु शृणोति तत्पुण्यकथाः स कर्णः ॥
शिरस्तु तस्योभयलिङ्गमानमेत् तदेव यत्पश्यति तद्धि चक्षुः ।
अङ्गानि विष्णोरथ तज्जनानां पादोदकं यानि भजन्ति नित्यम् ॥
भा. १०-८०-३-४

જે વાણી ભગવાનના ગુણો ગાય તે જ વાણી છે; ભગવાનનાં જ કર્મો કરે તે હાથ છે; સ્થાવર-જંગમ સર્વ પદાર્થોમા વસી રહેલા ભગવાનનુ સ્મરણ કરે તે જ મન છે; ભગવાનની પવિત્ર કથા સાંભળે છે તે જ કાન છે, સ્થાવર-જંગમ સર્વને ભગવાનની જ મૂર્તિ માનીને નમે છે તે જ મસ્તક છે; એ પ્રમાણે જ જે જુએ છે તે નેત્ર છે અને વ્યાપક ભગવાનના તથા તેમના ભક્તોના ચરણોદકનું નિત્ય સેવન કરે છે, તે જ અંગો છે

૧૧૬ ભક્તની નિસ્પૃહતા :—

किमलभ्यं भगवति प्रसन्ने श्रीनिकेतने ।
तथापि तत्परा राजन् नहि वाञ्छन्ति किञ्चन ॥ भा. १०-३९-२

લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ ભગવાન પ્રસન્ન થતાં કઈ વસ્તુ અલભ્ય રહે ? છતા પણ ભગવાનમા અનન્ય ભાવવાળા ભક્તો કોઈ પણ વસ્તુની ઇચ્છા કરતા નથી

૧૧૭. ભક્તના ધર્મો અને લક્ષણો.—

सर्वतो मनसोऽसङ्गमादौ सङ्गं च साधुषु ।
दयां मैत्रीं प्रश्रयं च भूतेष्वद्धा यथोचितम् ॥

शौचं तपस्तितिक्षां च मौनं स्वाध्यायमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसां च समत्वं द्वन्द्वसंज्ञयोः ॥
सर्वत्रात्मेश्वरान्वीक्षां कैवल्यमनिकेतनम् ।
विविक्तचीरवसनं सन्तोषो येनकेनचित् ॥
श्रद्धां भागवते शास्त्रेऽनिन्दामन्यत्र चापि हि ।
मनोवाक्कर्मदण्डं च सत्यं शमदमावपि ॥
श्रवणं कीर्तनं ध्यानं हरेरद्भुतकर्मणः ।
जन्मकर्मगुणानां च तदर्थेऽखिलचेष्टितम् ॥
इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मनः प्रियम् ।
दारान्सुतान्गृहान्प्राणान्यत्परस्मै निवेदनम् ॥
एवं कृष्णात्मनाथेषु मनुष्येषु च सौहृदम् ।
परिचर्यां चोभयत्र महत्सु नृषु साधुषु ॥
परस्परानुकथनं पावनं भगवद्यशः ।
मिथो रतिर्मिथस्तुष्टिर्निवृत्तिर्मिथ आत्मनः ॥
स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम् ।
भक्त्या सञ्जातया भक्त्या बिभ्रत्युत्पुलकां तनुम् ॥
क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचि-
द्धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः ।
नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं
भवन्ति तूष्णीं परमेत्य निर्वृताः ॥ भा. ૧૧-૩-૨૩-૩૨

મારા ભક્તે પ્રથમ સર્વ વિષયો તરફ મનને વિરક્ત કરવું, સત્પુરુષોનો સંગ કરવો, પ્રાણીઓ તરફ યથાયોગ્ય દયા, મૈત્રી, વિનય કરતાં શીખવું; પવિત્રતા, સ્વધર્મના આચરણરૂપ તપ, તિતિક્ષા—સહનશીલતા રાખવી, વૃથા ભાષણના ત્યાગરૂપ મૌન સેવવું, પોતાના અધ્યયનમાં નિયમિત રહેવું, નિષ્કપટતા ધારણ કરવી, બ્રહ્મચર્યનું પાલન, અહિંસા-કોઇની લાગણી ન દુભવવી, સુખ-દુઃખ, ટાઢ-તાપ વગેરે દ્વંદ્વોમાં સમાન ભાવ રાખવો, હર્ષશોક ન કરવા, સર્વમાં

સચ્ચિત્ સ્વરૂપે આત્મા રહેલો છે એવો વિચાર રાખવો, નિયન્તા રૂપે સર્વમાં ઈશ્વર બિરાજે છે-એમ માનવું, એકાન્તમાં રહેવાનો સ્વભાવ કેળવવો, ઘર વગેરે ઉપરથી મમત્વ દૂર કરવું, વલ્કલ પહેરી એકાન્તમાં વાસ કરવો, જે કંઈ મળી આવે તેથી સંતોષ માનવો, ભગવાનનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં શ્રદ્ધા રાખવી, બીજા કોઈ પણ ધર્મપુસ્તકોની નિંદા ન કરવી, પ્રાણાયામથી મનને વશ કરવું, મૌનથી વાણીને વશ કરવી, વૈરાગ્યભાવનાથી કર્મનો—વાસનાનો નાશ કરવો, સત્ય બોલવું, શમ–અન્તઃકરણનો નિગ્રહ કરવો, અદ્ભુત કર્મો કરનારા શ્રીહરિના જન્મ-કર્મ-ગુણોનું શ્રવણ, કીર્તન તથા ધ્યાન કરવું, શ્રીહરિ નિમિત્તે જ સર્વ કર્મો કરવાં; યજ્ઞ, દાન, તપ, જપ, સદાચાર તેમજ પોતાનાં પ્રિય સ્ત્રી, પુત્ર, ઘર, પ્રાણ વગેરે પરમાત્માને સમર્પણ કરવાં, કૃષ્ણ જ જેઓના આત્મા અને સ્વામી છે એવા ભક્તો ઉપર સ્નેહ કરવો, જડ અને ચેતનની; તેમ જ ઉચ્ચ પુરુષો અને સાધુ પુરુષોની સેવા કરવી, એકબીજા સાથે ભગવાનના પવિત્ર યશની વાતો કરવી અને પરસ્પર પ્રેમ, સંતોષ તથા સ્વાર્થભાવની નિવૃત્તિ રાખવી.

સાધનભક્તિથી ઉત્પન્ન થયેલી અલૌકિક પ્રેમલક્ષણા ભક્તિથી રોમાંચિત શરીરવાળા મનુષ્યો મસ્ત દશામાં હોય છે. આવા અલૌકિક ભક્તો કોઈ વાર ભગવાનનું ચિન્તન કરીને રડે છે, કોઈ વાર હસે છે, કોઈવાર આનંદ પામે છે, કોઈ વાર ભગવાન સંબંધી કંઇ કંઈ બોલ્યા કરે છે, કોઇ વાર નાચે છે, કોઇ વાર ગાય છે, કોઈ વાર ભગવાનની લીલાઓને પોતે જ ભજવે છે અને કોઇ વાર તન્મય થઈ શાન્ત રહે છે.

૧૧૮. આદર્શ ભક્તઃ—

**न नाकपृष्ठं न च सार्वभौमं, न पारमेष्ठ्यं न रसाधिपत्यम् ।**
**न योगसिद्धीरपुनर्भवं वा वाञ्छन्ति यत्पादरजःप्रपन्नाः ॥**

भा. १०-१६-३७

હે પ્રભો! આપની ચરણરજને પ્રાપ્ત થયેલા પુરુષો સ્વર્ગને, ચક્રવર્તિપદને, બ્રહ્મપદને, પાતાલના આધિપત્યને, યોગસિદ્ધિઓને અને મોક્ષને પણ ઇચ્છતા નથી.

**૧૧૯. આદર્શ ભક્ત દુ:ખી થતો નથી:—**

ब्रह्मण्यो भगवद्भक्तो नावसीदितुमर्हति। भा. ६–१५–१६

બ્રાહ્મણોનો તથા ભગવાનનો ભક્ત દુઃખ પામવાને યોગ્ય નથી.

**૧૨૦. ભક્ત જ્ઞાની કરતાં શ્રેષ્ઠ છે:—**

विप्राद् द्विषड्गुणयुतादरविन्दनाभ-
पादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम्। भा. ७–९–१०

જે બ્રાહ્મણ, ધર્મ, સત્ય વગેરે બાર ગુણોથી યુક્ત હોવા છતાં ભગવાનનાં ચરણકમળથી વિમુખ હોય તેના કરતાં ભગવાનનો ચાંડાળ ભક્ત પણ ઉત્તમ છે.

**૧૨૧. ભક્ત હિંસા કરતો નથી:—**

सर्वात्मना न हिंसन्ति भूतग्रामेषु किञ्चन।
उच्चावचेषु दैत्येन्द्र मद्भावेन गतस्पृहाः॥ भा. ७–१०–२०

હે દૈત્યરાજ! મારા ઉપરની ભક્તિથી નિઃસ્પૃહ થયેલા ભક્તો નાનાં મોટાં પ્રાણીઓના સમૂહોમાં કોઈ પણ પ્રાણીની કદાપિ હિંસા કરતા નથી.

**૧૨૨. ભક્ત મુક્તિને ઇચ્છતો નથી:—**

न किञ्चित्साधवो धीरा भक्ता ह्येकान्तिनो मम।
वाञ्छन्त्यपि मया दत्तं कैवल्यमपुनर्भवम्॥ भा. ११–२०–३४

સજ્જન અને ધીર મારા ભક્તો-જેઓ મારામાં અનન્યભાવે મગ્ન હોય છે, તેઓ આત્યન્તિક મોક્ષપદને પણ મારા આપવા છતાં લેતા નથી, તો પછી તેઓ કંઈ પણ ન ઇચ્છે તેમાં શું કહેવાનું હોય!

**૧૨૩. ભક્તનું દર્શન દુર્લભ હોય છે:—**

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभङ्गुरः।
तत्रापि दुर्लभं मन्ये वैकुण्ठप्रियदर्शनम्॥ भा. ११–२–१२

આ મનુષ્યશરીર પ્રાણીઓને દુર્લભ અને ક્ષણભંગુર છે, અને તેમાંય વિષ્ણુ ભગવાનના પ્રિય ભક્તોનું દર્શન તો એથી ય દુર્લભ છે.

## ૧૨. માનવ ( અન્ય વિષયો )

**૧૨૪. માનવનો મૃત્યુને અટકાવવાનો ધર્મ છેઃ—**

मृत्युर्बुद्धिमतापोह्यो यावद् बुद्धिबलोदयम् ।
यद्यसौ न निवर्तेत नाऽपराधोऽस्ति देहिनः ॥ भा. १०-१-४८

બુદ્ધિમાન મનુષ્યે જ્યાંસુધી પોતાનામાં બુદ્ધિ તથા બળ હોય ત્યાંસુધી મૃત્યુને અટકાવવું જોઈએ; તેમ છતાં જો મૃત્યુ ન અટકે તો તેમાં પ્રાણીનો કંઈ દોષ નથી.

**૧૨૫. માનવ સ્વભાવઃ—**

૧. किं दुःसहं नु साधूनां विदुषां किमपेक्षितम् ।
किमकार्यं कदर्याणां दुस्त्यजं किं धृतात्मताम् ॥ भा. १०-१-५८

સત્પુરુષોને કઈ વસ્તુ દુઃસહ છે ? વિદ્વાનોને કઈ વસ્તુની સ્પૃહા છે ? લોભી માનવોને કયું કાર્ય ન કરવા યોગ્ય છે ? અને સંયમી પુરુષને કઈ વસ્તુ દુસ્ત્યજ-ત્યાગ ન કરી શકાય એવી-છે ?

૨. स्वभावो दुस्त्यजो नाथ लोकानां यदसद्ग्रहः भा. १०-१६-५६

હે નાથ ! જેને લીધે મિથ્યા દુરાગ્રહ ઉત્પન્ન થાય એવો પ્રાણીઓનો સ્વભાવ દુસ્ત્યજ-સહેલાઈથી છોડી ન શકાય તેવો હોય છે.

**૧૨૬. ગુણાતીત માણસ મુક્ત છેઃ—**

जीवो जीवविनिर्मुक्तो गुणैश्चाशयसम्भवैः ।
मयैव ब्रह्मणा पूर्णो न बहिर्नान्तरश्चरेत् ॥ भा. ११-२५-३६

જીવપણાના કારણરૂપ વાસના-અવિદ્યાથી અને અવિદ્યાથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિ ગુણોથી મુક્ત થયેલો જીવ વ્યાપક તત્ત્વરૂપ એવા મારાથી ( પરમાત્માથી ) પૂર્ણ બનતાં તેને અંદર અથવા બહાર

જવાપણું રહેતું નથી. ગમે ત્યાં અને ગમે તે દશામાં હોય છતાં તે જીવન્મુક્ત બને છે.

૧૨૭. ગૃહસ્થાશ્રમધર્મ કોને બંધનકર્તા નથી?

गृहेष्वाविशतां चापि पुंसां कुशलकर्मणाम् ।
मद्वार्तायातयामानां न बन्धाय गृहा मताः ॥ भा. ४-३०-१९

જે મનુષ્યો ઘરમાં રહીને પણ મને (ઈશ્વરને) સર્વ કર્મો સમર્પણ કરે છે, અને મારી કથાવાર્તામાં જ કાળનિર્ગમન કરે છે તેઓને ઘર બંધનકારક નથી.

૧૨૮. રાજસભામાં માનવધર્મ:—

न सभां प्रविशेत्प्राज्ञः सभ्यदोषाननुस्मरन् ।
अब्रुवन् विब्रुवन्नज्ञो नरः किल्बिषमश्नुते ॥ भा. १०-४४-१०

ડાહ્યા માણસે સભાસદોના દોષો યાદ કરતાં સભામાં જવું ન જોઈએ, કારણકે ન બોલનારા અને બોલનારા બન્ને મનુષ્ય પાપી થાય છે.

૧૨૯. અવધ્ય અને વધ્ય માનવો.—

मत्तं प्रमत्तमुन्मत्तं सुप्तं बालं स्त्रियं जडम् ।
प्रपन्नं विरथं भीतं न रिपुं हन्ति धर्मवित् ॥
स्वप्राणान्यः परप्राणैः प्रपुष्णात्यघृणः खलः ।
तद्वधस्तस्य हि श्रेयो यद्दोषाद्यात्यधः पुमान् ॥ भा.१-७-३६-३७

ધર્મવેત્તા પુરુષ મદ્યપાન વગેરેથી બેભાન થયેલાને, પ્રમાદીને, ગાંડાને, બાલકને, સ્ત્રીને, ઉદ્યમરહિત હોઈ જડ થઈ ગયેલાને, શરણે આવેલાને, રથ વગરનાને અને ભયભીત થઈ ગયેલા શત્રુને હણતો નથી. પણ નિર્દય ખળપુરુષ પારકા પ્રાણોથી પોતાના પ્રાણોને પોષે છે તેનો વધ કરવામાં ધર્મવેત્તા પુરુષનું કલ્યાણ છે. કારણકે શક્તિ હોવા છતાં એ પાપીને પાપ કરતો ન અટકાવવાથી ધર્માત્મા પુરુષ નરકમાં પડે છે.

૧૩૦. આદર્શ માનવ મૂર્તિઓ:—

आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः ।
भ्राता मरुत्पतेर्मूर्तिर्माता साक्षात्क्षितेस्तनुः ॥
दयाया भगिनी मूर्तिर्धर्मस्यात्मातिथिः स्वयम् ।
अग्नेरभ्यागतो मूर्तिः सर्वभूतानि चात्मनः ॥ भा. ६-७-२९-३०

આચાર્ય બ્રહ્માની મૂર્તિ છે, પિતા પ્રજાપતિની મૂર્તિ છે, ભાઈ ઇન્દ્રની મૂર્તિ છે; માતા સાક્ષાત્ પૃથ્વીની મૂર્તિ છે, બહેન દયાની મૂર્તિ છે; અતિથિ ધર્મની મૂર્તિ છે, અભ્યાગત અગ્નિની મૂર્તિ છે અને સઘળાં પ્રાણીઓ પરમાત્માની મૂર્તિ છે.

૧૩૧. ભગવાનથી વિમુખ રહેનાર માનવનો નાશ થાય છે:—

नूनं दैवेन विहता ये चाच्युतकथासुधाम् ।
हित्वा शृण्वन्त्यसद्गाथाः पुरीषमिव विड्भुजः भा. ३-३२-१९

ભગવાનની કથાથી વિમુખ રહેનારા જે પુરુષો શ્રી ભગવાનની કથારૂપ અમૃતનો ત્યાગ કરી વિષ્ટા ખાનારાં પ્રાણીઓની માફક દુષ્ટ પુરુષોની કુથલીઓમાં આસક્તિ રાખે છે, તે પોતાનાં કર્મોને લીધે જ વિનાશ પામે છે.

૧૩૨. નાના માણસો મોટાનું અનુકરણ કરે છે:—

यद्यदाचरति श्रेयानितरस्तत्तदीहते ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ भा. ६-२-४

આ જગતમાં શ્રેષ્ઠ પુરુષ જે કંઈ આચરણ કરે છે, તેને બીજા સામાન્ય પુરુષો અનુસરે છે. તે શ્રેષ્ઠ પુરુષ જેને માન્ય કરે છે, તે બીજા લોકોને પણ માન્ય બને છે.

૧૩૩. પ્રજા પ્રાણરૂપ છે:—

प्राणे गते वर्ष्मसु का नु चिन्ता
प्रजासवः प्राणभृतो हि ये ते ॥ भा. १०-१२-१५

॥ ॐ नमः श्रीकृष्णाय ॥

# પ્રકરણ ૬ ઠું.

## સાધનો

--: સમીક્ષા: --

क्रियया क्रतुभिर्दानैस्तपः स्वाध्यायमर्शनैः ।
आत्मेन्द्रियजयेनापि संन्यासेन च कर्मणाम् ॥
योगेन विविधांगेन भक्तियोगेन चैव हि
धर्मेणोभयचिह्नेन यः प्रवृत्तिनिवृत्तिमान् ॥
आत्मतत्त्वावबोधेन वैराग्येण दृढेन च
ईयते भगवानेभिः सगुणो निर्गुणः स्वदृक् ॥

भा. ३-३२-३४-३६

ઇષ્ટાપૂર્ત ક્રિયાઓ, યજ્ઞ, દાન, તપ, સ્વાધ્યાય, વેદ-શાસ્ત્રોના અર્થનો વિચાર, મન તથા ઇન્દ્રિયોનો જય, કર્મોનો ત્યાગ, અનેકાંગી યોગાભ્યાસ, ભક્તિયોગ, સકામ અને નિષ્કામ ધર્મ, પ્રવૃત્તિમાર્ગ તથા નિવૃત્તિમાર્ગ, આત્મજ્ઞાન, પ્રકૃતિતત્ત્વોનું જ્ઞાન અને દૃઢ વૈરાગ્ય આ સર્વ માર્ગોથી સગુણ કે નિર્ગુણ સ્વયંપ્રકાશ પરમાત્માને પ્રાપ્ત કરી શકાય છે.

ભગવત્પ્રાપ્તિ માટે સનાતન ધર્મના ઉપદેષ્ટા અને વિચારકોએ ચાર મુખ્ય સાધન ગણ્યાં છે:-(૧) કર્મ, (૨) જ્ઞાન, (૩) યોગ અને (૪) ભક્તિ.

વેદ, ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, યોગદર્શન, શ્રીમદ્ભાગવત અને ગીતા આ સર્વ ગ્રંથોએ આ ચાર અંગોનું ઓછેવત્તે અંશે વર્ણન કર્યું છે. આ ચારે ભગવત્પ્રાપ્તિના મહામાર્ગ છે. ગીતાજી અને શ્રીમદ્ભાગવત એની સાક્ષી પૂરી છે.

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे।
अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥गीता॥

( ઉપરના શ્લોકોમાં આગળ જણાવેલાં ચાર સાધન બતાવનાર શબ્દોની નીચે લીટી કરી છે. )

એવી જ રીતે શ્રીમદ્ભાગવત પણ એકાદશ સ્કંધના ૧૪મા અધ્યાયમાં એ જ સાધનો બતાવે છે.

ઉપર જણાવેલાં સાધનોમાંથી ભક્તિ સિવાયનાં ત્રણ મહાસાધનોનું શ્રીમદ્ભાગવતે ભક્તિમાં પર્યવસાન કર્યું છે. આ પર્યવસાન શા માટે છે, તેને માટે શ્રીમદ્ભાગવતે પોતાના શબ્દોમાં ઘણી જગાએ નિર્દેશ કર્યો છે. આમ કરી ભક્તિની શ્રેષ્ઠતા, સરળતા, સુગમતા અને નિરપેક્ષતા ભાગવતે સિદ્ધ કરી છે.

પ્રથમ આપણે આ ચારે સાધનો સામાન્ય રીતે તપાસીએ.

**(૧) જ્ઞાન સાધન:**—ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રાદિ વેદાન્ત ગ્રંથોનો અભ્યાસ કરી જ્યારે સાધક સમગ્ર જગતને મિથ્યા અને પ્રપંચરૂપ માની કેવળ બ્રહ્મસ્વરૂપમાં આત્માને લીન કરી બ્રહ્માનુસંધાન કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે આ

તથા નિદ્રાને લીધે તેની ચિત્તવૃત્તિઓ તમોગુણમાં લીન બની જાય છે. સાધક સ્વયં પણ આ સુખને બ્રહ્મસુખ માની બેસે છે. આને 'લયદોષ' કહે છે. વિવેકશીલ યોગી જ આમાં જાગૃત રહે છે અને બલાત્કારથી પણ આળસ અને નિદ્રાનો ત્યાગ કરી આગળ વધે છે. આ લયદોષમાં દેહાભિમાન રહે છે. તેનો ત્યાગ કરી, સાધકે વિજ્ઞાનમય (ચિન્મય) પરમાત્મામાં અભેદરૂપે સ્થિતિ કરવી જોઈએ. (इन्द्रियाणीन्द्रियार्थेषु० વગેરે વિચારથી) આ ઉપરથી સમજાશે કે આ સાધન ખૂબ કઠિન છે.

**(૨) યોગ સાધન**:—આ સાધનમાં ચિત્તવૃત્તિનો નિરોધ થવો એ જ વિકટ કાર્ય છે અને એમ કરતાં પણ જો નિરોધ થાય તો તેમાં व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितानि चित्तविक्षेपास्तेऽन्तरायाः। पा. यो. सू. १–३०. પ્રમાણે વ્યાધિ, પ્રમાદ, આલસ્ય, સંશય વગેરે અનેક અંતરાયો આવે છે. આસનજય કરવો પડે છે. આહારવિહાર ઉપર (युक्ताहारविहारस्य વગેરેથી) ખૂબ કાબુ રાખવો પડે છે, અને એમ કરવામાં તો યોગી હેરાન થઈ જાય છે. આમ કરવામાં એને પ્રથમ મળે છે સિદ્ધિઓ. જો એ સિદ્ધિના લોભમાં ફસાયો તો ત્યાં જ તેનો અધઃપાત થાય છે, અને જો ન ફસાયો તો આગળ વધી ईश्वरप्रणिधानाद्वाથી ભગવત્સ્વરૂપ પ્રાપ્ત કરે છે.

**(૩) કર્મસાધન**:–ભગવતી ગીતા અને શ્રીમદ્ભાગવતે નિષ્કામ કર્મયોગને પણ મહત્ત્વનું ભગવત્પ્રાપ્તિનું સાધન

માન્યું છે. પણ એમાં પણ અનેક અંતરાયો પડેલા છે. પહેલી વાત તો એ જ કે નિષ્કામ કર્મની પ્રવૃત્તિ થવી એ જ કઠિન છે. માનવ સ્વભાવ જ પરમાત્માએ એવો વિચિત્ર ઘડયો છે, કે કર્મ કરવા માટે તે પહેલાં તો શેખચલ્લીની માફક તેનાં ફળ મગજમાં ઘર ઘાલી બેસે છે. બાળકનો જન્મ થતાંની સાથે માતા પિતા તેના જન્માક્ષર બનાવી-બનાવરાવી તેનાં આખાં જીવનમાં રસ લે છે, અને જાણે તે જ દિવસે એ બાળક તેમનો ઉદ્ધાર કરવાનો હોય, તેમ મનમાં સુખ પ્રાપ્ત કરે છે. આ ફલાનુસંધાનપૂર્વકનાં કર્મ એ માનવ સ્વભાવ છે. એ ફેરવવો ખૂબ કઠિન છે.

એમ માનો કે અતિ પ્રયત્ન કરી એ ઉપર એક વખત વિજય મળ્યો તો પણ કર્મના ભેદોમાં ફસામણ થાય છે. શુદ્ધ દેખાતું કર્મ, અકર્મ કે વિકર્મ બને છે. જગતની દૃષ્ટિએ દેખાતું કર્મ (દ્રૌપદીના પાંચ પુત્રોને મારી નાંખ્યા પછી અશ્વત્થામાને મારવાનું-અર્જુન અને દ્રૌપદીની દૃષ્ટિએ) અકર્મ બને છે. એટલે દેશ, કાલ અને પાત્રની દૃષ્ટિથી કર્મમાં સૂક્ષ્મ ભેદ પડે છે. તે મુજબ કર્મ-અનાસક્તિપૂર્વક-ધર્મ-સ્વરૂપે આચરે તો મુક્તિ થાય. આ કેટલું દુષ્કર છે, એ પ્રિય વાચકોના ધ્યાનમાં આવશે.

(૪) **ભક્તિ સાધન**:—હવે આપણે ભક્તિયોગ જોઈએ. આ ભક્તિ મુખ્ય બે પ્રકારની છે:-(૧) વૈધી, (૨) રાગાત્મિકા.

૧. **વૈધી**:—આ શબ્દ વિધિ ઉપરથી બન્યો છે. જે ભક્તિમાં વિધિ (વૈદિક, તાંત્રિક, મિશ્ર અને નિયમો–અમુક જ

રીતે પૂજન, અમુક સમયે જ પૂજન, અમુક દેશમાં જ પૂજન)નું પ્રાધાન્ય હોય, એવી આચારપ્રધાન ભક્તિ.

૨. રાગાત્મિકા :—રાગ-પ્રેમ એ જ જેનો આત્મા છે, એવી (सा परानुरक्तिरीश्वरे-शां. सू.। सा त्वस्मिन् परमप्रेमस्वरूपा-ना. भ. सू.) જેમાં ઉચ્ચ, નીચ, પાત્ર, અપાત્ર, દેશ, કાલનાં બંધન નહિ કેવળ પ્રેમલક્ષણા ભક્તિ. પ્રથમ પ્રકારની ભક્તિમાં ઘણાં આવરણ હોય છે. વિધિનિષેધમાં મન થાકી જાય છે. કર્મથી શરીર થાકે છે અને એથી શ્રવણ-કીર્તનાદિમાં જેવો જોઈએ તેવો આનંદ તથા એકાગ્રતા થતાં નથી. ભક્ત બનવાનો દંભ વધે છે. અભિમાન જાગૃત થાય છે. વિધિનિષેધને લીધેક્રોધ, ઈર્ષ્યા, દુઃખ, કલેશ વગેરે લાગણી પણ થાય છે. આબધા એના અંતરાયો છે. જ્યારે માણસ એ અંતરાયોથી પર બને છે, તો જ એ વૈધી ભક્તિનો સાચો આનંદ-પ્રભુપ્રાપ્તિ-લઈ શકે છે.

બીજા પ્રકારની ભક્તિમાં મુખ્ય બે જ વાત હોવાથી તે બહુ સુકર છે. (૧) પ્રભુમાં અખંડ શ્રદ્ધા, અને (૨) આત્મનિવેદન. આ બે એનાં મહાસાધન છે. હાથીના પગલામાં સર્વ પગલાંની પેઠે એમાં સર્વ સાધનોનો સમાવેશ થઈ જાય છે. અને આથી જ ભગવતી ગીતાએ તથા શ્રીમદ્ભાગવતે આ પ્રકારની ભક્તિને જ પ્રાધાન્ય આપ્યું છે.

આગળ જણાવેલાં સાધનોમાં જે જે સિદ્ધાન્તો પ્રતિપાદન કર્યા છે, તેમાં ઉપર જણાવેલા અંતરાયો આવવાથી સામાન્ય જનસમૂહને માટે તે ખૂબ અઘરા છે. એથી એમાં ઉન્નતિ કરતાં અવનતિનો વધારે ભય હોવાથી ભાગવતે એ સર્વનું ભક્તિશાસ્ત્રમાં પર્યવસાન કર્યું છે.

આ સાથે એક વાત સમજવી જરૂરી છે, કે શ્રીમદ્‌ભાગવતે કે ગીતાએ નિષ્કામ કર્મયોગ કે જ્ઞાનનો જરાય અનાદર નથી કર્યો. અનેક મહાપુરુષો અને આચાર્યોએ એ માર્ગે મુક્તિ પ્રાપ્ત કરી છે, અને તેઓ ખરેખર વંદ્ય છે. છતાં નિશ્ચયાત્મક બુદ્ધિ એટલું કહી શકે એમ છે, કે ભક્તિ-સાધન વિના એ ત્રણે સાધનો નિરર્થક નીવડયાં છે. ભગવાન્ શંકરાચાર્ય અને મધુસૂદન સરસ્વતી જેવા અનેક યોગીઓએ ભગવત્સ્તોત્રોના રસપ્રવાહ—ભક્તિપ્રવાહ—ને તે તે સાધનોમાં ઓતપ્રોત કર્યો છે. અસ્તુ.

અનેક ધર્મની જન્મદાત્રી આપણી આ પવિત્ર ભારતભૂમિમાં ભક્તિનો પ્રચાર સર્જનજૂનો છે. જેવી રીતે માનવોત્તર મહાશક્તિ ઓળખવા માટે જ્ઞાન થયું, જેવી રીતે તે મહાશક્તિના ઉપકારના પ્રત્યુપકાર તરીકે યજ્ઞરૂપ કર્મસાધન થયું, તે જ રીતે તેના તરફના પૂજ્યભાવને લીધે તથા કંઇક અંશે ભયને લીધે પણ ભક્તિસાધનનો પ્રાદુર્ભાવ થયો.

આ ત્રણે સાધનો સ્વતંત્ર હોવા છતાં જ્ઞાન અને કર્મ, ભક્તિસાધન વગર ફળ આપતાં નથી. એનાં ઘણાં પ્રમાણો આપી શકાય એમ છે, તે પૈકી એક બે વિશિષ્ટ પ્રમાણ આપી આ સમીક્ષામાં ભક્તિની વ્યાખ્યા, સ્વરૂપ તથા સાધનોનો વિચાર કરીશું. ભાગવત ભક્તિશાસ્ત્ર હોવાથી બીજાં સાધનો કરતાં ભક્તિસાધનની વધુ સ્પષ્ટતા કરવી ઉચિત થાય છે, એ પ્રિય વાચક ધ્યાનમાં લેશે. અસ્તુ.

શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહે છે કેઃ—

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ।
तस्यैते कथिता ह्यर्था प्रकाशन्ते महात्मनः ॥६।२॥

જેને દેવ તથા ગુરુમાં પરાભક્તિ હોય, તેને જ જ્ઞાનાદિ સાધનો પ્રકાશ આપે છે.

શ્રીમદ્ભાગવત એની સાક્ષી પૂરે છે:—

नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं
न शोभते ज्ञानमल निरञ्जनम् ॥

પરમાત્માના ભાવ વગરનું ફલ રહિત કર્મવાળું જ્ઞાન શોભતું નથી–ફલદાયી નથી.

આ ભક્તિનું બીજ પ્રત્યેક માણસના હૃદયમાં રહ્યું છે. એ એક પવિત્રમાં પવિત્ર ભાવ છે. એ હૃદયના ઊંડાણમાંથી ભગવાનના અનુગ્રહથી જ નીકળે છે. પરમાત્માના અધિકાધિક સ્મરણથી એ પુષ્ટ થાય છે, અને અંતમાં પૂર્ણ આત્મનિવેદનમાં લીન થાય છે. કાવ્ય અને અલંકારશાસ્ત્ર ભક્તિને એક રસ તરીકે માને છે.

હવે આપણે ભક્તિની થોડી શાસ્ત્રીય વ્યાખ્યા જોઈએ.

(१) सा परानुरक्तिरीश्वरे। (શાંડિલ્ય સૂત્ર)

(२) सा त्वस्मिन् परमप्रेमस्वरूपा। (નારદ ભક્તિસૂત્ર)

(३) अन्याभिलाषिताशून्यं ज्ञानकर्माद्यनावृतम्।
आनुकूल्येन कृष्णानुशीलनं भक्तिरुत्तमा॥
(ભક્તિરસામૃતસિન્ધુ)

(४) द्रवीभावपूर्विका हि मनसो भगवदाकारता
सविकल्पकवृत्तिरूपा भक्तिः। (ભક્તિરસાયન)

(५) द्रुतस्य भगवद्धर्माद्धारावाहिकतां गता।
सर्वेशे मनसो वृत्तिर्भक्तिरित्यभिधीयते॥
(શ્રી મધુસૂદન સરસ્વતી)

(६) या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥
( વિષ્ણુપુરાણ )

ભકિતની વ્યાખ્યાઓ આપતા ઘણા ગ્રંથો છે. એ પૈકી મુખ્ય વ્યાખ્યાઓ ઉપર જણાવી છે. આ સમીક્ષામાં ઉપરનાં અવતરણોનો અર્થ આપ્યો નથી, પણ તે તે ઉક્તિના મુખ્ય શબ્દો નીચે અમે લીટી કરી છે, એ ઉપરથી એટલો અર્થ ચોક્કસ ફલિત થાય છે, કે 'પ્રભુ ઉપર નિર્વ્યાજ પ્રેમ, એ ભકિત.'

આગળ જણાવ્યા પ્રમાણે ભક્તિ બે પ્રકારની છે. વૈધી અને રાગાત્મિકા.

આ ભકિતના ×(૧) **વૈધી ભકિતના** (સાધન અવસ્થાની) નવ પ્રકાર છે :-(૧) શ્રવણ, (૨) કીર્તન, (૩) સ્મરણ, (૪) પાદસેવન, (૫) અર્ચન, (૬) વંદન, (૭) દાસ્ય, (૮) સખ્ય અને (૯) આત્મનિવેદન. એમાં પહેલા ૬ પ્રકાર પ્રથમ ભૂમિકાના છે. જ્યારે છેલ્લા ૩ પ્રકારનું પર્યવસાન રાગાત્મિકા ભકિતમાં થાય છે. ( જુઓ. ભા. ૯-૪-૧૮-૨૦ ). વૈધી ભકિત પગથિયાં રૂપ છે.

∸(૨) **રાગાત્મિકા** (સિદ્ધ અવસ્થાની) એના મુખ્ય ત્રણ પ્રકાર છે :-(૧) રસાત્મિકા, (૨) આનંદાત્મિકા અને (૩) શાન્તિદા.

(૧)અ **ગૌણ રસાત્મિકા:**—(૧) હાસ્ય (ગોપબાલકો),

× विधिसाध्यमाना वैधो सोपानरूपा । (अंगिरा.दै.मी.सू. ५)
∸ रसानुभविकानन्दशान्तिदा रागात्मिका ।
( अं. दै. मा. सू. १२ )

(૨) વીર (ભીષ્મપિતામહ), (૩) કરુણ (દશરથ), (૪) અદ્‌ભુત (બલિ, અર્જુન), (૫) ભયાનક (કંસ), (૬) બીભત્સ (અઘાસુર), (૭) રૌદ્ર (ઇન્દ્ર). (૮) શૃંગાર (શ્રીરાધાજી–ગોપિકાઓ).

**ઘ. પ્રધાન રસાત્મિકા:**—(૧) હાસ્ય (શ્રીહનુમાન), (૨) સખ્ય (અર્જુન, ઉદ્ધવજી), (૩) વાત્સલ્ય (નંદ, યશોદા, દશરથ, કૌસલ્યા), (૪) માધુર્ય (વ્રજગોપી), (૫) આત્મનિવેદન (બલિરાજ), (૬) ગુણકીર્તન (શ્રીનારદજી), (૭) તન્મયાસક્તિ (બ્રહ્માજી, શંકર ભગવાન) વગેરે.

(૨) **આનંદાત્મિકા:**—જેમાં ભક્ત લોકબાહ્ય થાય એ દશા. (જુઓ ભાગવત, ૧૧–૧૪–૨૪; ૧૧–૨–૪૦; ૧૧–૩–૩૨ વગેરે).

(૩) **શાન્તિદા:**—આ રાગાત્મિકા ભક્તિની છેલ્લી દશા છે. આ દશામાં ભક્ત સર્વસ્વ ભૂલે છે. ભગવન્મય બને છે. સર્વ સાધનોના ફળરૂપ ભગવાનને પ્રાપ્ત કરી પરમ શાન્તિ અને જીવન્મુક્તિ પ્રાપ્ત કરે છે. (જુઓ ભાગવત ૧૧–૨–૪૩). આને જ परामक्ति स्वरूपदा नामपर्याया सा-કહે છે. વેદાન્તનાં 'तत्त्वमसि' 'सर्वं खल्विदं ब्रह्म' 'अहं ब्रह्मास्मि' વગેરેની આમાં ચરિતાર્થતા છે

ગીતાજીમાં ભક્તિની સ્પષ્ટ વ્યાખ્યા નથી, પણ તેની અસરનું સ્થળે સ્થળે વર્ણન છે એમાં વૈધી કરતાં રાગાત્મિકા ભક્તિનું પ્રાધાન્ય છે. બારમા અધ્યાયમાં આપેલાં ભક્તલક્ષણો તથા સોળમા અધ્યાયમાં આપેલાં દૈવીસંપત્તિનાં લક્ષણો પણ ભક્તિનાં પરિપોષક છે. નવમા અધ્યાયના अनन्याश्चिन्तयन्तो मामथी શરૂ થઈ અન્ત સુધીનો ભાગ રાગાત્મિકા ભક્તિનું

સુંદર ઉદાહરણ છે. અનન્યશરણાગતિનું લક્ષણ ગીતાજીનું પ્રધાન અંગ લગભગ બધા જ અધ્યાયોમાં ઓતપ્રોત છે. ટૂંકમાં કહીએ તો કર્મ અને જ્ઞાનનું પર્યવસાન ભાગવતની માફક ગીતાજીએ પણ રાગાત્મિકા ભક્તિમાં જ કર્યું છે.

આ ઉપરાંત વૈધી ભક્તિના બે વધુ પ્રકાર પડે છે.

(૧) સકામ અને નિષ્કામ.

સામાન્ય નિયમ એવો છે કે કારણ વિના કાર્ય કદી ય સંભવતું નથી. ભક્તિ પણ માણસ સકારણ કરે છે. ગીતાજીએ એવા ભક્તોનો નિર્દેશ કરી ગુપ્ત રીતે એ કારણોનો પણ નિર્દેશ કર્યો છે.

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

હે અર્જુન, ચાર જાતના સદ્‌ભાગી પુરુષો મને ભજે છે. (૧) આર્ત–દુઃખી, (૨) જિજ્ઞાસુ, (૩) અર્થાર્થી–અભિલાષા પૂર્ણ કરવાની ઇચ્છાવાળો, અને (૪) જ્ઞાની.

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।

તેમાં જ્ઞાની ભક્ત એકનિષ્ઠાવાળો અને સદાયનો યોગી હોવાથી શ્રેષ્ઠ છે.

ખરી વાત એમ છે કે આગલા ત્રણ સકામ ભક્ત છે, જ્યારે જ્ઞાની નિષ્કામ છે. આ ભક્તોનું થોડું નિરૂપણ કરીએ.

(૧) આર્તઃ—આર્ત એટલે દુઃખી. સુખ અને દુઃખ બન્ને સંસારનાં ફળ છે. માણસનાં પોતાનાં કર્મનાં પરિણામ છે, છતાં માણસ સુખ ભોગવવા ઇચ્છે છે, અને દુઃખથી ડરે છે. એ દુઃખના નિવારણ માટે પોતાનાથી બનતા સર્વ પ્રયત્ન કરે છે, છતાં એક શક્તિ એવી છે, કે જેની આગળ

તે લાચાર થાય છે. ઈચ્છા ન હોવા છતાં વૃદ્ધાવસ્થા અને મરણ આવે છે. ઇચ્છા ન હોવા છતાં પુરુષાર્થ નિષ્ફળ બને છે. આવતી કાલે ધારેલું શુભ કાર્ય સવારે અશુભ બને છે.

એ વખતે એને પોતાના પુરૂષાર્થ ઉપરની શ્રદ્ધા ખૂટે છે, અને જે કોઈ એવી શકિત છે, કે જેનાથી આ બધું થાય છે, તેને શરણે જવું પડે છે, અને તેથી તે શરણે જાય છે. બાધા રાખે છે, જન્માક્ષર જોવડાવે છે, મૃત્યુંજયના જપ કરાવે છે, પણ એ શુભ કર્મનું પરિણામ આવે, તે પહેલાં તો તે ઝડપાઈ જાય છે.

એવાને એક જ વસ્તુ બચાવી શકે–પ્રભુકૃપા.

शरीरे जर्जरीभूते व्याधिग्रस्ते कलेवरे ।
औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः ॥

(૨) જિજ્ઞાસુઃ—જાણવાની ઇચ્છાવાળો—આ જગત કયાંથી ઉત્પન્ન થયું? કયારે ઉત્પન્ન થયું? કેવી રીતે ચાલે છે? કેમ નાશ પામશે? એનાં તત્ત્વો કયાં? કેટલાં? વગેરેનો વિચાર કરતાં એને ઈશ્વરની અગાધ અને અપ્રતકર્ય શકિતનું ભાન થાય છે અને શ્રદ્ધાપૂર્વક તેની ઉપાસના કરે છે.

(૩) અર્થાર્થીઃ—આ ભક્ત બાધાવાદી છે. એ ઈશ્વર સાથે પણ કરાર કરે છે, કે 'હે ભગવાન્, જો મારો પુત્ર સારો થાય તો અમુક પ્રકારનો મનોરથ કરાવીશ.' 'જો પરીક્ષામાં પાસ થઈશ તો સત્યનારાયણની સવાપાશેર શીરાની કથા કરાવીશ.' વગેરે.

આ સર્વસામાન્ય જનસમુદાયની વાત થઇ, પણ મોટા ઋષિમુનિઓ પણ આમાંથી છટકી શકયા નથી. તેમણે પણ

દરેક વ્રત, જપ, તપશ્ચર્યા અને યજ્ઞયાગાદિનાં ફળ બતાવ્યાં છે. એમાં એમનો શુભ હેતુ કેટલીક જગાએ **परोक्षवादो वेदोऽयं बालानामनुशासनम्** કહી સ્પષ્ટ પણ કર્યો છે. છતાંય તેમાં ફલેચ્છા તો છે જ. આનું નામ સાપેક્ષ ભક્તિયોગ.

(૪) **વૈરાગ્ય અને ભક્તિયુક્ત જ્ઞાની:**—એનો સંબંધ રાગાત્મિકા ભક્તિ સાથે હોવાથી આગળ કહીશું.

ભગવતી ગીતાએ જ્ઞાની સાથે આ ત્રણેને પણ સુકૃતી કહ્યા છે. કારણ કે એમ કરતાં પણ—સકામ ભક્તિ કરતાં કરતાં—સાચી ભક્તિ કરતાં શીખી શકે. ગીતાજીએ આવા સકામ ભક્તોનો બે ત્રણ જગાએ નિર્દેશ કર્યો છે, પણ એ સર્વમાં અધ્યાય ૯મામાં શ્લો. ૧૫ થી ૨૧ સુધીના શ્લોકો સકામ ભક્તિને બહાને એક જ ભગવાનની ઉપાસના અને તેનું ફળ બતાવનાર હોવાથી શ્રેષ્ઠ છે.

ભાગવતે પણ આ માર્ગ સ્વીકાર્યો છે. એણે પણ આખ્યાનો અને ઉપાખ્યાનોને છેડે તેને અનુરૂપ ફલશ્રુતિ આપી જ છે, પણ તેમ કરવામાં ઉપરના શ્લોકથી એનું ધર્મરુચિ કેળવવાનું ધ્યેય સ્પષ્ટ છે.

હવે આપણે રાગાત્મિકા ભક્તિ જોઈએ. વૈધી ભક્તિનાં પ્રાથમિક અંગો શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન અને વંદન જ્યારે એકાગ્ર મનથી કરવામાં આવે છે, ત્યારે પરાભક્તિનાં પગથિયાં રૂપ દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન સ્વાભાવિક પ્રાપ્ત થાય છે. ભગવાન પ્રત્યે ભક્તના હૃદયમાં અદ્ભુત ભાવ જાગૃત થાય છે. આ પ્રેમલક્ષણા ભક્તિનું પ્રાથમિક સ્વરૂપ છે.

આ ભક્તિ પરમાત્માના અનુગ્રહ વગર પ્રાપ્ય નથી. ભગવાનની અસામાન્ય દયા તો જ્યારથી માનવે જન્મ લીધો ત્યારથી જ છે. એ વાત ભગવાને સ્વમુખે 'मयानुकूलेन नभस्वतेरितम्। કહી કબૂલ પણ કરી છે.

દયા તથા સત્કર્મથી વૈધી ભક્તિ પોષાય છે, પણ પ્રેમલક્ષણા ભક્તિ તો ભગવાનના અનુગ્રહથી–કૃપાથી જ–પ્રાપ્ત થાય છે. એ અનુગ્રહ દેશ, જાતિ, કાલ, પાત્રતા કે અપાત્રતા જોતો નથી. ભીલમાંથી વાલ્મીકિ બનાવવો, બિલ્વમંગળ જેવા કામીને સૂરદાસ બનાવવો, મહાભાગા શબરી ઉપર કૃપા થવી, એ એનાં દૃષ્ટાંતો છે. એથી ભાગવતે એનું લક્ષણ કહ્યું છે. पोषण तदनुग्रहः।

સકામ ભક્તિમાં સ્વર્ગનું અથવા પૃથ્વીનું સુખ, પુત્ર પૌત્રાદિ, ધનધાન્યાદિ, યશ અથવા છેવટે મુક્તિની પણ ઇચ્છા ફલરૂપે હોય છે, જ્યારે રાગાત્મિકા ભક્તિમાં કેવળ ભગવાન ઉપર જીવનભર તેમનાં ચરણમા અવિરત શ્રદ્ધા અને ભક્તિ રહે એ જ ઇચ્છા ફલરૂપે હોય છે વૈધી ભક્તિ મુક્તિ માગે છે, જ્યારે પ્રેમલક્ષણા વારંવાર ભક્તિને ખાતર જ જન્મ માગે છે.

'હરિના જન તો મુક્તિ ન માગે'

આ ભક્તિમાં વૈધી ભક્તિનાં બંધનો નથી. પરમાત્મામાં અખૂટ શ્રદ્ધા, અને અવિરત પ્રેમ એ બે જ એનાં મહાસાધનો હોવાથી એને જગતનાં દુઃખોથી સદા સંતપ્ત રહેવું પડે છે. એને ન સમજનાર માણસો એને ખૂબ ત્રાસ આપે છે, પણ એ જ પરમાત્મા ઉપરનો પ્રેમ એ સર્વને સહન કરવાની શક્તિ આપી સર્વ, યોગ અને જ્ઞાનસાધ્ય સિદ્ધિઓ તેને ચરણે ધરે છે. એ સિદ્ધિઓની પણ પરવા ન કરતાં ભક્ત

તેને ભગવાનની પ્રસાદીરૂપ માની પોતાના પ્રેમભક્તિના આનંદમાં મસ્ત રહે છે. એના કેટલાંક દૃષ્ટાન્તો:—

नास्था धर्मे न वसुनिचये नैव कामोपभोगे
यद्भाव्यं तद् भवतु भगवन् पूर्वकर्मानुरूपम् ।
एतत्प्रार्थ्यं मम बहुमतं जन्मजन्मान्तरेऽपि
त्वत्पादांभोरुहयुगगता निश्चला भक्तिरस्तु ॥
दिवि वा भुवि वा ममास्तु वासो
नरके वा नरकान्तक प्रकामम् ।
अवधीरितशारदारविन्दौ
चरणौ ते मरणेऽपि चिन्तयामि ॥
मनसो वृत्तयो नः स्युः कृष्णपादाम्बुजाश्रयाः ।
वाचोभिधायिनीर्नाम्नां कायस्तत्प्रह्वणादिषु ॥
कर्मभिर्भ्राम्यमाणानां यत्र क्वापीश्वरेच्छया ।
मङ्गलाचरितैर्दानै रतिर्नः कृष्ण ईश्वरे ॥ વગેરે.

આ પ્રેમલક્ષણા ભક્તિનો માર્ગ અલૌકિક છે. તેનું ફળ પણ અલૌકિક છે. શ્રીમહાપ્રભુજી શ્રીમુખે જણાવે છે, કે **स्नेहाद् वश्यो भवेन्नृणाम्** । આવા પ્રેમથી ભક્ત ભગવાનને વશ કરે છે. શ્રીમદ્‌ભાગવત આવાં દૃષ્ટાન્તોથી પૂર્ણ છે. ધ્રુવજી, પ્રહ્‌લાદજી, પરમ ભક્ત અંબરીષ, વૃત્રાસુર, બલિરાજ, સુદામા; અર્જુન, કુન્તા, ભીષ્મ, નારદજી, અક્રૂર, ઉદ્ધવજી, વ્રજગોપી તથા નંદજી અને યશોદાજી આ સર્વેએ પ્રભુને પ્રેમથી વશ કર્યા છે. એમણે ફળરૂપે પરમાત્માની નિર્વ્યાજ ભક્તિજ માગી છે. એ ઉપર જણાવેલા છેલ્લા બે શ્લોકોથી સમજાશે.

ભગવતી ગીતાએ તથા ભાગવતે એનાં જૂદાં જૂદાં નામ આપ્યાં છે. શરણાગતિ, અનન્ય, એકાન્તભક્તિ, પ્રપત્તિ,

પ્રેમલક્ષણા, રાગાત્મિકા વગેરે. શ્રીમદ્ભાગવતે એને 'ભાગવત ધર્મ' તરીકે સ્પષ્ટ સંબોધન કર્યું છે.

આ રાગાત્મિકા ભક્તિની આટલી મહત્તા શા માટે?

શ્રીમદ્ભાગવતના આરંભમાં જ શૌનકાદિ ઋષિઓએ ઉગ્રશ્રવા સૂતને છ પ્રશ્નો પૂછયા. તેના જવાબ રૂપે એમણે શ્રીમદ્ભાગવતનો ઉપક્રમ કર્યો. એમાં શરૂઆતમાં જ સુંદર વ્યવહારૂ કારણો આપી આ ભક્તિની મહત્તા સિદ્ધ કરી છે. (ભા. ૧-૨-૩ થી ૨૨) એનો સારભાગ નીચે પ્રમાણે:—

"અખંડ અને કોઈ પણ પ્રકારના હેતુ વિનાની પરમાત્મામાં પ્રીતિ થવી, એ જ માનવજીવનનો પરમ ધર્મ. આ જાતનો ભક્તિયોગ એવા જ–હેતુ વિનાના, ફલેચ્છારહિત જ્ઞાન અને વૈરાગ્યને ઉત્પન્ન કરે છે. જીવનના ચાર પુરુષાર્થ–ધર્મ અર્થ કામ અને મોક્ષનાં સાધનો પાળ્યા છતાં ભગવાન ઉપર પ્રેમ ન થાય તો તે શ્રમરૂપ છે. આ ચારેયનું ધ્યેય એક જ છે. પછી તેને બ્રહ્મ કહો, પરમાત્મા કહો, કે ભગવાન કહો. મહાજ્ઞાની પુરુષો વેદવેદાન્તથી પ્રાપ્ત કરેલી નિશ્ચયાત્મક બુદ્ધિથી અને જ્ઞાનવૈરાગ્ય પૂર્વકની ભક્તિથી પોતાનાં સ્વરૂપમાં જ તેનું દર્શન કરે છે. એટલા માટે ધર્મનું પરમ ફળ ભગવાનને પ્રસન્ન કરવા એ જ છે. ધર્મની એ જ મહાસિદ્ધિ છે. તેથી હે મહર્ષિઓ, એકાગ્ર મનથી તે પરમાત્માનું શ્રવણ, કીર્તન, ધ્યાન અને પૂજન કરો. આમ કરવાથી આપોઆપ કર્મગ્રંથિનાં બંધનો તૂટી જશે.

આવી રીતે શ્રદ્ધાપૂર્વક ભગવાનની સેવા કરવાથી, મહાપુરુષોની સેવાથી અને પુણ્યતીર્થોનાં સેવનથી ભગવાનમાં પ્રેમ ઉત્પન્ન થશે. અને,

शृण्वतां स्वकथां कृष्णः पुण्यश्रवणकीर्तनः।
हृद्यन्तस्थो ह्यभद्राणि विधुनोति सुहृत्सताम्॥

नष्टप्रायेष्वभद्रेषु नित्यं भागवतसेवया।
भगवत्युत्तमश्लोके भक्तिर्भवति नैष्ठिकी॥

આવી રીતે પોતાની કથા સાંભળતા ભક્તજનો ઉપર સત્પુરુષોના મિત્રરૂપ ભગવાન *હૃદયમાં પ્રગટ થાય છે. અને તેમનાં સર્વ અકલ્યાણોને દૂર કરે છે. અને આવી× રીતે બધાં આવરણરૂપ અકલ્યાણ નાશ પામતાં નૈષ્ઠિકી ભક્તિ (રાગાત્મિકા) ઉત્પન્ન થાય છે. એથી કામલોભાદિ તમોગુણ અને રજોગુણપ્રધાન સર્વ ભાવોથી રહિત બનેલું ચિત્ત+ કેવલ સત્ત્વગુણરૂપ ભગવાનમાં પ્રસન્ન રહે છે. પરમાત્માના આ ભક્તિયોગથી અને મુક્તસંગ બનવાથી ભક્તને સર્વમય પ્રભુદર્શનરૂપ વિજ્ઞાનઃ (વેદાન્ત અને યોગનું પરમ ધ્યેય–પ્રસન્નતા–એકાગ્રતા–અને એકાત્મભાવે બ્રહ્મપ્રાપ્તિ) થાય છે. આમ થતાં—

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः।
क्षीयन्ते चास्य कर्माणि दृष्ट एवात्मनीश्वरे॥

બધા સંશયો, અજ્ઞાનની ગાંઠ અને કર્મનાં બંધનો આ સર્વ પ્રભુદર્શન થતાં છૂટી જાય છે. ટુંકમાં ભક્ત અને

* पोषणं तदनुग्रहः
× अनन्याश्चिन्तयन्तो माम् પ્રમાણે
+ प्रपञ्चविस्मृतिपूर्विका कृष्णासक्तिर्निरोधः (શ્રી સુબોધિની)

ભગવાન એક÷ બને છે. એટલા માટે–

अतो वै कवयो नित्यं भक्ति परमया मुदा।
वासुदेवे भगवति कुर्वन्त्यात्मप्रसादनीम्॥

બુદ્ધિમાન પુરુષો પરમ આનંદથી હંમેશાં આત્માને પ્રસન્ન કરનારી, ભગવાનની ભક્તિ કરે છે."

ભાગવત એટલે જ પ્રેમલક્ષણા ભક્તિનું મૂર્ત સ્વરૂપ. એમાં આ ભક્તિ ઓતપ્રોત છે. એથી એનું સમગ્ર દર્શન કરાવી શકાય એમ નથી. છતાં એનો સારસંગ્રહ આ સમીક્ષામાં આપ્યો છે.

હવે આ સાધનોનાં પ્રમાણ સમજવા માટે ભાગવત ધર્મ જાણવો જરૂરી છે. તેનું ટૂંકમાં તત્ત્વ જોઈએ. ગીતાજીમાં કર્મ, જ્ઞાન, ભક્તિ, સાંખ્ય–વાળો સમગ્ર ઉપદેશ આપી ભગવાન્ સ્વયં પોતાનો અભિપ્રાય જણાવે છે. પ્રથમ ભગવાન્ કહે છે:—

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु॥

હે પાર્થ, આ પ્રમાણે મેં તમને ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન કહ્યું. હવે એનો સંપૂર્ણ વિચાર કરી જેમ યોગ્ય લાગે તેમ કર.

÷ આ સંબંધી એક ટૂંકું છતાં અનુરૂપ દૃષ્ટાંત છે.

એક વખત શ્રી રામચંદ્રજીએ અનન્ય ભક્ત શ્રીહનુમાનજીને પૂછ્યું. હે મારુતિરાય, તમે કોણ છો? શ્રી હનુમાને ઉત્તર આપ્યો.

देहबुद्धया तु दासोऽहं जीवबुद्धया त्वदंशकः।
वस्तुतस्तु त्वमेवाहमिति मे निश्चिता मतिः॥

ભગવન્! દેહબુદ્ધિથી હું આપનો દાસ છું, જીવબુદ્ધિથી આપનો અંશ છું પણ ખરી રીતે જોતાં જે તમે છો તે જ હું છું આ મારી નિશ્ચત બુદ્ધિ છે. (व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन) આ જ રાગાત્મિકા ભક્તિનું પરમ ફળ.

પણ ભગવાન્ ભકતપ્રતિપાલક છે. એ સર્વાન્તર્યામી જાણે છે, કે આ બધા જ્ઞાનસમુદ્રમાં મારો ભકત મુંઝાશે. અને તેથી તેના ઉદ્ધાર માટે નિશ્ચયાત્મક અભિપ્રાય બે શ્લોકોથી જણાવે છે. એ કહેવાનું કારણ ફકત એક જ છે. इष्टोऽसि मे दृढमिति (અર્જુન, તું મને અતિપ્રિય છે. અને તેથી ततो वक्ष्यामि ते हितम्। હું તારું કલ્યાણ કરનાર વચન કહીશ सर्वगुह्यतमं સર્વથી ગુહ્ય, परमं સર્વશ્રેષ્ઠ.

ભગવાન એ વચન કહે છે:—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे॥
सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥

"હે અર્જુન, મારામાં મન રાખ, મારો ભકત બન, મારું ભજન કર, મારું શરણુ લે. એમ કરવાથી મને જ પામીશ તું મને પ્રિય છે, તેથી આ પ્રતિજ્ઞા કરૂં છું. સર્વધર્મનો ત્યાગ કરી મને એકને શરણે આવ. હે અર્જુન! હું તને સર્વ પાપોમાંથી મુકત કરીશ. શોક ન કર."

કેવાં શાન્તિદાતા અને અમૃત ઝરતાં વચનો! આનું નામ શુદ્ધ ભાગવત ધર્મ. દેહ અને આત્મ ધર્મનો ભગવાનમાં ત્યાગ.

એ ધર્મનો ઈશારો ભગવાને ગીતામાં નવમા અધ્યાયમાં કર્યો છે.

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्।
राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम्।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम्॥

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि॥

આ ઉપરથી સમજાશે કે ભાગવત ધર્મ:—

(૧) ગુરુમંત્ર જેવો ગુપ્ત છે (૨) એને ધારણ કરનાર અતિ પવિત્ર હોવો જોઈએ, (૩) ઓછા વિધિનિષેધવાળો હોવા છતાંએ મહાવિદ્યા જેવો છે. (૪) પવિત્ર (૫) ઉત્તમ (૬) અનુભવથી જ સમજાય એવો (૭) ધર્મ્ય (૮) ચિરંતન સુખ દેનાર (૯) શાશ્વત અને (૧૦) ભગવાનનો પોતાનો છે.

ત્યારપછી તે જ અધ્યાયમાં ભગવાન સાંખ્યયોગ (શ્લો. ૪–૧૩) જ્ઞાનયોગ (શ્લો. ૧૫–૧૯) સકામ કર્મયોગીની (શ્લો. ૨૦–૨૧) ચર્ચા કરે છે. તે સર્વના ફળનો નિર્દેશ શ્લો. ૨૫માં કરે છે. અને તે સાથે અનન્ય શરણાગતિનું ફળ પણ તે જ શ્લોકમાં કરે છે. यान्ति मद्याजिनोऽपि माम्। અહિંથી શુદ્ધ ભાગવત ધર્મ શરૂ થાય છે. એમાં (૧) વિધિનિષેધનો બાધ નથી (શ્લો. ૨૬) (૨) ભગવાનને સર્વ સમર્પણ કરવું. (શ્લો. ૨૭) (૩) અજામિલ જેવો દુરાચારી પણ તરે છે (શ્લો. ૩૦ (૪) પાપીમાં પાપીઓ સ્ત્રી વૈશ્યો અને શૂદ્રો પણ તરે છે–તેમાં વિદ્યા, ધન કે નાતજાતનો ભેદ નથી. (શ્લો. ૩૩) (૫) શ્રદ્ધા અને ભક્તિ એ બે એનાં મહાસાધન છે. આટલા મુખ્ય સિદ્ધાન્તો બતાવ્યા છે.

આ ભાગવત ધર્મ ભાગવત અને ગીતાજીમાં સ્થળે સ્થળે છે. જિજ્ઞાસુઓને તે ઉપરનાં લક્ષણોથી તારવી લેવા વિનંતી છે.

આ ધર્મ એક સંપ્રદાય છે. એ સંપ્રદાયના આચાર્ય ભગવાન્ સંકર્ષણ–શેષનારાયણ છે. શ્રીમદ્‌ભાગવતે એની પરંપરા તૃતીય સ્કંધના આઠમા અધ્યાયમાં આપી છે. નારદજી

તેના વાહક ભગવાન શેષનારાયણ–સનત્કુમાર–સાંખ્યાયન, પરાશર, બૃહસ્પતિ અને મહર્ષિ મૈત્રેય છે. આ એની ગુરુ-પરંપરા * ભાગવતે બતાવી છે. આચાર્યશ્રી મહાપ્રભુજી, શ્રી કૃષ્ણસ્વરૂપ શ્રી ચૈતન્યદેવ અને શ્રી રૂપગોસ્વામીએ આ સંપ્રદાયને દૃઢ બનાવ્યો છે. આ ભાગવત ધર્મની સ્પષ્ટ સમજ પડે એવો ઉલ્લેખ ભાગવતમાં પાંચ જગાએ છે. (૧) ચિત્રકેતુએ શેષ ભગવાન પાસે પ્રાપ્ત કરેલી વિદ્યાના પ્રસંગે (૨) શ્રી સનત્કુમારે પૃથુ રાજાને આપેલા ઉપદેશમાં અને (૩) એકાદશ સ્કંધમાં નિમિ અને નવ યોગેશ્વરોના સંવાદમાં (૪) ભાગવત માહાત્મ્યમાં સનકાદિ અને નારદજીના સંવાદમાં, (૫) સપ્તમ સ્કંધમાં અ. ૬ અને ૭ માં.

આ ભાગવતી ભક્તિનું યથાર્થ વર્ણન કરવા માટે તો પ્રકરણો લખવાં પડે એમ છે. પણ નિષ્કર્ષરૂપ એક શ્લોક ભક્તિરસામૃતસિન્ધુમાં શ્રી રૂપગોસ્વામી મહારાજે આપ્યો છે. આ ભક્તિ :—

क्लेशघ्नी शुभदा मोक्षलघुताकृत्सुदुर्लभा।
सान्द्रानन्दविशेषात्मा श्रीकृष्णाकर्षिणी च सा॥

*મૂળમાં આ પરંપરા ભાગવત પુરાણને અનુલક્ષીને છે. પણ સિદ્ધાન્તો ભાગવત ધર્મના છે. ભાગવત પુરાણની પરંપરા ભગવાન બ્રહ્મદેવ–નારદ–વ્યાસ–શુક–સૂત–શૌનક–આ પ્રમાણે જાણીતી છે. એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે, કે ઉપર જણાવેલી પરંપરા ભાગવત ધર્મની છે. સ્વયં ભાગવત અને ગીતા પણ ભાગવતધર્મના જ ગ્રંથો છે. નારદ પાંચરાત્ર, શાંડિલ્યસૂત્ર વગેરે એના વિશિષ્ટ ગ્રંથો છે. એના વધુ અભ્યાસ માટે જૂઓ ગીતારહસ્ય–લોકમાન્ય ટિળક, વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ, Shaivism and Vaishnavism, વગેરે.

१. क्लेशघ्नी—अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः क्लेशाः।

અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ-નો નાશ કરનારી,

२. शुभदा—

शुभानि प्रीणनं सर्वजगतामनुरक्तता।
सद्गुणाः सुखमित्यादीन्याहुर्याताानि मनीषिभिः॥

સર્વ પ્રાણી ઉપર પ્રીતિ, અનુરાગ, સદ્દગુણ, અને સુખ આપનારી,

૩. मोक्षलघुताकृत् નારદ પંચરાત્રમાં.

×हरिभक्तिमहादेव्याः सर्वा मुक्त्यादिसिद्धयः।
मुक्तयश्चाद्भुतास्तास्यापि सेविका यदनुव्रताः।

જેવી રીતે દાસીઓ મહારાણીની પાછળ માનપૂર્વક જાય છે, તેમ ભુકિત તથા મુકિત આદિ સિદ્ધિઓ ભકિત દેવીને અનુસરે છે.

૪. सुदुर्लभा—

ज्ञानतः सुलभा मुक्तिः भुक्तिर्यज्ञादिपुण्यतः।
सेयं साधनसाहस्रैर्हरिभक्तिः सुदुर्लभा॥

આ ભકિત અનુગ્રહાત્મક હોવાથી દુર્લભ છે.

૫. सान्द्रानन्दविशेषात्मा—આનંદનું સાન્દ્ર સ્વરૂપ છે. કારણ કે ભગવાન રસરૂપ છે. रसो वै सः।

૬. श्रीकृष्णाकर्षिणी—ભગવાન સ્વયં શ્રીમુખે કહે છે:-

न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता॥

× જુઓ ભાગવત માહાત્મ્ય અ. ૨, શ્લો. ૭.

જેટલા પ્રમાણમાં ભક્તિ મને વશ કરી શકે છે, એટલા પ્રમાણમાં યોગ, સાંખ્ય, ધર્મ સ્વાધ્યાય, તપ અથવા ત્યાગ વશ કરતાં નથી.

આ ઉપરથી પ્રિય વાચકને સમજાશે કે માનવ જીવનમાં ભગવાનની ભક્તિની ઉપયોગિતા કેટલી છે. આવી ભક્તિનો એક અંશ પણ માનવ જીવનને ઉદ્ધારવા પૂરતો છે. આથી બીજાં બધાં સાધનો—કર્મ, જ્ઞાન, યોગ, સાંખ્ય, ગુરુ વગેરેની અપેક્ષાએ ભક્તિસાધનનું વિસ્તૃત વર્ણન કર્યું.

આ પ્રકરણમાં ભાગવતે આપેલાં સર્વ સાધનોનાં અને ખાસ કરીને ભક્તિનાં પ્રમાણો આપીએ છીએ.



## સાધનો

૧ યોગસાધન :—

दानं स्वधर्मो नियमो यमश्च
श्रुतञ्च कर्माणि च सद्व्रतानि ।
सर्वे मनोनिग्रहलक्षणान्ताः
परो हि योगो मनसः समाधिः ॥
समाहितं यस्य मनः प्रशान्तं
दानादिभिः किं वद तस्य कृत्यम् ।
असंयतं यस्य मनो विनश्यद्
दानादिभिश्चेदपरं किमेभिः ॥ भा. ११-२३-४६-४७

દાન, નિત્ય-નૈમિત્તિક સ્વધર્મ, નિયમ, યમ, વ્રતો અને બીજાં પણ સઘળાં સત્કર્મો, એ સર્વેનું ફળ મનનો નિગ્રહ થાય એ જ છે. એનું જ નામ યોગ. જેનું મન સારી રીતે શાન્ત થયેલું છે, તેને દાન વગેરે કરવાનું શું પ્રયોજન છે? (મનની વિશુદ્ધિ એ મહાદાન છે.) અને જેનું મન ચંચલ હોય તેને દાન કરવાથી શું ફળ?

૨ યોગતત્ત્વ :—

सुखदुःखप्रदो नान्यः पुरुषस्यात्मविभ्रमः ।
मित्रोदासीनरिपवः संसारस्तमसः कृतः ॥
तस्मात् सर्वात्मना तात निगृहाण मनो धिया ।
मय्यावेशितया युक्त एतावान् योगसंग्रहः ॥ ११-२३-६०-६१

આત્મસ્વરૂપનો વિભ્રમ-અજ્ઞાન એ જ સુખદુઃખ ઉત્પન્ન કરનાર છે; એ સિવાય બીજો વસ્તુસત્તા ધરાવનાર પદાર્થ કોઈ પણ નથી. મિત્ર, ઉદાસીન અને શત્રુ-આ સર્વ સંસાર અજ્ઞાનથી જ દેખાય છે. એટલા માટે હે ઉદ્ધવ ! મારામાં બુદ્ધિને સ્થિર કરીને તમે સર્વથા મનનો નિગ્રહ કરો. મનનો નિગ્રહ કરવો એ જ યોગનું મૂળ સ્વરૂપ છે.

૩ યોગનો નિયમ :—

सङ्गं न कुर्यात्प्रमदासु जातु
योगस्य पारं परमारुरुक्षुः ।

યોગપારંગત થવાની ઈચ્છાવાળા પુરુષે સ્ત્રીઓનો કદી પણ સંગ કરવો ન જોઈએ.

૪ સબીજ યોગનું સ્વરૂપ અને લક્ષણ :—

योगस्य लक्षणं वक्ष्ये सबीजस्य........ ।
स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ॥
दैवाल्लब्धेन सन्तोष आत्मविच्चरणार्चनम् ॥
ग्राम्यधर्मनिवृत्तिश्च मोक्षधर्मरतिस्तथा ।
मितमेध्यादनं शश्वद्विविक्तक्षेमसेवनम् ॥
अहिंसा सत्यमस्तेयं यावदर्थपरिग्रहः ।
ब्रह्मचर्यं तपः शौचं स्वाध्यायः पुरुषार्चनम् ॥
मौनं सदाऽऽसनजयः स्थैर्यं प्राणजयः शनैः ।
प्रत्याहारश्चेन्द्रियाणां विषयान्मनसा हृदि ॥
स्वधिष्ण्यानामेकदेशे मनसा प्राणधारणम् ।
वैकुण्ठलीलाभिध्यानं समाधानं तथात्मनः ॥
एतैरन्यैश्च पथिभिर्मनो दुष्टमसत्पथम् ।
बुद्ध्या युञ्जीत शनकैर्जितप्राणो ह्यतन्द्रितः ॥ भा. ३–२८–१–७

હવે હું તમને સબીજ યોગનું સ્વરૂપ કહું છું : શક્તિ પ્રમાણે સ્વધર્માચરણ કરવું, વિરુદ્ધ ધર્મથી, અધર્મથી અને પરધર્મથી દૂર રહેવું; દૈવયોગે જે મળી આવે તેથી સંતોષ રાખવો. આત્મજ્ઞાની પુરુષોના ચરણોની સેવા કરવી, ગ્રામ્ય ધર્મ-(ધર્મ, અર્થ અને કામ) કર્મોથી દૂર રહેવુ, મોક્ષધર્મમાં આસક્તિ રાખવી, માપસર પવિત્ર વસ્તુનું ભોજન કરવું, નિરંતર એકાંતસેવન કરવું, અહિંસા પાળવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, પોતાને જેટલા પદાર્થોનું પ્રયોજન હોય

તેટલા જ પદાર્થો ગ્રહણ કરવા, બ્રહ્મચર્ય પાળવું, તપશ્ચર્યા કરવી, બાહ્ય અને આભ્યંતર પવિત્રતા જાળવવી, નિત્ય સ્વાધ્યાય કરવો, ભગવાનની પૂજા કરવી, મૌન રાખવુ, ઉત્તમ આસનનો જય કરી તેની સ્થિરતા કરવી, ધીમે ધીમે પ્રાણાયામ વડે પ્રાણવાયુનો જય કરવો, મન દ્વારા ઇન્દ્રિયોને વિષયો તરફથી પછી વાળવી અને તેઓને હૃદયમાં સ્થાપવી, ભગવાનની લીલાઓનું ધ્યાન કરવું, મનને કેવળ આત્માકાર કરી દેવુ–આ અને આ સિવાયના બીજા ઉપાયોથી નીચ માર્ગે જતા દુષ્ટ મનને બુદ્ધિદ્વારા પ્રાણાયામ કરતાં, આળસ રહિત બની ધીમે ધીમે ભગવાનમાં યોજી દેવુ.

૫ ધ્યાનયોગના રીત અને ફળ :—

इन्द्रियाणीन्द्रियार्थेभ्यो मनसाऽऽकृष्य तन्मनः ।
बुद्धया सारथिना धीरः प्रणयेन्मयि सर्वतः ॥
तत् सर्वव्यापकं चित्तमाकृष्यैकत्र धारयेत् ।
नान्यानि चिन्तयेद् भूयः सुस्मितं भावयेन्मुखम् ॥
तत्र लब्धपदं चित्तमाकृष्य व्योम्नि धारयेत् ।
तच्च त्यक्त्वा मदारोहो न किञ्चिदपि चिन्तयेत् ॥
एवं समाहितमतिर्मामेवात्मानमात्मनि ।
विचष्टे मयि सर्वात्मन् ज्योतिर्ज्योतिषि संयुतम् ॥
ध्यानेनेत्थं सुतीव्रेण युञ्जतो योगिनो मनः ।
संयास्यत्याशु निर्वाणं द्रव्यज्ञानक्रियाभ्रम.

ભા. ૧૧–૧૪–૪૨–૪૬

મારાં સ્વરૂપનું ધ્યાન કરતા પુરુષે ઇન્દ્રિયોને તેઓના વિષયો તરફથી મનદ્વારા આકર્ષી લઈ તે મનને બુદ્ધિની સહાયથી ચારે બાજુએથી નિરુદ્ધ કરી મારી (ભગવાનની) અંદર લઈ જવુ મારાં સર્વ અંગોમાં વ્યાપ્ત થયેલા તે ચિત્તને ખેંચીને પછી એક એક અંગમાં જોડતા જવુ અને બીજાં અંગોનું ધ્યાન છોડી દેવું; પરંતુ મંદ હાસ્યવાળા સુંદર મુખમાં ચિત્તને ઘણીવાર સુધી જોડી રાખવુ.

મારા મુખ વિષે સારી રીતે સ્થિર થયા પછી મનને કારણસ્વરૂપમા જોડી દેવુ પછી એ કારણસ્વરૂપના ધ્યાનને પણ છોડી દઈ શુદ્ધ બ્રહ્મમાં સ્થિત કરી કાંઈ પણ ચિંતન કરવુ નહિ (ધ્યાતા અને ધ્યેયના વિભાગને પણ છોડી દેવો.) આ પ્રમાણે સમાધિ પર્યંત ધ્યાન કરવાવાળો પુરુષ મનેજ પોતાનામાં દેખે છે અને પોતાને તેજમાં વ્યાપતા તેજની માફક મારા સ્વરૂપમા જોડાઈ ગયેલો જુએ છે. આ પ્રમાણે અત્યત તીવ્ર ધ્યાનથી મનનું સમાધાન કરતા યોગીનો અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવરૂપ અથવા દૃશ્ય, દ્રષ્ટા અને દર્શનરૂપ ભ્રમ તરત શાન્ત થાય છે.

૬ ભગવાનમાં ઇન્દ્રિયોની એકાગ્રતાનુ ફળ :—

यदेन्द्रियोपरामोऽथ द्रष्टात्मनि परे हरौ।
विलीयन्ते तदा क्लेशा संसुप्तस्येव कृत्स्नश.॥ भा. ३-७-१३

જ્યારે અતર્યામી પરમાત્મા શ્રીહરિમા દ્રષ્ટાની સર્વ ઇન્દ્રિયો નિશ્ચળ થાય છે ત્યારે નિદ્રાધીન થયેલા માણસના દુ ખો પેઠે સમગ્ર ક્લેશો નાશ પામે છે

૭. સાખ્ય અને યોગની એકતા —

ज्ञानयोगश्च मन्निष्ठो नैर्गुण्यो भक्तिलक्षण ।
द्वयोरप्येक एवार्थो भगवच्छब्दलक्षण ॥ भा ३-३२-३२

આ નિર્ગુણ-બ્રહ્મ-વિષયક જ્ઞાનયોગ, અને મારામાં યોજેલો ભક્તિયોગ એ બન્નેનુ ફળ એક જ છે આ બન્ને દ્વારા યોગી કે ભક્ત ભગવાનનો સાક્ષાત્કાર કરવારૂપ એક જ ફળ પ્રાપ્ત કરી શકે છે.

૮ યમ-નિયમની વ્યાખ્યા અને સ્વરૂપ·—

अहिंसा सत्यमस्तेयमसङ्गो ह्रीरसञ्चय ।
आस्तिक्यं ब्रह्मचर्यं च मौन स्थैर्य क्षमाभयम् ॥
शौचं जपस्तपो होम. श्रद्धातिथ्यं मदर्चनम् ।
तीर्थाटनं परार्थेहा तुष्टिराचार्यसेवनम् ॥

एते यमाः सनियमा उभयोर्द्वादश स्मृताः
पुंसामुपासितास्तात यथाकामं दुहन्ति हि ॥ भा. ११ १९-३३-३५

અહિંસા, સત્ય, ચોરી ન કરવી, અસંગ—એકાન્તસેવન, લજ્જા, અપરિગ્રહ, આસ્તિકપણું, બ્રહ્મચર્ય, મૌન, સ્થિરતા, ક્ષમા અને અભય–આ બાર યમ કહેવાય છે. તેમજ પવિત્રતા, જપ, તપ, હોમ, શ્રદ્ધા, અતિથિસત્કાર, મારી (પરમાત્માની) પૂજા, તીર્થાટન, પરહિતનો પ્રયત્ન, સંતોષ અને ગુરુની સેવા–આ બાર નિયમો કહેવાય છે. હે તાત! આ જે યમો તથા નિયમો કહેવામાં આવ્યા છે તેઓનું જો સેવન કર્યું હોય તો તેઓ પુરુષોને ઇચ્છાનુસાર મોક્ષ અથવા અભ્યુદયની પ્રાપ્તિ કરાવે છે.

૯. અહિંસા-પરમ ધર્મ:—

१. नायं मार्गो हि साधूनां हृषीकेशानुवर्तिनाम् ।
यदात्मानं पराग्गृह्य पशुवद्भूतवैशसम् ॥ भा. ८-११-१०

આત્માથી ભિન્ન શરીરને આત્મા માનીને પશુઓની પેઠે પ્રાણીઓનો જ્ઞાનપૂર્વક સંહાર કરવો, એ શ્રીભગવાનને અનુસરનારા સત્પુરુષોનો માર્ગ નથી.

२. नैतादृशः परो धर्मो नृणां सद्धर्ममिच्छताम् ।
न्यासो दण्डस्य भूतेषु मनोवाक्कायजस्य यः ॥ भा. ७-१५-८

મનુષ્યે મન, વચન અને કાયાથી કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ. આના જેવો સદ્ધર્મની ઇચ્છાવાળા મનુષ્યો માટે બીજો કોઈ ધર્મ નથી.

૧૦. ઋતની વ્યાખ્યા:—

ऋतं च सुनृता वाणी । भा. ११-१९-३८

સત્ય અને પ્રિય વાણીને વિદ્વાનો ઋત કહે છે.

૧૧. સત્યની વ્યાખ્યા:—

सत्यं च समदर्शनम् । भा. ११-१९-३७

સર્વને સમાન ભાવે જોવું તે જ સત્ય છે.

૧૨. અપરિગ્રહ-પ્રશંસાઃ—

**परिग्रहो हि दुःखाय यद्यत् प्रियतरं नृणाम् ।**
**अनन्तं सुखमाप्नोति तद्विद्वान् यस्त्वकिञ्चनः ॥** ભા. ૧૧-૯-૧

જે વસ્તુ અત્યંત પ્રિય હોય છે તેનો પરિગ્રહ-સ્વીકાર કરવો તે માણસ માટે દુઃખકારક છે. આ તત્ત્વને જાણનારો વિવેકી મનુષ્ય પરિગ્રહનો ત્યાગ કરી અનંત સુખને પામે છે. ખરેખર વિદ્વાન તે જ છે કે જે અકિંચન-અપરિગ્રહી હોય છે.

૧૩. નિરપેક્ષતા સર્વોત્તમ કલ્યાણનું સાધન છેઃ—

**नैरपेक्ष्यं परं प्राहुर्निःश्रेयसमनल्पकम् ।** ભા. ૧૧-૨૦-૩૫

કોઈ પણ વસ્તુની ઈચ્છા ન કરવી તે જ ઉત્કૃષ્ટ ફળ છે, એમ વિદ્વાનો કહે છે.

૧૪. શુદ્ધિનાં સાધનોઃ—

**कालेन स्नानशौचाभ्यां संस्कारैस्तपसेज्यया ।**
**शुद्ध्यन्ति दानैः सन्तुष्ट्या द्रव्याण्यात्माऽऽत्मविद्यया ॥**

ભા. ૧૦-૫-૪

કાળથી પૃથ્વી, સ્નાનથી શરીર, ધોવાથી વસ્ત્રો, તપશ્ચર્યાથી ઇન્દ્રિયો, સંસ્કારોથી ગર્ભ, યજ્ઞોથી બ્રાહ્મણો, દાનથી ધન, સંતોષથી મન અને બ્રહ્મવિદ્યાથી જીવાત્મા શુદ્ધ થાય છે.

૧૫. શમનો મહત્તા અને લાભઃ—

**यः समुत्पतितं देहे आकाशान्मन्युमुल्बणम् ।**
**आत्मजिज्ञासया यच्छेत् स गुणानतिवर्तते ॥** ભા. ૬-૪-૧૪

જે મનુષ્ય અકસ્માત પોતાના શરીરમાં ઉત્પન્ન થયેલા ઉગ્ર ક્રોધને આત્મવિચારથી કાબૂમાં રાખે છે તે મનુષ્ય પ્રકૃતિના ગુણોને જીતી શકે છે.

૧૬. શમ, દમ, તિતિક્ષા અને ધૃતિની વ્યાખ્યાઃ—

**शमो मन्निष्ठता बुद्धेः ।**

બુદ્ધિનો નિગ્રહ–પરમાત્મામાં એકાગ્રતા–તે 'શમ' છે.

दम इन्द्रियसंयमः ।

ઇન્દ્રિયોના નિગ્રહને 'દમ' કહે છે

तितिक्षा दुःखसंमर्षः ।

આત્મજ્ઞાન માટે દુઃખ સહન કરવાં તે 'તિતિક્ષા' છે.

जिह्वोपस्थजयो धृतिः । भा. ११–१९–३६

જીભ અને જનનેન્દ્રિય ઉપરના વિજયને ધૃતિ-ધૈર્ય કહે છે.

૧૭. ક્ષમાનો ગુણઃ—

क्षमया रोचते लक्ष्मीर्ब्राह्मी सौरी यथा प्रभा ।
क्षमिणामाशु भगवांस्तुष्यते हरिरीश्वरः भा. ९–१५–४०

ક્ષમાને લીધે જ બ્રહ્મતેજ સૂર્યની કાન્તિની પેઠે પ્રકાશે છે. ક્ષમા કરનારાઓ ઉપર સર્વાન્તર્યામી પ્રભુ સત્વર પ્રસન્ન થાય છે.

૧૮. સમત્વનું ફળઃ—

साधुः समत्वेन भयाद् विमुच्यते । भा. १०–७–३१

સત્પુરુષ સમભાવને લીધે ભયથી મુક્ત થાય છે.

૧૯. પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણાનું ફળ—

प्राणायामैर्दहेद्दोषान् धारणाभिश्च किल्बिषान् ।
प्रत्याहारेण संसर्गान् ध्यानेनानीश्वरान् गुणान् भा. ३–२८–१

પ્રાણાયામો કરીને વાત, પિત્ત અને કફ–એ ત્રણે દોષોનો નાશ કરવો, ધારણાથી પાપો બાળી નાખવાં, પ્રત્યાહારથી વિષયોના સંસર્ગોનો નાશ કરવો અને ધ્યાનથી રાગાદિ ક્ષુદ્ર ભાવવાળા ગુણોનો વિનાશ કરવો.

૨૦. કુપાત્રનું તપ અનર્થ કરે છે.—

तपो विद्या च विप्राणां निःश्रेयसकरे उभे ।
त एव दुर्विनीतस्य कल्पेते कर्तुरन्यथा ॥ भा. ९–४–७०

તપ અને વિદ્યા એ બન્ને બ્રાહ્મણોનું કલ્યાણ કરનારાં છે; પણ તે જ બન્ને ઉદ્ધત બ્રાહ્મણનો અનર્થ કરે છે.

## (૨) જ્ઞાનસાધન

૨૧. જ્ઞાનની વ્યાખ્યાઃ—

नवैकादश पञ्च त्रीन् भावान् भूतेषु येन वै।
ईक्षेताथैकमप्येषु तज्ज्ञानं मम निश्चितम् ॥ भा. ११-१९-२४

જેના જ્ઞાન-વડે મનુષ્ય બધાં પ્રાણીઓમાં પ્રકૃતિ, પુરુષ, મહતત્ત્વ અહંકાર, પાંચ તન્માત્રાઓ, અગિયાર ઇન્દ્રિયો, પાંચ મહાભૂતો અને ત્રણ ગુણો—આ અઠ્ઠાવીસ તત્ત્વોને જોઈ શકે, અને તે બધાં તત્ત્વોમાં વ્યાપેલા મને એકને જાણી શકે, તે જ મારું યથાર્થ જ્ઞાન છે એમ સમજવું.

૨૨. જ્ઞાનનું ફળ—

श्रुतस्य पुंसां सुचिरश्रमस्य
नन्वञ्जसा सूरिभिरीडितोऽर्थः।
यत्तद्गुणानुश्रवणं मुकुन्द-
पादारविन्दं हृदयेषु येषाम् ॥ भा ३-१३-४

ઘણા કાળ સુધી પરિશ્રમ કરી શ્રવણ કરીને પ્રાપ્ત કરેલા જ્ઞાનનું, વિદ્વાન માણસોએ એ ફળ બતાવ્યું છે કે જેથી મુક્તિદાતા પરમાત્માના ગુણાનુવાદનું ચિરંતન શ્રવણ થાય અને હૃદયમાં એમનાં ચરણનો વાસ રહે.

૨૩. જ્ઞાનીની દૃષ્ટિઃ—

तदिदं कालरशनं जना पश्यन्ति सूरयः।
न हृष्यन्ति न शोचन्ति ... ... . ... ॥ भा. ८-११-८

કાળની આ યંત્રણાને વિદ્વાન મનુષ્યો જોઈ શકે છે અને તેથી તેઓ કોઈને માટે હર્ષ પામતા નથી, કે કોઈનો શોક કરતા નથી.

૨૪. ભક્તિ વિના જ્ઞાન નિષ્ફળ છે—

श्रेयःसृतिं भक्तिमुदस्य ते विभो
क्लिश्यन्ति ये केवलबोधलब्धये।

तेषामसौ क्लेशल एव शिष्यते
नान्यद् यथा स्थूलतुषावघातिनाम् ॥ भा. १०-१४-४

હે વ્યાપક દેવ ! અભ્યુદય (વ્યાવહારિક કલ્યાણ) અને મોક્ષ-રૂપ કલ્યાણને વહેવડાવતી આપની ભક્તિનો ત્યાગ કરી જેઓ કેવળ જ્ઞાનસંપાદન કરવા માટે પરિશ્રમ કરે છે, તેઓ જેમ (ધાન્ય વિનાનાં) ફોતરાં ખાંડનારાઓને કેવળ પરિશ્રમ વિના બીજું કંઈ મળતું નથી, તેમ તેઓ કેવળ પરિશ્રમ વિના બીજું કંઈ પણ મેળવતા નથી. ... ...

૨૫. જ્ઞાન સિદ્ધિઓનું કારણ છેઃ—

तेषां दुरापं किं त्वन्यन्मर्त्यानां भगवत्पदम् ।
भुवि लोलायुषो ये वै नैष्कर्म्यं साधयन्त्युत भा. ४-२३-२७

જે મનુષ્યો આ પૃથ્વી ઉપર અલ્પાયુષી હોવા છતાં ભગવાનની પ્રાપ્તિ કરાવનારૂ જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેઓને બીજુ શું દુર્લભ હોય છે?

૨૬. બ્રહ્મજ્ઞાનનાં સાધનોની પરંપરાઃ—

(અનુગ્રહથી તત્ત્વજ્ઞાન)

शृण्वतां स्वकथां कृष्ण: पुण्यश्रवणकीर्तनः ।
हृद्यन्तःस्थो ह्यभद्राणि विधुनोति सुहृत्सताम्॥
नष्टप्रायेष्वभद्रेषु नित्यं भागवतसेवया ।
भगवत्युत्तमश्लोके भक्तिर्भवति नैष्ठिकी ॥
तदा रजस्तमोभावाः कामलोभादयश्च ये ।
चेत एतैरनाविद्धं स्थितं सत्त्वे प्रसीदति ॥
एवं प्रसन्नमनसो भगवद्भक्तियोगतः ।
भगवत्तत्त्वविज्ञानं मुक्तसंगस्य जायते ॥ भा. १-२-१७-२०

આ રીતે કથા શ્રવણ કરતા મનુષ્યોના હૃદયમાં જેમનું શ્રવણ-કીર્તન પવિત્ર છે, એવા શ્રીકૃષ્ણ ભગવાન નિવાસ કરે

છે અને સજ્જનોનું હિત કરનાર તે ભગવાન તેમની કામાદિ વાસનાઓનો નાશ કરે છે આમ નિત્ય ભગવાનના ભક્તોની કે ભાગવતશાસ્ત્રની સેવાથી કામાદિ અમંગળ નાશ પામતા પવિત્ર કીર્તિવાળા ભગવાન ઉપર નિશ્ચળ ભક્તિ ઉત્પન્ન થાય છે. આ સ્થિતિમા રહેલા ભક્તનું મન રજોગુણ અને તમોગુણથી ઉત્પન્ન થનારા કામ-લોભાદિ ભાવોથી પરાભવ પામતુ નથી અને સત્ત્વગુણમાં સ્થિર રહી શાંત થાય છે એ રીતે ભગવાનના ભક્તિયોગથી શાંત થયેના મનવાળા અને તેથી જ સંસારસંગથી મુક્ત થયેલા મનુષ્યને ભગવાનના તત્ત્વનુ જ્ઞાન ઉત્પન્ન થાય છે

૨૭ બ્રહ્મદર્શનના સાધનો.—

पतद्ध श्रद्धया भक्त्या योगाभ्यासेन नित्यश·।
समाहितात्मा नि सङ्गो विरक्त्या परिपश्यति ॥ भा ३-३२-३०

આ પરબ્રહ્મને શ્રદ્ધા, ભક્તિ, વૈરાગ્ય તથા યોગાભ્યાસથી જેનુ મન એકાગ્ર થયુ હોય તેવો નિ સંગ પુરુષ સર્વત્ર જોઈ શકે છે

૨૮ બ્રહ્મદર્શનનો ઉપાય —

यथा नभसि मेघौघो रेणुर्वा पार्थिवोऽनिले।
पव द्रष्टरि दृष्यत्वमारोपितमबुद्धिभि ॥
अत पर यदव्यक्तमव्यूढगुणव्यूहितम्।
अदृष्टाश्रुतवस्तुत्वात् स जीवो यत्पुनर्भव ॥
यत्रेमे सदसद्रूपे प्रतिषिद्धे स्वसंविदा।
अविद्ययात्मनि कृत इति तद्ब्रह्मदर्शनम् ॥ भा १३।१३२

જેમ મેઘમંડળ વાયુના આધારવાળુ હોવા છતા અજ્ઞાનીઓ તેનો આકાશમા આરોપ કરે છે જેમ પૃથ્વીની રજનો અજ્ઞાનીઓ વાયુમા આરોપ કરે છે, તેમ અજ્ઞાની પુરુષ, દ્રષ્ટા (આત્મા)માં દૃશ્ય (શરીર)નો આરોપ કરે છે વળી એ સ્થૂલ શરીરથી પર રહેલા સૂક્ષ્મ શરીરનો પણ અજ્ઞાનીઓ આત્મામા આરોપ કરે છે એ

સૂક્ષ્મ શરીર મહત્તત્ત્વાદિ ગુણોથી પરિણામ પામતા (આકાર ધારણ કરતા) હાથ-પગ વગેરે આકારોવાળું નથી: કેમકે તે સ્થૂલ શરીરની પેઠે દેખાતું નથી, તેમ જ ઇન્દ્રિયાદિ પેઠે સંભળાતું પણ નથી. આ સૂક્ષ્મ શરીર આત્માને ઉપાધિરૂપ હોવાથી 'જીવ' કહેવાય છે. આ સૂક્ષ્મ શરીર પુનર્જન્મનું કારણ છે. અવિદ્યાવડે આત્મામાં આરોપિત થયેલાં આ બન્ને-સ્થૂલ-સૂક્ષ્મ શરીર, ભક્તિ તથા સમ્યક્ જ્ઞાન વડે જ્યારે દૂર કરાય છે, ત્યારે 'જીવ' જ્ઞાનસ્વરૂપ 'બ્રહ્મ' બને છે.

૨૯ સગુણ-નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિના ઉપાયોઃ—

क्रियया क्रतुभिर्दानैस्तपः स्वाध्यायमर्शनैः ।
आत्मेन्द्रियजयेनापि संन्यासेन च कर्मणाम् ॥
योगेन विविधाङ्गेन भक्तियोगेन चैव हि ।
धर्मेणोभयचिह्नेन यः प्रवृत्तिनिवृत्तिमान् ॥
आत्मतत्त्वावबोधेन वैराग्येण दृढेन च ।
ईयते भगवानेभिः सगुणो निर्गुणः स्वदृक् ॥ भा. ३-३२-३४-३६

વાવ-કૂવા બંધાવવા વગેરે ક્રિયાઓ, યજ્ઞ, દાન, તપ, સ્વાધ્યાય, વેદ-શાસ્ત્રોના અર્થનો વિચાર, મન તથા ઇન્દ્રિયોનો જય, કર્મોનો ત્યાગ, અનેકાંગી યોગાભ્યાસ, ભક્તિયોગ, સકામ અને નિષ્કામ ધર્મ, પ્રવૃત્તિમાર્ગ અથવા નિવૃત્તિમાર્ગ, આત્મતત્ત્વનું જ્ઞાન અને દૃઢ વૈરાગ્ય, આ સર્વ માર્ગોથી સગુણ કે નિર્ગુણ સ્વયં-પ્રકાશ પરમાત્માને પામી શકાય છે.

૩૦. આત્મજ્ઞાન મોક્ષદાતા છેઃ—

मामात्मानं स्वयंज्योतिः सर्वभूतगुहाशयम् ।
आत्मन्येवात्मनि वीक्ष्य विशोकोऽभयमृच्छति भा. ३-२४-३९

પ્રાણીમાત્રની હૃદયગુહામાં રહેલા સ્વયંજ્યોતિ આત્મસ્વરૂપ એવા મારા (ભગવાનના) તત્ત્વનું તમે પોતે તમારા પોતાના જ

સ્વરૂપમાં દર્શન કરીને શોક રહિત થશો તો અભય-મોક્ષપદ-ને પ્રાપ્ત કરશો.

**૩૧. જ્ઞાન પરમ કલ્યાણનું સાધન છે:—**

श्रेयसामिह सर्वेषां ज्ञानं निःश्रेयसं परम् ।
सुखं तरति दुष्पारं ज्ञाननौर्व्यसनार्णवम् ॥ भा. ४-२४-७५

આ જગતમાં સર્વ કલ્યાણમાં 'જ્ઞાન' એ જ પરમ સર્વોત્કૃષ્ટ કલ્યાણસાધન છે. જ્ઞાનરૂપી નૌકાવાળો મનુષ્ય દુષ્પાર દુઃખસમુદ્રને સુખેથી તરી જાય છે.

**૩૨. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યની વ્યાખ્યા:—**

धर्मो मद्भक्तिकृत् प्रोक्तः ।

જેનાથી ભગવત્પ્રેમ ઉત્પન્ન થાય તે 'ધર્મ' છે.

ज्ञानं चैकात्म्यदर्शनम् ।

જે સર્વત્ર અભિન્ન એક આત્મસ્વરૂપનું દર્શન કરાવે તે જ્ઞાન છે.

गुणेष्वसङ्गो वैराग्यम् ।

ભોગ્ય વિષયો—માયાના પદાર્થોમાં અનાસક્તિ તે 'વૈરાગ્ય' છે.

ऐश्वर्यं चाणिमादयः । भा. ११-१९-२७

અણિમા વગેરે સિદ્ધિઓને ઐશ્વર્ય કહે છે.

**૩૩. વિજ્ઞાનની વ્યાખ્યા:—**

आदावन्ते च मध्ये च सृज्यात् सृज्यं यदन्वियात् ।
पुनस्तत्प्रतिसंक्रामे यच्छिष्येत तदेव सत् ॥
श्रुतिः प्रत्यक्षमैतिह्यमनुमानं चतुष्टयम् ।
प्रमाणेष्वनवस्थानाद् विकल्पात् स विरज्यते ॥
कर्मणां परिणामित्वादाविरिञ्चादमङ्गलम् ।
विपश्चिन्नश्वरं पश्येददृष्टमपि दृष्टवत् ॥ भा. ११-१९-१६-१८

જે વસ્તુ પદાર્થોની આદિમાં રહેલી હોય, સર્જન વખતે તેનાથી

દરેક પ્રાણી પોતાનાં કર્મ વડે ઉત્પન્ન થાય છે; કર્મ વડે જ નાશ પામે છે અને કર્મ વડે જ સુખ, દુઃખ, ભય તથા કલ્યાણને પામે છે. કદાચ માનીએ કે પ્રાણીઓને કર્મનાં ફળ આપનારો ઈશ્વર છે. તો પણ એ તો નક્કી જ છે કે તે પણ કર્મ કરનારને જ ફળ આપી શકે છે; કર્મહીનને કંઇ પણ આપવા સમર્થ નથી. આ જગતમાં પ્રાણીઓ પોતાના કર્મને જ અનુસરી રહ્યાં છે. તો કર્મથી ભિન્ન બીજી કોઈ ઈન્દ્ર જેવી શકિતને પૂજવાની શી જરૂર છે? (મનુષ્યોના પ્રાચીન સંસ્કારોથી જે કર્મ કરાયું છે તેને ફેરવી નાખવા ઈન્દ્ર પણ સમર્થ નથી.) સર્વ પ્રાણીઓ પોતાનાં પૂર્વજન્મનાં કર્મોના સંસ્કારને જ આધીન છે. દેવો, અસુરો તથા મનુષ્યો સહિત આ સર્વ જગત્ પોતપોતાના કર્માનુસાર પ્રાપ્ત સ્વભાવને આધારે જ (સ્થિતિ ધારણ કરી) રહ્યું છે. વળી પ્રાણી કર્મવડે જ ઉચ્ચ-નીચ દેહને પ્રાપ્ત કરે છે અને તેનો ત્યાગ કરે છે. આ રીતે કર્મ જ શત્રુ છે, મિત્ર છે, ઉદાસીન મધ્યસ્થ છે. કર્મ જ ગુરુ તથા ઈશ્વર છે. માટે કર્માનુસાર સ્થિતિ પ્રાપ્ત કરનારા કર્મશીલ મનુષ્યે કર્મને જ પૂજવું જોઈએ; કારણ કે તેના વડે જ મનુષ્ય પોતાની આજીવિકા ચલાવી શકે છે. માટે કર્મ જ તેનો દેવ છે. જેમ કોઈ વ્યભિચારિણી સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરીને પરપુરુષને સેવવાથી સુખ પામતી નથી તેમ કર્મને આધારે જીવતો મનુષ્ય કર્મને છોડીને બીજાનો આશ્રય કરે, તો તે પણ સુખ પામતો નથી.

૪૨ સકામ કર્મના ત્યાગનો ઉપદેશ :—

नृः क्षेत्रे जीवसंज्ञं यदनादि निजबन्धनम् ।
अदृष्ट्वा तस्य निर्वाणं किमसत्कर्मभिर्भवेत् ॥
एक एवेश्वरस्तुर्यो भगवान् स्वाश्रयः परः ।
तमदृष्ट्वाभवं पुंसः किमसत्कर्मभिर्भवेत् ॥
पुमान् नैवैति यद्गत्वा बिलस्वर्गं गतो यथा ।
प्रत्यग्धामाविद इह किमसत्कर्मभिर्भवेत् ॥

नानारूपात्मनो बुद्धिः स्वैरिणीव गुणान्विता।
तन्निष्ठामगतस्येह किमसत्कर्मभिर्भवेत् ॥
तत्सङ्गभ्रंशितैश्वर्यं संसरन्तं कुभार्यवत्।
तद्गतीरबुधस्येह किमसत्कर्मभिर्भवेत् ॥
सृष्टयप्ययकरीं मायां वेलाकूलान्तवेगिताम्।
मत्तस्य तामविज्ञस्य किमसत्कर्मभिर्भवेत् ॥
पञ्चविंशतितत्त्वानां पुरुषोऽद्भुतदर्पणम्।
अध्यात्ममबुधस्येह किमसत्कर्मभिर्भवेत् ॥
ऐश्वरं शास्त्रमुत्सृज्य बन्धमोक्षानुदर्शनम्।
विविक्तपदमज्ञाय किमसत्कर्मभिर्भवेत् ॥
कालचक्रं भ्रमिस्तीक्ष्णं सर्वं निष्कर्षयज्जगत्।
स्वतन्त्रमबुधस्येह किमसत्कर्मभिर्भवेत् ॥
शास्त्रस्य पितुरादेशं यो न वेद निवर्तकम्।
कथं तदनुरूपाय गुणविश्रम्भ्युपक्रमेत् ॥ भा. ६-५-११-२०

માણસને આત્મમુક્તિ વિના, પાર્થિવ શરીરવાળા, અનાદિ અને પોતે જ પોતાનું બંધન સરજનાર બીજાં અસત્કાર્યોથી શું!

સર્વના સાક્ષી, આધારસ્વરૂપ, સમગ્ર ઐશ્વર્યોથી યુક્ત, સર્વથી પર, મનુષ્યશરીરમાં રહેલા પરમાત્માનો સાક્ષાત્કાર કરાવનારાં કર્મો સિવાયનાં મિથ્યા કર્મોથી શું વળે?

જેને પામીને પુરુષ જાણે પાતાલમાં ગયો હોય તેમ, કદી પાછો ફરતો નથી, તે અંતર્જ્યોતિરૂપ પરબ્રહ્મને નહિં જાણનાર પુરુષનાં નાશવંત સ્વર્ગાદિના સાધનભૂત કર્મોથી શું!

ત્રણ ગુણો (સત્ત્વ, રજસ્ અને તમસ્)વાળી, સ્વેચ્છાપૂર્વક ફરનાર સ્ત્રી જેવી, અનેકરૂપ ધારણ કરનારી, આત્માની બુદ્ધિરૂપ સ્ત્રીનો અંત લાવનાર વિવેકને ન પ્રાપ્ત કરનારને યજ્ઞ-યાગાદિ કર્મોથી શું ફળ!

आत्मलोकैषणां देव कालेन विसृजेद् बुधः
ग्रामे त्यक्तैषणाः सर्वे यान्ति धीरास्तपोवनम् ॥
ऋणैस्त्रिभिर्द्विजो जातो देवर्षिपितृणां प्रभो।
यज्ञाध्ययनपुत्रैस्तान्यनिस्तीर्य त्यजन् पतेत् ॥

સત્પુરુષોએ કર્મથી કર્મોનો નાશ એ રીતે જણાવ્યો છે કે સર્વ યજ્ઞોના ઈશ્વર વિષ્ણુ ભગવાનનુ મનુષ્યે શ્રદ્ધાપૂર્વક યજ્ઞો-પરમાર્થનાં કાર્યો-કરી યજન કરવું. આ જ ચિત્તની શાંતિનું કારણ, મોક્ષનો ઉપાય અને મનને આનંદ આપે તેવો સુગમ ધર્મ વિદ્વાનોએ શાસ્ત્રદૃષ્ટિથી દર્શાવ્યો છે. ગૃહસ્થ બ્રાહ્મણને, ક્ષત્રિયને અને વૈશ્યને કલ્યાણ પ્રાપ્ત કરાવનારો આ જ માર્ગ છે કે ન્યાય વડે મેળવેલ ધનથી શ્રદ્ધાપૂર્વક ઈશ્વરનું યજન કરવું. બુદ્ધિમાન્ મનુષ્યો ધનના ફળરૂપ યજ્ઞો તથા દાનો કરીને ધનની ઈચ્છાનો, ગ્રહસ્થાશ્રમ-ધર્મ પાલનથી સ્ત્રી તથા પુત્રોની ઈચ્છાનો અને હે પ્રભુ! 'સર્વનો અંત નાશ જ છે' એ અનુસંધાનથી સ્વર્ગ વગેરેની ઈચ્છાઓનો ત્યાગ કરીને તપોવનમાં જાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય કોઈ પણ મનુષ્ય દેવોનાં, ઋષિઓનાં તેમજ પિતૃઓનાં એમ ત્રણ ઋણો કર્તવ્ય સાથે લઈને જન્મેલો છે માટે યજ્ઞોથી દેવોના ઋણને તથા પુત્રોત્પાદન વડે પિતૃઓના ઋણને પૂરૂ કર્યા વગર જે સંસારનો ત્યાગ કરે છે, તે દુર્ગતિને પામે છે

૪૩. સન્યાસીનો વ્યાખ્યા :—

त्यागः संन्यास उच्यते ॥ भा. ११-१९-३८

આસક્તિનો ત્યાગ એ સન્યાસ છે.

૪૪. ત્યાગનું લક્ષણ :—

सत्यां क्षितौ किं कशिपोः प्रयासैः
बाहौ स्वसिद्धे ह्युपबर्हणैः किम्।
सत्यञ्जलौ किं पुरुधान्नपात्र्या
दिग्वल्कलादौ सति किं दुकूलैः ॥

चीराणि किं पथि न सन्ति दिशन्ति भिक्षां
नैवाङ्घ्रिपाः परभृतः सरितोऽप्यशुष्यन्।
रुद्धा गुहाः किमजितोऽवति नोपसन्नान्॥
कस्माद्भजन्ति कवयो धनदुर्मदान्धान्॥ भा. २-४-५

પૃથ્વી હોવા છતાં શય્યા માટે પ્રયાસ શા માટે કરવો જોઇએ? પોતાનો બાહુ જો તૈયાર છે તો ઓશિકાની શી જરૂર છે? પોતાનો ખોબો છે તો જાતજાતનાં અન્નપાત્રોની શી આવશ્યકતા છે? અને દિશાઓ તથા વલ્કલ વસ્ત્રો જો તૈયાર છે, તો બીજાં જાતજાતનાં વસ્ત્રોની શી જરૂર છે! માર્ગમાં વસ્ત્રના ટુકડાઓ શું નથી હોતા? ફળ વગેરેથી બીજાઓનું પોષણ કરનારાં વૃક્ષો શું ભિક્ષા નથી આપતાં? નદીઓ શું સૂકાઈ ગઈ છે? પહાડોની ગુફાઓ શું કોઈનાથી રોકાઈ ગઈ છે? અને ભગવાન શું શરણાગતનું રક્ષણ કરતા નથી? પરમાત્માએ આટલાં સાધન આપ્યાં છતાં વિદ્વાનો ધનના મદથી મત્ત બનેલા પુરુષોને શા માટે સેવે છે?

૪૫. યજ્ઞના પ્રકાર :—

वैदिकस्तान्त्रिको मिश्र इति मे त्रिविधो मखः। भा. ११-२७-७

વૈદિક, તાન્ત્રિક અને ઉભયમિશ્રિત-વૈદિક તાન્ત્રિક-એવી રીતે ત્રણ પ્રકારના યજ્ઞો છે.

૪૬. તપનું ફળ :—

तपसैव परं ज्योतिर्भगवन्तमधोक्षजम्।
सर्वभूतगुहावासमञ्जसा विन्दते पुमान्॥ भा. ३-१२-१९

તપશ્ચર્યાથી જ પુરુષ પ્રાણીમાત્રની હૃદયગુહામાં વસતા પરમ જ્યોતિઃસ્વરૂપ ઇન્દ્રિયાતીત ભગવાનને અનાયાસે પ્રાપ્ત કરે છે.

૪૭. દાનનીતિ :—

पराग्रिक्तमपूर्णं वा अक्षरं यत्तदोमिति।
यत् किञ्चिदोमिति ब्रूयात्तेन रिच्येत वै पुमान्॥
भिक्षवे सर्वमोङ्कुर्वन्नालं कामेन चात्मने॥ भा. ८-१९-४१

કોઈ યાચક જે કંઈ માંગવા આવે ત્યારે તેને 'હા' કહેવી તે વિફલ (ધનને દૂર લઈ જનાર) અને અપૂર્ણ છે. તેનાથી દાતા ખરેખર ખાલી થાય છે. (એટલું જ નહિ પરંતુ) હરકોઈ માગણને હરકોઈ વસ્તુ આપવાની હા પાડનારો મનુષ્ય પોતાને માટે ભોગ ભોગવવા સમર્થ થઈ શકતો નથી.

૪૮ દાનની સફળતા.—

**यद्यद्दास्यति लोकेऽस्मिन् संपरेतं धनादिकम् ।**
**तस्य त्यागो निमित्तं किं विप्रस्तुष्येन्न तेन चेत् ॥**

ભા ૮-૨૦-૬

આ જગતમાં જે કંઈ ધનાદિ છે, તે સર્વે મનુષ્ય મરણ પામતાં તેનો અવશ્ય ત્યાગ કરશે જ. તો જેનું દાન કરવાથી બ્રાહ્મણ સંતોષ ન પામે તેવું દાન કરવાનું પ્રયોજન પણ શું ?

૪૯. દાન અને તપની વ્યાખ્યા :—

**दण्डन्यासः परं दानम् ।**

કોઈ પણ પ્રાણીને પીડા ન કરવી એ ઉત્તમ 'દાન' છે .

**कामत्यागस्तपः स्मृतम् ।** ભા ૧૧-૧૯-૩૭

કામનાઓ-વાસનાઓનો ત્યાગ એ 'તપ' છે,

૫૦. અક્ષય્ય દાન —

**पितृदेवनृभूतेभ्यो यद् दत्तं तद्ध्यनश्वरम् ।** ભા ૭-૧૪-૨૫

પિતૃઓ, દેવો, મનુષ્યો અને પ્રાણીઓને અપાયેલું દાન 'અક્ષય' છે.

૫૧ આજીવિકાનો નાશ કરનાર દાન, દાન નથી —

**न तद् दानं प्रशंसन्ति येन वृत्तिर्विपद्यते ।**
**दानं यज्ञस्तपः कर्म लोके वृत्तिमतो यत ॥** ભા. ૮-૧૯-૩૬

જે દાનથી પોતાની આજીવિકાનો વિનાશ થઈ જાય, તે દાનને વિદ્વાનો વખાણતા નથી, કેમકે આજીવિકાવાળો મનુષ્ય જ લોકમાં દાન, યજ્ઞ, તપ તથા કર્મ કરી શકે છે.

૫૨. આદર્શ ગોદાન:—

पयस्विनीस्तरुणीः शीलरूप-
गुणोपपन्नाः कपिला हेमशृङ्गीः ।
न्यायार्जिता रूप्यखुराः सवत्सा
दुकूलमालाभरणा ददावहम् ॥ भा. १०-६४-१३

દૂધાળી, જુવાન, શીલ, રૂપ તથા ગુણથી સંપન્ન, કપિલ વર્ણવાળી, સોનાનાં શીંગડાંવાળી, ન્યાયપૂર્વક મેળવેલી રૂપાની ખરીઓવાળી, વાછરડાં સહિત અને વસ્ત્ર તથા માળાઓથી શણગારેલી ગાયો મેં આપી હતી. (આવી ગાયોનું દાન કરવું)

૫૩. ષડ્રિપુને જીતવાનો ઉપાય:—

यः षट् सपत्नान् विजिगीषमाणो
गृहेषु निर्विश्य यतेत पूर्वम् ।
अत्येति दुर्गाश्रित ऊर्जितारीन्
क्षीणेषु कामं विचरेद्विपश्चित् भा. ५-१-१८

જેમ આ લોકમાં કોઈ રાજા કિલ્લાનો આશ્રય કરી પ્રથમ તો પોતાના બળવાન શત્રુઓને જીતી લે છે, અને ત્યારબાદ પોતાની ઈચ્છાનુસાર કિલ્લામાં કે બહાર ગમે ત્યાં ફરે છે, તેમ જે મનુષ્ય છએ શત્રુઓને જીતવા ઇચ્છતો હોય તેણે પ્રથમ તો ઘેર રહીને તે શત્રુઓને રુંધી ન રાખતાં ધીમે ધીમે વશ કરી જીતાયા બાદ વનમાં કે ઘેર પોતાની ઈચ્છાનુસાર વિચરવું.

૫૪. મોહનાશનો ઉપાય:—

यदा तु सर्वभूतेषु दारुष्वग्निरिवस्थितम् ।
प्रतीचक्षीत मां लोको जह्यात्तर्ह्येव केवलम् भा. ३-९-३२

જ્યારે મનુષ્ય લાકડામાં રહેલા અગ્નિની માફક સર્વ પ્રાણીમાં રહેલા મને જુએ છે, ત્યારે તેનો મોહ નાશ પામે છે.

૫૫ સત્સંગ-પ્રશંસા :—

अहो नृजन्माखिलजन्मशोभनं
किं जन्मभिस्त्वपरैरप्यमुष्मिन् ।
न यद्धृषीकेशयशः कृतात्मनां
महात्मनां यः प्रचुरः समागमः ॥ भा. ५-१३-२१

અહો! સર્વ જન્મોમાં મનુષ્યજન્મ જ શ્રેષ્ઠ છે, બીજા દેવાદિ જન્મો પ્રાપ્ત થાય તો પણ તેથી શું લાભ? કેમકે સ્વર્ગાદિમાં પ્રાપ્ત થયેલા જન્મોમાં કૃતકૃત્ય મહાપુરુષોનો સમાગમ થઈ શકતો નથી.

૫૬ સત્સંગનું ફળ :—

१. साधूनां दर्शनं लोके सर्वसिद्धिकरं परम् । भा. मा. १-७६
જગતમાં સત્પુરુષોનું દર્શન સર્વ સિદ્ધિ આપનારું છે.

२. भाग्योदयेन बहुजन्मसमर्जितेन
सत्सङ्गमं च लभते पुरुषो यदा वै ।
अज्ञानहेतुकृतमोहमहान्धकार-
नाशं विधाय हि तदोदयते विवेकः ॥ भा. मा २-७६

જ્યારે પુરુષ અનેક જન્મો વડે પ્રાપ્ત કરેલા ભાગ્યોદયથી સત્સંગ મેળવે છે, ત્યારે તેનામાં અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા મોહ અને મહરૂપ અંધકારનો નાશ કરી વિવેક-સાર અને અસાર પારખવાની બુદ્ધિ ઉદય પામે છે.

३. संगो यः संसृतेर्हेतुरसत्सु विहितोऽधिया ।
स एव साधुषु कृतो निःसङ्गत्वाय कल्पते ॥ भा. ३-२३-५५
અજ્ઞાનથી થયેલો દુષ્ટ માણસનો સંગ જન્મ-મરણનું કારણ છે, જ્યારે સત્પુરુષ સાથેનો સંગ મોક્ષદાતા છે.

४. सङ्गमः खलु साधूनां उभयेषां च सम्मतः ।
यत्सम्भाषणसम्प्रश्नः सर्वेषां वितनोति शम् ॥ भा. ४-२२-१९
સત્પુરુષોનો સમાગમ પરસ્પર બન્નેને માન્ય હોય છે; (વક્તા,

શ્રોતા બન્નેને ઈષ્ટ હોય છે.) કેમકે તેમનાં સંભાષણ અને પ્રશ્ન સૌ-કોઈનું કલ્યાણ કરે છે.

૫૭ સત્સંગની મહત્તા :—

૧. दौष्कुल्यमाधिं विधुनाति शीघ्रं
महत्तमानामभिधानयोगः भा. १-१८-१८

મહાપુરુષોની સાથે વાતચીતનો સંબંધ પણ પોતાનાં દુષ્ટ કર્મ-ફલથી પ્રાપ્ત થયેલી માનસિક પીડાને દૂર કરે છે.

२. तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्संगिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥ भा. १-१८-१३

ઋષિઓ ભગવાનના ભક્તના સત્સંગના એક લવ-પળ જેટલા સમયની સાથે સ્વર્ગની કે મોક્ષની પણ તુલના કરતા નથી; તો માનવી સુખ સાથે તુલના કરવાની તો વાત જ શી!

३. क्षणार्धेनापि तुलये न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्संगिसंङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥ भा. ४-२४-५७

અરે! હું પોતે પણ ભગવાનના સંગવાળા ભક્ત પુરુષોના સંગના માત્ર અર્ધા ક્ષણને પણ સ્વર્ગ કે મોક્ષ સમાન ગણતો નથી. (પણ તેથી અધિક ગણું છું.) તો પછી મનુષ્યોનાં રાજ્ય વગેરેને તો તેની સમાન કેમ જ લેખું?

४. तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्संगिसङ्गस्य मर्त्यानां किमुताशिष ॥
यत्रेयन्ते कथा मृष्टास्तृष्णायाः प्रशमो यतः ।
निर्वैरं यत्र भूतेषु नोद्वेगो यत्र कश्चन ॥
यत्र नारायणः साक्षाद् भगवान्न्यासिनां गतिः ।
संस्तूयते सत्कथासु मुक्तसङ्गैः पुनःपुनः ॥
तेषां विचरतां पद्भ्यां तीर्थानां पावनेच्छया ।
भीतस्य किं न रोचेत तावकानां समागमः भा. ४-३०-३५

ભગવાનના ભક્તોના સંગની એક ક્ષણ સાથે પણ અમે સ્વર્ગ કે મોક્ષની તુલના કરતા નથી. તો પછી મરણધર્મી મનુષ્યોના ભોગોની સાથે તુલના તો કેમ જ કરીએ? કેમકે ભગવદ્‌ભક્તોના સંગમાં તૃષ્ણા શાન્ત કરનારી ભગવાનની શુદ્ધ કથાઓ થયા કરે છે. પ્રાણીમાત્ર ઉપર મૈત્રી થાય છે, કોઈ પણ જાતનો ઉદ્વેગ રહેતો નથી. વળી તે ભગવદ્‌ભક્તોના પ્રસંગમાં ઉત્તમ કથાઓમાં સર્વ સંગનો ત્યાગ કરનારા ભક્તપુરુષો ત્યાગીઓની ગતિરૂપ સાક્ષાત્ નારાયણ ભગવાનની વારંવાર સ્તુતિ કરે છે. આવા આપના ભક્તપુરુષો કે જેઓ તીર્થોને પણ પવિત્ર કરવાની ઈચ્છાથી પગે ચાલતા સર્વત્ર વિચરે, તેઓનો સમાગમ સંસારથી ભય પામેલા મનુષ્યોને કેમ ન ગમે?

૫ अयं हि परमो लाभो नृणां साधुसमागमः ॥ ભા. ૧૨-૧૦-૫

માણસોને આ જ પરમ લાભ છે, કે જે સાધુનો સમાગમ કરાવે.

૫૮ સત્સંગનું સ્વરૂપ :—

भवापवर्गो भ्रमतो यदा भवेज्-

जनस्य तर्ह्यच्युत सत्समागमः ।

सत्सङ्गमो यर्हि तदैव सद्गतौ

परावरेशे त्वयि जायते मतिः ॥ ભા. ૧૦-૫૧-૫૪

હે અચ્યુત! સંસારમાં ભટકતા મનુષ્યને તમારા અનુગ્રહથી જ સાધુપુરુષોનો સમાગમ થાય છે. જ્યારે સાધુપુરુષોનો સમાગમ થાય ત્યારે જ સત્પુરુષોની ગતિરૂપ તમારામાં તેની બુદ્ધિ પ્રવેશે છે.

૫૯ સત્સંગનો મહાલાભ :—

तस्मान्नरोऽसंगसुसंगजात-

ज्ञानासिनेहैव विवृक्णमोहः ।

हरिं तदीहाकथनश्रुताभ्यां

लब्धस्मृतिर्यात्यति पारमध्वनः ॥ ભા. ૫-૧૨-૧૬

જે મનુષ્ય સર્વ સંગથી મુક્ત મહાપુરુષોનો સંગ કરીને તેથી ઉત્પન્ન થયેલી જ્ઞાનરૂપી તરવારથી મોહને છેદે છે, તે ભગવાનના ચરિત્રોના કીર્તન તથા શ્રવણને લીધે સ્વરૂપનું જ્ઞાન સંપાદન કરીને, આ સંસારમાર્ગના શ્રેષ્ઠ પારરૂપ શ્રીહરિને પામે છે.

૬૦ સત્સંગ મોટો ખજાનો છે:—

संसारेऽस्मिन् क्षणार्धोऽपि सत्संगः शेवधिर्नृणाम् ॥

ભા. ૧૧-૨-૩૦

આ સસારમાં એક અર્ધા ક્ષણનો સત્સંગ પણ મોટા ખજાના રૂપ છે.

૬૧ મુક્તસંગ થવાનો ઉપદેશ:—

छिद्यमानं यमैरेतैः कृतनीडं वनस्पतिम् ।
खगः स्वकेतमुत्सृज्य क्षेमं याति ह्यलम्पटः ॥
अहो रात्रैश्छिद्यमानं बुद्ध्वाऽऽयुर्भयवेपथुः ।
मुक्तसंगः परं बुद्ध्वा निरीह उपशाम्यति ॥ ભા. ૧૧-૨૦-૧૫-૧૬

પોતાના માળામાં લપટ હોય તેવુ પક્ષી જેમ જે ઝાડ ઉપર માળો કર્યો હોય તે ઝાડને કપાતુ દેખતાં તેને છોડી જતું રહે છે, તેમ દિવસ, રાત્રિ, માસ વગેરેથી (આયુષ્ય) કપાઈ રહેલા આ શરીરમાંથી વિવેકી જીવો પોતાનો માળો-મમત્વ ઉડાવી લઈ પરમાત્માને જાણી નિર્ભય બને છે. આયુષ્યને, રાત્રિ અને દિવસ વડે કપાઈ રહેલું જાણીને ભયથી ધ્રૂજતો મનુષ્ય, દેહ ઉપરથી આસક્તિનો ત્યાગ કરે અને નિઃસ્પૃહ થાય તો જ પરમાત્માને જાણી શાન્તિ પ્રાપ્ત કરે છે.

૬૨. બંધન અને મુક્તિ:—

૧ चेतः खल्वस्य बन्धाय मुक्तये चात्मनो मतम् ।
गुणेषु सक्तं बन्धाय रतं वा पुंसि मुक्तये ॥ ભા. ૩-૨૫-૧૫

આ જીવને ચિત્તજ બધન તથા મુક્તિ આપે છે. જો ચિત્ત

વિષયોમાં આસક્ત થાય તો તે બંધનરૂપ છે અને જો પરમેશ્વરમાં આસક્ત થાય તો તે મોક્ષદાતા બને છે.

२. बन्ध इन्द्रियविक्षेपो मोक्ष एषां च संयमः। भा. ११-१८-२२

ઇન્દ્રિયોનું બાહ્ય વિષયોમાં ભમવું તે બંધન અને તેઓનો સંયમ તે મોક્ષ છે.

३. अज्ञानसंज्ञौ भवबन्धमोक्षौ। भा. १०-१४-२६

અજ્ઞાનને લીધે જ સંસારથી બંધન અને મોક્ષ ભાસે છે.

## (૨) બંધન

૬૩. આત્મબંધનનું કારણ :—

१. दैवाधीने शरीरेऽस्मिन् गुणभाव्येन कर्मणा।
वर्तमानोऽबुधस्तत्र कर्तास्मीति निबध्यते॥ भा. ११-११-१०

અજ્ઞાની પુરુષ પૂર્વકર્મને આધીન એવા આ શરીરમાં ઇન્દ્રિયોથી થતા કર્મને 'હું કરું છું' એમ માની બંધન પામે છે.

२. पराभवस्तावदबोधजातो,
यावन्नजिज्ञासत आत्मतत्त्वम्।
यावत्क्रियास्तावदिदं मनो वै
कर्मात्मकं येन शरीरबन्धः॥ भा. ५-५-५

જ્યારે અજ્ઞાનને લીધે મનુષ્યનો પરાભવ થાય છે ત્યારે તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છે છે. જ્યાંસુધી ક્રિયાઓ હોય છે, ત્યાંસુધી મન કર્મ કરવાના સ્વભાવવાળું થાય છે, અને મન એવા સ્વભાવવાળું હોવાથી જ આત્માને શરીરનું બંધન છે.

३. स्थाल्यग्नितापात्पयसोऽभिताप-
स्तत्तापतस्तण्डुलगर्भरन्धिः।
देहेन्द्रियास्वाशयसन्निकर्षा-
त्तत्संसृतिः पुरुषस्यानुरोधात्॥ भा. ५-१०-२२

જેમ તપેલીને અગ્નિનો તાપ લાગવાથી તેની અંદર રહેલા દૂધને પણ તાપ લાગે છે; દૂધને તાપ લાગવાથી તેમાં રહેલા ચોખાને અને તેનાથી ચોખાનો (ઉપરનો ભાગ) ગરમ થવાથી તેની અંદરનો ભાગ રંધાઈ જાય છે, તેજ પ્રમાણે દેહને સંસારનો સંબંધ થતાં તે દેહમાંની ઇન્દ્રિયોને સંસારસંબંધ થાય છે, તેથી કરીને પ્રાણને સંસારસંબંધ થાય છે. પ્રાણને સંસારસંબંધ થતાં મનને અને મનને સંસારબંધન થતાં પુરુષ–આત્માને પણ તે બંધન થાય છે.

૪. यावद्धतोऽस्मि हन्तास्मीत्यात्मानं मन्यतेऽस्वदृक् ।
तावत् तदभिमान्यज्ञो बाध्यबाधकतामियात् ॥ भा. १०-४-२२

દેહાભિમાની માણસ જ્યાંસુધી પોતાને હણાયલો અને હણનારો માને છે, ત્યાં સુધી તે શરીર પરના અભિમાનવાળો અજ્ઞાની, બાધ્ય–બાધક ભાવને પામે છે; બંધનભાવ માને છે.

૬૪. આત્મબંધનનું કારણ–ગુણાસક્તિ :—

सत्त्वं रजस्तम इति गुणा जीवस्य नैव मे ।
चित्तजा यैस्तु भूतानां सज्जमानो निबद्ध्यते ॥ भा. ११-२५-१२

સત્ત્વ, રજ અને તમ એ ગુણો જીવના છે, આત્માના નથી. કારણ કે આ ગુણો ચિત્તમાં પ્રકટ થાય છે અને તે ગુણોથી આસક્ત થનારો જીવ બંધન પામે છે.

૬૫. આત્મદર્શન કરનારને માયાબંધન નથી :—

यथा ह्यप्रतिबुद्धस्य प्रस्वापो बह्वनर्थभृत् ।
स एव प्रतिबुद्धस्य न वै मोहाय कल्पते ॥ भा. ३-२७-२

જેમ નિદ્રામાં પડેલા મનુષ્યને સ્વપ્ન અનેક અનર્થોને આપનાર થઈ પડે છે; પણ તેજ સ્વપ્ન જાગ્રદવસ્થામાં રહેલા મનુષ્યને મોહ કરી શકતું નથી, તેજ પ્રમાણે પ્રકૃતિ–પુરુષના યથાર્થ તત્ત્વને જાણનાર અને મારામાં (ભગવાનમાં) મનને જોડનાર આત્મારામ પુરુષને પ્રકૃતિ કદી બંધન કરતી નથી.

## (૩) મુક્તિ

૬૬. મુક્તિની વ્યાખ્યા :—

मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः । भा. २-१०-६

અવિદ્યાથી આરોપિત થયેલા કર્તૃત્વાદિ વિપરીત સ્વરૂપનો ત્યાગ કરીને જીવાત્માનું સ્વસ્વરૂપે રહેવું તેને 'મુક્તિ' કહે છે.

૬૭. મુક્તિની મહત્તા :—

देवानां शुद्धसत्त्वानामृषीणां चामलात्मनाम् ।
भक्तिर्मुकुन्दचरणे न प्रायेणोपजायते ॥
रजोभिः समसंख्याताः पार्थिवैरिह जन्तवः ।
तेषां येकेचनेहन्ते श्रेयो वै मनुजादयः ॥
प्रायो मुमुक्षवस्तेषां केचनैव द्विजोत्तमः ।
मुमुक्षूणां सहस्रेषु कश्चिन्मुच्येत सिद्धयति ॥,,
मुक्तानामपि सिद्धानां नारायणपरायणः
सुदुर्लभः प्रशान्तात्मा कोटिष्वपि महामुने ॥ भा. ६-१४-२-५

શુદ્ધ સત્ત્વગુણી દેવો અને નિર્મળ ચિત્તવાળા ઋષિઓને પણ, ઘણું કરીને મકુન્દ ભગવાનના ચરણમાં ભક્તિ થતી નથી. હે ઉત્તમ બ્રાહ્મણ ! આ જગતમાં જેટલા પૃથ્વીના રજકણો છે, તેટલા જ જીવો છે, તેઓમાં કેટલાક જ-મનુષ્ય વગેરે, ધર્મ કરવાની ઇચ્છા રાખે છે. તેઓમાં પણ મોક્ષની ઇચ્છા રાખનારા તો ઘણું કરીને કોઇક જ હોય છે. અને મોક્ષ ઇચ્છનારાઓમાં પણ હજારોમાં કોઇક જ મુક્ત થાય છે. હે મહામુનિ ! મુક્ત થયેલા સિદ્ધ પુરુષોમાં પણ શ્રીનારાયણમાં તત્પર રહેનારો અત્યંત શાંત ચિત્તવાળો પુરુષ કરોડોમાં વિરલ જ હોય છે.

૬૮. મુક્તિનું સ્વરૂપ :—

यदा रहितमात्मानं भूतेन्द्रियगुणाशयैः ।
स्वरूपेण मयोपेतं पश्यन्स्वाराज्यमृच्छति ॥ भा. ३-९-३३

જે મનુષ્ય આપનાં (પ્રભુનાં) મંગળ નામોનું તથા સ્વરૂપોનું, શ્રવણ, કીર્તન, સ્મરણ અને ચિંતન કરે છે અને કરાવે છે, તેમજ દેવપૂજા વગેરે ક્રિયાઓમાં આપનાં ચરણકમળમાં જ મનને સ્થાપે છે, તે મનુષ્ય ફરી સંસારપ્રાપ્તિને માટે યોગ્ય રહેતો નથી (મુક્ત થાય છે.)

૪. विरमेत यदा चित्तं हित्वा वृत्तित्रयं स्वयम् ।
योगेन वा तदाऽऽत्मानं वेदेहाया निवर्तते ॥ भा. १२-५-२१

જ્યારે જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ-એ ત્રણે વૃત્તિઓનો ત્યાગ કરી મન પોતાની મેળે જ વિરામ પામે છે અથવા યોગાનુષ્ઠાનથી વિરામ પામે છે, ત્યારે મનુષ્ય આત્માને જાણે છે અને સંસારરૂપ ચેષ્ટાથી નિવૃત્ત થાય છે.

૫. यदिदं मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभिः ।
नश्वरं गृह्यमाणं च विद्धि मायामनोमयम् ॥
पुंसोऽयुक्तस्य नानार्थो भ्रमः स गुणदोषभाक् ।
कर्माकर्मविकर्मेति गुणदोषधियो भिदा ॥
तस्माद्युक्तेन्द्रियग्रामो युक्तचित्त इदं जगत् ।
आत्मनीक्षस्व विततमात्मानं मय्यधीश्वरे ॥
ज्ञानविज्ञानसंयुक्त आत्मभूतः शरीरिणाम् ।
आत्मानुभवतुष्टात्मा नान्तरायैर्विहन्यते ॥
दोषबुद्ध्योभयातीतो निषेधान्न निवर्तते ।
गुणबुद्ध्या च विहितं न करोति यथार्भकः ॥
सर्वभूतसुहृच्छान्तो ज्ञानविज्ञाननिश्चयः ।
पश्यन्मदात्मकं विश्वं न विपद्येत वै पुनः ॥ भा. ११-७-७-१२

મન, વાણી, આંખ, કાન વગેરેથી જે કંઈ આ જગત જણાય છે તે કેવળ માયામય, મનોમય અને નાશવન્ત જાણવું. વિક્ષિપ્ત મનવાળા પુરુષને ભેદરૂપ ભ્રમ જણાય છે અને તે ભ્રમમાં જ ગુણદોષ રહેલા છે. માટે જે પુરુષની બુદ્ધિ એ ભ્રમ વડે થનાર ગુણદોષવાળી હોય છે તેને કર્મ, અકર્મ તથા વિકર્મ એવા ભેદ લાગુ પડે છે.

માટે ઇન્દ્રિયોના સમૂહને તેમજ મનને વશ કરી પોતાના આત્મામાં જ આ જગતને વિસ્તરેલું જોવું અને પોતાના આત્માને અધીશ્વર પરમાત્મામાં રહેલો જાણવો. વેદના તાત્પર્યનો નિશ્ચય થવો તે જ્ઞાન છે અને તેના અર્થનો અનુભવ થવો તે વિજ્ઞાન છે. આ જ્ઞાન-વિજ્ઞાન વડે પ્રાણીમાત્રના આત્મારૂપ બની ગયેલા અને આત્માનુભવથી સંતુષ્ટ થયેલાને વિઘ્નો નડી શકતાં નથી. જેમ બાળક સંકલ્પ રહિત હોવાથી કોઈ કામ કરે છે અને કોઈ કામ નથી પણ કરતું, તેમ જ્ઞાની પણ ગુણદોષથી રહિત હોવાથી નિષિદ્ધ કર્મો કરતો નથી, તેમજ વિહિત કર્મો કરે તો પણ તે કર્મોમાં તે દોષ અને ગુણબુદ્ધિ રહિત હોય છે. આ પ્રમાણે જ્ઞાન તથા વિજ્ઞાનના નિશ્ચયવાળો સર્વ પ્રાણીઓનો મિત્ર, શાન્ત જ્ઞાની મનુષ્ય જગતને મારા સ્વરૂપે જોતો ફરી સંસારને પ્રાપ્ત થતો નથી. (મુક્તિ મેળવે છે.)

૭૦ મુક્તિનાં ત્રણ મહાસાધનના અધિકારી :—

योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया ।
ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कुत्रचित् ॥ ૯
निर्विण्णानां ज्ञानयोगो न्यासिनामिह कर्मसु ।
तेष्वनिर्विण्णचित्तानां कर्मयोगस्तु कामिनाम् ॥
यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान् ।
न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्य सिद्धिदः ॥

ભા. ૧૧-૨૦-૬-૮

મનુષ્યોનું કલ્યાણ કરવાની ઇચ્છાથી મેં (ભગવાને) જ્ઞાનયોગ, નિષ્કામ કર્મયોગ તથા ભક્તિયોગ-આ ત્રણ ઉપાયો કહ્યા છે. તે સિવાય બીજો કોઈ પણ ઉપાય કોઈ પણ શાસ્ત્રમાં નથી. જેઓ કર્મોમાં તેમજ તેઓનાં ફળોમાં વિરક્ત થયા હોય અને તેથી કર્મોનો ત્યાગ કર્યો હોય, તેઓને જ્ઞાનયોગથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, અને કર્મો અને તેનાં ફળોમાં અનાસક્તિવાળાઓને કર્મયોગ સિદ્ધિ આપનાર થાય છે. સ્વાભાવિક રીતે જ જેને મારી કથાઓમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ

હોય, અને જે સંસારમાં અતિ આસક્તિવાળો અથવા અતિ વિરક્તિવાળો ન હોય તેવાને ભક્તિયોગ સિદ્ધિ આપનાર થાય છે.

.૭૧ મુક્તિનો મહામાર્ગ—ગુણત્યાગ :—

गुणेष्वाविशते चेतो गुणाश्चेतसि च प्रजाः ।
जीवस्य देह उभयं गुणाश्चेतो मदात्मनः ॥
गुणेषु चाविशच्चित्तमभीक्ष्णं गुणसेवया ।
गुणाश्च चित्तप्रभवा मद्रूप उभयं त्यजेत् ॥
जाग्रत्स्वप्नः सुषुप्तं च गुणतो बुद्धिवृत्तयः ।
तासां विलक्षणो जीवः साक्षित्वेन विनिश्चितः ॥
यर्हि संसृतिबन्धोऽयमात्मनो गुणवृत्तिदः ।
मयि तुर्ये स्थितो जह्यात् त्यागस्तद्गुणचेतसाम् ॥
अहङ्कारकृतं बन्धमात्मनोऽर्थविपर्ययम् ।
विद्वान् निर्विद्य संसारचिन्तां तुर्ये स्थितस्त्यजेत् ॥
यावन्नानार्थधीः पुंसो न निवर्तेत युक्तिभिः ।
जागर्त्यपि स्वपन्नज्ञः स्वप्ने जागरणं यथा ॥ ભા. ૧૧-૧૩-૨૫-૩૦

મન વિષયોમાં પ્રવેશ કરે છે અને વિષયો મનમાં પ્રવેશ કરે છે, એમ મન તેમજ વિષયો પરસ્પર ગુંથાવાથી મારા સ્વરૂપ એવા જીવાત્માને દેહરૂપે ઉપાધિ થાય છે. માટે વારંવાર વિષયોનું સેવન કરવાથી વિષયોમાં પ્રવેશ કરતા મનને તથા વાસનારૂપે મનમાં આવતા વિષયોને મારા સ્વરૂપ થઈને તજી દેવા. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ—ત્રણે અવસ્થાઓ બુદ્ધિની વૃત્તિઓ છે (નહિં કે જીવની.) અને તે પણ સ્વાભાવિક નથી, પરંતુ સત્ત્વાદિ ગુણોથી જ થનારી છે. જીવ તો એ ત્રણે અવસ્થાઓથી રહિત જ છે. કેમકે તે જીવ ત્રણે અવસ્થાઓનો સાક્ષી છે. બુદ્ધિને લીધે જે બંધન થાય છે તે જ આત્માને બુદ્ધિની વૃત્તિરૂપ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ—એ ત્રણ અવસ્થાઓથી થાય છે માટે એ ત્રણ અવસ્થાઓથી મુક્ત તુર્ય—સાક્ષી સ્વરૂપે સ્થિતિ કરીને બુદ્ધિના બંધનો—વાસનારૂપ અવિદ્યાનો ત્યાગ કરવો કે જેથી.

વિષયોનો તથા મનનો પણ સ્વાભાવિક ત્યાગ થઇ જશે આત્માને વાસનાનો બન્ધ અહંકારને લીધે થાય છે અને તેથી જ આત્માનું વ્યાપક સત, ચિત્ અને આનંદ, સ્વરૂપ ઢંકાઇ જઇ અલ્પતા અને દુઃખીપણાનો ભાસ થાય છે આ પ્રમાણે સમજી વિષયવાસનાથી મુક્ત થઈ સંસારની ચિન્તા છોડી સાક્ષિભાવમાં રહેવું જોઈએ, જ્યાંસુધી પુરુષની ભેદબુદ્ધિ શાસ્ત્રાભ્યાસની યુક્તિઓ વડે દૂર યતી નથી ત્યાંસુધી તે અજ્ઞાની પુરુષ સંસારનાં કર્મ કરવામાં જાગ્રત્ રહે છે તો પણ તે સ્વપ્નમાં જાગરણ અનુભવતા માણસ જેવો છે અર્થાત્ જ્યાંસુધી પુરુષ ભેદબુદ્ધિનો ત્યાગ કરતો નથી ત્યાંસુધી તેનાં દાન, પુણ્ય, જ્ઞાન વગેરે મિથ્યા છે

૭૨ જીવન્મુક્તિનો મહામંત્ર —

भावाद्वैतं क्रियाद्वैत द्रव्याद्वैतं तथाऽऽत्मन. ।  
वर्तयन्स्वानुभूत्येह त्रीन्स्वप्नान्धुनुते मुनि ॥  
कार्यकारणवस्त्वैक्यमर्शनं पटतन्तुवत् ।  
अवस्तुत्वाद्विकल्पस्य भावाद्वैतं तदुच्यते ॥  
यद् ब्रह्मणि परे साक्षात्सर्वकर्मसमर्पणम् ।  
मनोवाक्तनुभिः पार्थ क्रियाद्वैत तदुच्यते ॥  
आत्मजायासुतादीनामन्येषां सर्वदेहिनाम् ।  
यत्स्वार्थकामयोरैक्यं द्रव्याद्वैतं तदुच्यते ॥  
पतैरन्यैश्चवेदोक्तैर्वर्तमान स्वकर्मभि ।  
गृहेऽप्यस्य गतिं यायाद्राजंस्तद्भक्तिमान्नर ॥

ભા ૭-૧૫-૬૨-૬૫ અને ૬૭

પોતાનામાં ભાવ, ક્રિયા અને દ્રવ્યમાં એકત્વ જોનાર મુનિ, પોતાના અનુભવથી ત્રણે પ્રકારના સ્વપ્નને (અજ્ઞાનને) તરી જાય છે. જે પ્રમાણે વસ્ત્ર અને તંતુ એ બન્ને કાર્યકારણમાં તંતુ જ સત્ય છે, પટ મિથ્યા છે, તેમ કાર્યકારણરૂપ જગત અને બ્રહ્મમાં

બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા છે; આવા કાર્ય કારણરૂપ વસ્તુમાં રહેલો જે ઐક્યવિચાર તેને ભાવાદ્વૈત કહે છે કારણ કે કાર્ય-કારણરૂપ વિકલ્પ-ભેદ મિથ્યા જ છે. વળી હે યુધિષ્ઠિર! મન, વચન અને કાયા વડે જે કંઈ કર્મ કરવામાં આવે, તે તે સર્વ કર્મોને પરબ્રહ્મમાં અર્પણ કરી દેવાં તેને 'ક્રિયાદ્વૈત' કહે છે. હે રાજન્! પોતાને ઘેર રહીને પણ આ અને આવાં બીજાં વેદોક્ત કર્મો કરતો અને ભગવાનની ભક્તિ કરતો ગૃહસ્થ ભગવાનની ગતિને પામે છે.

૭૩. મુક્તિ તથા આત્મસ્વરૂપ-દર્શન—

यथा हिरण्यं बहुधा समीयते,
नृभिः क्रियाभिर्व्यवहारवर्त्मसु ।
एवं वचोभिर्भगवानधोक्षजो
व्याख्यायते लौकिकवैदिकैर्जनैः ॥
यथा घनोऽर्कप्रभवोऽर्कदर्शितो
ह्यर्कांशभूतस्य च चक्षुषस्तमः ।
एवं त्वहं ब्रह्मगुणस्तदीक्षिता
ब्रह्मांशकस्यात्मन आत्मबन्धनः ॥
घनो यदार्कप्रभवो विदीर्यते
चक्षुःस्वरूपं रविमीक्षते तदा ।
यदा ह्यहङ्कार उपाधिरात्मनो
जिज्ञासया नश्यति तर्ह्यनुस्मरेत् ॥
यदैवमेतेन विवेकहेतिना,
मायामयाहङ्करणात्मबन्धनम् ।
छित्वाच्युतात्मानुभवोऽवतिष्ठते,
तमाहुरात्यन्तिकमङ्गसम्प्लवम् ॥ ભા. ૧૨-૪-૩૧-૩૪

જેમ સુવર્ણ વ્યવહારમાર્ગમાં કડાં, કુંડળ વગેરે રચનાઓના

સ્વરૂપે અનેક પ્રકારે જણાય છે, તેમ ભગવાન અધોક્ષજને પણ અહંકારરૂપ ઉપાધિવાળા લોકો લૌકિક તેમજ વૈદિક વચનો વડે અનેક પ્રકારે વર્ણવે છે. જેમ સૂર્યથી જ ઉત્પન્ન થયેલો અને સૂર્યે જ પ્રકાશિત કરેલો મેઘ, સૂર્યના અંશરૂપ ચક્ષુ-ઇન્દ્રિયને પોતાના જ સ્વરૂપભૂત સૂર્યનું દર્શન કરવામાં હરકત કરનાર થઈ પડે છે, તેમ બ્રહ્મના કાર્યભૂત એવો અને બ્રહ્મ વડે જ પ્રકાશિત કરાયેલો અહંકાર, બ્રહ્મના અંશરૂપ જીવને બ્રહ્મનું સ્વરૂપદર્શન કરવામાં હરકત કરનાર થઈ પડે છે. જ્યારે સૂર્યથી ઉત્પન્ન થયેલો મેઘ વીખરાઈ જાય છે ત્યારે ચક્ષુ-ઇન્દ્રિય પોતાના સ્વરૂપભૂત સૂર્યનું જેમ દર્શન કરે છે, તેમ જીવને ઉપાધિરૂપ એવો અહંકાર વિચારથી જ્યારે નાશ પામે છે, ત્યારે 'अहं ब्रह्मास्मि-હું બ્રહ્મ છું' એવું જીવને સ્મરણ થાય છે-આત્મસાક્ષાત્કાર થાય છે. હે રાજન્! એ રીતે આ વિવેકરૂપી શસ્ત્રથી માયામય અહંકારરૂપી આત્મબંધનને કાપી નાખીને જીવ, પરિપૂર્ણ આત્મસ્વરૂપનો અનુભવ કરતો જે સ્થિતિ કરે છે તેને જ "આત્યંતિક લય" 'મુક્તિ' કહે છે.

૭૪. આત્મદર્શનથી મુક્તિ:—

देहोऽपि दैववशगः खलु कर्म यावत्
स्वारम्भकं प्रतिसमीक्षत एव सासुः।
तं सप्रपञ्चमधिरूढ समाधियोगः
स्वाप्नं पुनर्न भजते प्रतिबुद्धवस्तुः ॥ भा. ११-१३-३७

પોતાના સ્વરૂપજ્ઞાનને પ્રાપ્ત થયેલ સિદ્ધ પુરુષનો દેહ પૂર્વના સંસ્કારરૂપ દૈવને વશ થઈને જ્યાંસુધી પોતાને ઉત્પન્ન કરનારું કર્મ બાકી હોય છે ત્યાંસુધી જીવે છે; પણ જેણે સમાધિ સુધીનો યોગ પ્રાપ્ત કરી લીધો હોય છે અને તે દ્વારા જેણે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરેલો હોય તે જીવન્મુક્ત યોગી સ્વપ્નમાં પ્રાપ્ત થતા દેહ સમાન દેહને પુનઃ પ્રાપ્ત થતો નથી-મુક્ત થઈ જાય છે.

૭૫. ગુણાતીત માણસ મુક્ત બને છેઃ—

जीवो जीव विनिर्मुक्तो गुणैश्चाशयसम्भवैः ।
मयैव ब्रह्मणा पूर्णो न बहिर्नान्तरश्चरेत् ॥ भा. ११-२५-३६

જીવપણાના કારણરૂપ વાસના-અવિદ્યાથી, અને અવિદ્યાથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિ ગુણોથી મુક્ત થયેલો જીવ વ્યાપક તત્ત્વરૂપ એવા મારાથી (પરમાત્માથી) જ પૂર્ણ બનતાં તેને અંદર અથવા બહાર જવાપણું રહેતું નથી (ગમે ત્યાં અને ગમે તે દશામાં હોય છતાં તે જીવ-મુક્ત બને છે.)

## ભક્તિ

૭૬. ભક્તિનું સ્વરૂપ—સર્વ વ્યાપક પરમાત્મદર્શનઃ—

१. एतावानेव लोकेऽस्मिन् पुंसः स्वार्थः परः स्मृतः ।
एकान्तभक्तिर्गोविन्दे यत्सर्वत्र तदीक्षणम् ॥ भा. ७-७-५५

આ જગતમાં પુરુષનો ઉત્તમ સ્વાર્થ એટલો જ કહ્યો છે કે, તેણે શ્રીગોવિંદ ભગવાનમાં એકાંત ભક્તિ કરવી અને સર્વ સ્થળમાં પરમાત્મદર્શન કરવું.

२. यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
हित्वार्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति सः ॥ भा. ३-२९-२२

જે મનુષ્ય સર્વ પ્રાણીઓમાં આત્મારૂપે રહેલા મને-પરમેશ્વરને છોડીને કેવળ પ્રતિમાને જ ભજે છે, તે મનુષ્ય કેવળ મૂર્ખાઈથી ભસ્મમાં જ હોમ કરે છે।

૭૭. ભક્તિનું સ્વરૂપ-સર્વવ્યાપક પરમાત્માની ઉપાસનાઃ—

अहमुच्चावचैर्द्रव्यैः क्रिययोत्पन्नयानघे ।
नैव तुष्येऽर्चितोऽर्चायां भूतग्रामावमानिनः ॥ भा. ३-२९-२४

મનુષ્ય નાનામોટા પદાર્થો ક્રિયાથી ઉત્પન્ન કરેલી સામગ્રી વડે પ્રતિમામાં-મૂર્તિમાં જ મારું પૂજન કરે અને બીજી તરફથી સર્વ પ્રાણીઓનો તિરસ્કાર કરે, તો તેની એ પૂજાથી હું પ્રસન્ન થતો નથી.

૭૮. ભક્તિનાં સાધનો:—

दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ।
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥ भा. १०-४७-२४

દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમ આ અને એવાં બીજાં કલ્યાણકારી સાધનોથી ભગવાન શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય છે

૭૯. ભક્તિની મહત્તા:—

૧. सत्यादि त्रियुगे बोधवैराग्यौ मुक्तिसाधकौ ।
कलौ तु केवला भक्तिर्ब्रह्मसायुज्यकारिणी ॥ भा. मा. २-४

સત્ય, ત્રેતા અને દ્વાપરયુગમાં જ્ઞાન અને વૈરાગ્ય મોક્ષ આપનાર છે, પણ કલિયુગમાં તો કેવળ ભક્તિ જ મુક્તિદાયિની છે.

૨. नृणां जन्मसहस्रेण भक्तौ प्रीतिर्हि जायते । भा. मा. २-१९

મનુષ્યોને હજારો જન્મે ભક્તિમાં પ્રીતિ થાય છે.

૩. सकलभुवनमध्ये निर्धनास्तेऽपि धन्याः
निवसति हृदि येषां श्रीहरेर्भक्तिरेका ।
हरिरपि निजलोकं सर्वथातो विहाय
प्रविशति हृदि येषां भक्तिसूत्रोपनद्धः ॥ भा. मा. ३-७३

જેમના હૃદયમાં શ્રીહરિની કેવળ એક ભક્તિ જ હોય તેઓ આ જગતમાં નિર્ધન હોવા છતાં ધન્ય છે. (કારણ કે) ભક્તિરૂપી દોરીથી બંધાયેલા શ્રીહરિ પોતાના સ્થાનનો સર્વથા ત્યાગ કરીને તેમના હૃદયમાં પ્રવેશ કરે છે.

૪. स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान्
विरिञ्चतामेति ततः परं हि माम् ।
अव्याकृतं भागवतोऽथ वैष्णवं
पदं यथाहं विबुधाः कलात्यये ॥ भा. ४-२४-२९

હું અને મારા જેવા દેવો લિંગદેહના નાશ પછી પરમાત્મપદ પ્રાપ્ત કરીશું, સ્વધર્મનિષ્ઠ મનુષ્ય સેંકડો જન્મ ધારણ કર્યા પછી બ્રહ્મલોકને પામે છે અને પછી (અધિક પુણ્ય થતાં) ભગવાનના

પદને પ્રાપ્ત કરે છે, પણ ભગવાનનો ભક્ત તો દેહાંત પછી તુરત જ પ્રપંચાતીત વૈષ્ણવપદ પામે છે.

५. प्रायेण वेद तदिदं न महाजनोऽयं
देव्या विमोहितमतिर्बत माययालम् ।
त्रय्यां जडीकृतमतिर्मधुपुष्पितायां
वैतानिके महति कर्मणियुज्यमानः ॥
एवं विमृश्य सुधियो भगवत्यनन्ते
सर्वात्मना विदधते खलु भावयोगम् ।
ते मे न दण्डमर्हन्त्यथयद्यमीषां,
स्यात्पातकं तदपि हन्त्युरुगायवादः ॥ भा. ६-३-२५-२६

"ભગવાનના નામોચ્ચારણરૂપી ભક્તિયોગથી જ સર્વ પાપોનું પ્રાયશ્ચિત થાય છે." આ વસ્તુને મોટા મોટા મહાપુરુષો પણ ઘણુ કરીને સમજી શકતા નથી. કારણ કે તેઓની બુદ્ધિ ભગવાનની માયાથી અત્યંત મોહિત થઇ ગઈ હોય છે. અને ખેદની વાત છે કે, તેઓની બુદ્ધિ ઉપર ઉપરથી સુંદર જણાતા વેદનાં ફળશ્રુતિ વચનોમાં દુરાગ્રહવાળી હોય છે, જેથી તેઓ યજ્ઞ-યાગાદિ મોટાંમોટાં કર્મો કરે છે, પણ શ્રીહરિના નામસ્મરણ જેવા નાના કર્મમાં આસક્ત થતા નથી. આવો વિચાર કરીને ઉત્તમ બુદ્ધિવાળા પુરુષો અનંત ભગવાનમાં સર્વ પ્રકારે કેવળ ભક્તિ જ કરે છે. આવા પુરુષો મારા (યમદેવ) તરફથી શિક્ષાને પાત્ર થતા નથી. જો કદાચિત્ તેઓનું કંઈ પાપ હોય તો ભગવાનનું નામોચ્ચારણ તેનો નાશ કરી નાખે છે.

६. यस्य भक्ति र्भगवति हरौ. नि श्रेयसेश्वरे ।
विक्रीडितोऽमृताम्भोधौ किं क्षुद्रैः खातकोदकैः ॥ भा. ६-१२-२२

જે પુરુષ મોક્ષના અધીશ્વર ભગવાન શ્રીહરિમાં ભક્તિ કરે છે અને જે સચ્ચિદાનંદરૂપી અમૃતના સમુદ્રમા ક્રીડા કરી રહ્યો હોય છે, તેને ક્ષુદ્ર ખાડાનાં જળ જેવાં સ્વર્ગાદિનું શું પ્રયોજન?

७. गुणैरलमसंख्येयैर्माहात्म्यं तस्य सूच्यते ।
वासुदेवे भगवति यस्य नैसर्गिकी रतिः ॥ भा. ७-४-३६

તે (પ્રહ્લાદ)ના અસંખ્ય ગુણોનું વર્ણન કરવા કરતાં જો માત્ર તેની મહત્તા સૂચવીએ તો એટલું જ કે તેને ભગવાન વાસુદેવ ઉપર સ્વાભાવિક પ્રીતિ હતી.

૮૦. ભક્તિનું ફળઃ—

त्वयि सकृन्मनस्त्वयि च आत्मनि नित्यसुखे
न पुनरुपासते पुरुषसारहरावसथान् ॥ भा. १०-८७-३५

હે ભગવન્! જે પુરુષો પોતાના આત્માસ્વરૂપ અને નિત્ય સુખરૂપ એવા આપનામાં એકવાર પણ મનને સ્થાપે છે, તેઓ ઘર વગેરેમાં આસક્ત થતા નથી.

२. हरिर्हि निर्गुणः साक्षात्पुरुषः प्रकृतेः परः ।
स सर्वदृगुपद्रष्टा तं भजन् निर्गुणो भवेत् ॥ भा. १०-८८-५

શ્રીહરિ પ્રકૃતિથી પર અને સાક્ષાત્ નિર્ગુણ પુરુષ-પરમાત્મા છે, સર્વના દ્રષ્ટા અને સાક્ષી છે; માટે તેમનું ભજન કરનારો પુરુષ નિર્ગુણ જ થાય છે.

३. न ह्यतः परमो लाभो देहिनां भ्राम्यतामिह ।
यतो विन्देत परमां शान्तिं नश्यति संसृतिः ॥ भा. ११-५-३७

આ સંસારમાં ભમતા પ્રાણીઓને શ્રીહરિના કીર્તનથી બીજો કોઈ પણ શ્રેષ્ઠ લાભ નથી કે જેનાથી શાન્તિ પ્રાપ્ત થાય અને સંસાર નાશ પામે.

४. प्रोक्तेन भक्तियोगेन भजतो मासकृन्मुनेः ।
कामा हृदय्या नश्यन्ति सर्वे मयि हृदि स्थिते ॥
भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि मयि दृष्टेऽखिलात्मनि ॥
भा. ११-२०-

મેં કહેલા ભક્તિયોગથી નિરંતર મારું ભજન કરનાર મુનિના હૃદયમાં હું નિવાસ કરું છું, એટલે તેના હૃદયમાં રહેલા સર્વ વિષયાભિલાષો નાશ પામે છે. એટલું જ નહિં પણ સર્વાત્મા રૂપ મારું દર્શન થતાં મનુષ્યના હૃદયરૂપી અહંકારની ગાંઠ છૂટી જાય છે; તેના સર્વ સંશયો છેદાઈ જાય છે અને તેનાં સર્વ અનારબ્ધ (સંચિત અને આગામી) કર્મો પણ નાશ પામે છે.

૫. यत्कर्मभिर्यत्तपसा ज्ञानवैराग्यतश्च यत्।
योगेन दानधर्मेण श्रेयोभिरितरैरपि ॥
सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा।
स्वर्गापवर्गं मद्धाम कथञ्चिद्यदि वाञ्छति ॥ ભા. ૧૧-૨૦-૩૨-૩૩

કર્મોથી, તપશ્ચર્યાથી, જ્ઞાનથી, વૈરાગ્યથી, યોગથી, દાનધર્મથી, તેમજ બીજાં યાત્રા વગેરે કલ્યાણનાં સાધનોથી જે કંઈ ચિત્તશુદ્ધિ વગેરે ફળ પ્રાપ્ત થાય છે, તે સર્વ ફળને મારો ભક્ત મારા ભક્તિ-યોગથી અનાયાસે પ્રાપ્ત કરે છે. એટલું જ નહિં પણ તે કદાચ સ્વર્ગ, મોક્ષ કે મારા ધામ વૈકુંઠને પણ ઇચ્છે તો પ્રાપ્ત કરી શકે છે.

૬. भक्तियोगेन मन्निष्ठो मद्भावाय प्रपद्यते। ભા. ૧૧-૨૫-૩૨

વિષયોમાંથી આસક્તિ દૂર થઈ જેની પરમાત્મામાં પ્રીતિ ઉત્પન્ન થઈ તેમાં સ્થિરતા થાય છે, તે મને (આત્મસ્વરૂપને) પામે છે.

૭. भक्तिं लब्धवतः साधोः किमन्यदवशिष्यते।
मय्यनन्तगुणे ब्रह्मण्यानन्दानुभवात्मनि ॥ ભા. ૧૧-૨૬-૩૦

હે સત્પુરુષ! અનંત ગુણોવાળા અને આનંદાનુભવસ્વરૂપ પરબ્રહ્મ મારામાં જેણે ભક્તિ પ્રાપ્ત કરી છે તેવા પુરુષને કયું ફળ મેળવવું બાકી રહે છે? (અર્થાત્ તેને સર્વકંઈ મળી ચૂક્યું છે.)

૮. अविस્मृतिः कृष्णपदारविन्दयोः
क्षिणोत्यभद्राणि शमं तनोति च।
सत्त्वस्य शुद्धिं परमात्मभक्तिं
ज्ञानं च विज्ञानविरागयुक्तम् ॥ ભા. ૧૨-૧૨-૫૪

શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણકમળને કદી વિસારવાં નહિ. કારણ કે તે અમંગળનો નાશ કરે છે, શાંતિ આપે છે, અંતઃકરણની શુદ્ધિ કરે છે, પરમાત્મા વિષે ભક્તિ ઉત્પન્ન કરે છે તથા જ્ઞાન અને વૈરાગ્ય સહિત વિજ્ઞાન આપે છે

९. येषां चित्ते वसेद्भक्तिः सर्वदा प्रेमरूपिणी।
न ते पश्यन्ति कीनाशं स्वप्नेऽप्यमलमूर्तयः॥ भा. मा. २-१६

જેમના ચિત્તમાં સદા પ્રેમલક્ષણા ભક્તિ વસે છે તે નિર્મળ પુરુષો સ્વપ્ને પણ યમને જોતા નથી

१०. न तपोभिर्न वेदैश्च न ज्ञानेनापि कर्मणा।
हरिर्हि साध्यते भक्त्या प्रमाणं तत्र गोपिकाः॥ भा. मा. २-१८

તપશ્ચર્યા, વેદાભ્યાસ, કે કર્મથી શ્રીહરિ વશ થતા નથી, પણ ભક્તિથી જ વશ થાય છે, તેમાં ગોપીઓ દૃષ્ટાન્તરૂપ છે.

११. दुःखदारिद्र्यदौर्भाग्यपापप्रक्षालनाय च।
कामक्रोधजयार्थं हि कलौ धर्मोऽयमीरितः॥ भा. मा. ३-६४

દુઃખ, દારિદ્ય, દુર્ભાગ્ય, પાપનિવારણ, અને કામ તથા ક્રોધના જય માટે કલિયુગમાં આ જ (ભક્તિ) શ્રેષ્ઠ ધર્મ છે.

१२. वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः।
जनयत्याशु वैराग्यं ज्ञानं च यदहैतुकम्॥ भा. १-२-७

ભગવાન વાસુદેવમાં યોજેલો ભક્તિયોગ તત્કાળ અહૈતુક (ફલાનુસંધાન વગરના) જ્ઞાન અને વૈરાગ્યને ઉત્પન્ન કરે છે.

१३. शृण्वतः श्रद्धया नित्यं गृणतश्च स्वचेष्टितम्।
कालेन नातिदीर्घेण भगवान्विशते हृदि॥
प्रविष्टः कर्णरन्ध्रेण स्वानां भावसरोरुहम्।
धुनोति शमलं कृष्णः सलिलस्य यथा शरद्॥
धौतात्मा पुरुषः कृष्ण पादमूलं न मुञ्चति।
मुक्तसर्वपरिक्लेशः पान्थः स्वशरणं यथा॥ भा. २-८-४-६

જે મનુષ્ય ભગવાનનાં ચરિત્રોને શ્રદ્ધાપૂર્વક સાંભળે છે તથા ગાય છે, તેના હૃદયમાં ભગવાન અલ્પ સમયમાં પ્રવેશ કરે છે, જેમ શરદ ઋતુ જળના મેલને દૂર કરે છે તેમ શ્રીકૃષ્ણ પોતાના ભક્તોના હૃદયકમળમાં પ્રવેશ કરીને ત્યાં રહેલાં સર્વ પાપોનો નાશ કરે છે. જેમ મુસાફરીથી આવેલો મનુષ્ય પોતાના ઘરને છોડતો નથી, તેમ નિષ્પાપ થયેલો પુરુષ રાગદ્વેષ વગેરે સર્વ ક્લેશોનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણના ચરણમૂળનો ત્યાગ કરતો નથી.

૧૪. वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः ।
जनयत्याशु वैराग्यं ज्ञानं यद्ब्रह्मदर्शनम् ॥ भा. ૩-૩૨-૨૩

વાસુદેવ ભગવાન વિષે યોજેલો ભક્તિયોગ તત્કાળ વૈરાગ્ય તથા બ્રહ્મદર્શન કરાવનારા જ્ઞાનને ઉત્પન્ન કરે છે.

૧૫. एवं कायेन मनसा वचसा च मनोगतम् ।
परिचर्यमाणो भगवान् भक्तिमत्परि चर्यया ॥
पुंसाममायिनां सम्यग् भजतां भाववर्द्धनः ।
श्रेयो दिशत्यभिमतं यद्धर्मादिषु देहिनाम् ॥
विरक्तश्चेन्द्रियरतौ भक्तियोगेन भूयसा ।
तं निरन्तरभावेन भजेताद्धा विमुक्तये ॥ भा. ૪-૮-૫૯-૬૧

એ પ્રમાણે પોતાના મનના ભાવ પ્રમાણે શરીર, મન અને વચનથી ભક્તિયુક્ત સેવા વડે સેવાતા ભગવાન નિષ્કપટ ભજન કરતા પુરુષોના ભાવને વધારી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ પુરુષાર્થોમાંથી મનુષ્યોને જે ઇષ્ટ હોય તે આપે છે. માટે વિષયભોગથી વિરક્ત થયેલા મનુષ્યે સર્વશ્રેષ્ઠ ભક્તિયોગથી નિરંતર ભાવપૂર્વક મુક્તિને માટે ભગવાનનું ભજન કરવું.

૧૬. अथात्मनोऽर्थभूतस्य यतोऽनर्थपरम्परा ।
संसृतिस्तद् व्यवच्छेदो भक्त्या परमया गुरौ ॥
भा. ૪-૨૯-૩૬

સર્વ પુરુષાર્થસ્વરૂપ આત્માને અજ્ઞાનથી અનર્થોની પરંપરારૂપ પ્રાપ્ત થયેલા આ સંસારની નિવૃત્તિ તો સર્વના ગુરુ શ્રી વાસુદેવ ભગવાનમાં પરમ ભક્તિયોગ કરવાથી જ થાય છે.

૧૭. महतां खलु विप्रर्षे उत्तमश्लोकपादयोः ।
छायानिर्वृत्तचित्तानां न कुटुम्बे स्पृहामतिः ॥ ભા. ૫-૧-૩

ઉત્તમ કીર્તિવાળા ભગવાનના ચરણની છાયાવડે જેઓનાં ચિત્ત શાંત થયાં હોય છે તેવા મહાપુરુષોને કુટુંબમાં સ્પૃહા થતી નથી.

૧૮. सकृन्मनः कृष्णपदारविन्दयो-
निवेशितं तद्गुणरागि यैरिह ।
न ते यमं पाशभृतश्च तद्भटान्
स्वप्नेऽपि पश्यन्ति हि चीर्णनिष्कृताः ॥ ભા. ૬-૧-૧૯

જેઓએ પોતાના મનને પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણ ભગવાનના ચરણ-કમળમાં માત્ર એક જ વાર સ્થાપિત કર્યું, તેઓ તેટલાથી જ પોતાનાં સર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત કરી સ્વપ્નમાં પણ યમદેવ કે તેમના પાશધારી દૂતોને જોતા નથી.

૧૯. अमोघा भगवद्भक्तिर्नेतरेति मतिर्मम । ભા. ૮-૧૬-૨૧

ભગવાનની ભક્તિ જ સફળ થાય છે; બીજા કોઈની નહિ.

૮૨ ભક્તિ વિના જ્ઞાન તથા યશ નિષ્ફળ છે:—

नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं
न शोभते ज्ञानमलं निरञ्जनम् ।
कुतः पुनः शश्वदभद्रमीश्वरे
न ह्यर्पितं कर्म यदप्यनुत्तमम् ॥
यशःश्रियामेव परिश्रमः परो
वर्णाश्रमाचारतपःश्रुतादिषु ।
अविस्मृतिः श्रीधरपादपद्मयो-
र्गुणानुवादश्रवणादिभिर्हरेः ॥ ભા. ૧૨-૧૨-૫૨, ૫૩

યોગીઓને બ્રહ્મત્વની પ્રાપ્તિ માટે સમગ્રના આત્મારૂપ એવા પરમાત્મામાં 'ભક્તિ' જેવો બીજો કોઈ કલ્યાણકારી માર્ગ નથી

૮૫ ભક્તિમાર્ગની ઉત્તમતા :—

सध्रीचीनो ह्ययं लोके पन्थाः क्षेमोऽकुतोभयः ।
सुशीला साधवो यत्र नारायणपरायणाः ॥ भा. ६-१-१७

આ ભક્તિમાર્ગ જગતમા કલ્યાણકારી, સર્વ તરફથી નિર્ભય, અને ઉત્તમ માર્ગ છે, કે જેમાં શ્રી નારાયણપરાયણ રહેનારા દયાળુ નિષ્કામ પુરુષો સ્થિતિ કરે છે

૮૬ ભક્તિના પ્રકારો અને દૃષ્ટાન્તો —

कामाद् द्वेषाद्भयात्स्नेहाद् यथा भक्त्येश्वरे मन ।
आवेश्य तदघं हित्वा बहवस्तद्गतिं गता ॥
गोप्यः कामाद् भयात्कंसो द्वेषाच्चैद्यादयो नृपाः ।
सम्बन्धाद् वृष्णयः स्नेहाद् यूयं भक्त्या वयं विभो ॥
भा. ७-१-२९-३०

જેમ ભક્તિથી ઈશ્વરમાં મન યોજીને ઘણા મનુષ્યો પરમાત્માની ગતિને પામ્યા છે, તેમ કામથી, દ્વેષથી, ભયથી તથા સ્નેહથી પણ ભગવાનમાં મન યોજીને અનેક મનુષ્યો તેમની ગતિને પામ્યા છે ગોપિકાઓ કામનાથી, કંસ ભયથી, શિશુપાલ વગેરે રાજાઓ દ્વેષથી, યાદવો સંબધથી, તમે (યુધિષ્ઠર) સ્નેહથી અને અમે (નારદાદિ) ભક્તિથી ભગવાનને પામ્યા છીએ

૮૭ ભક્તિ-સાધન અજ્ઞાનનાશક છે:—

यस्य नारायणो देवो भगवान् हृद्गत सदा ।
भक्त्या केवलयाज्ञानं धुनोति ध्वान्तमर्कवत् ॥ भा ७-१३-२

જેના હૃદયમાં ભગવાન નારાયણ દેવ સદાકાળ બિરાજે છે, તે જેમ સૂર્ય અધકારને દૂર કરે તેમ કેવળ ભક્તિથી જ અજ્ઞાનનો નાશ કરે છે

૮૮ ભક્તિસાધનની સત્યતા (ઈશ્વરપ્રીતિ)—

त एव नियमाः साक्षात्त एव च यमोत्तमाः ।
तपो दानं व्रतं यज्ञो येन तुष्यत्यधोक्षजः ॥ भा. ૮–૧૬–૬૧

જેને લીધે ઇન્દ્રિયોથી પર એવા અધોક્ષજ ભગવાન પ્રસન્ન થાય, તે જ યમ, નિયમ, તપ, દાન, વ્રત અથવા યજ્ઞ છે.

૮૯ ભક્તિની દુર્લભતા—

भक्तिः प्रवर्तिता दिष्ट्या मुनीनामपि दुर्लभा ॥ भा. ૧૦-૪૭-૨૫

પરમાત્મામાં પ્રવર્તિત થયેલી ભક્તિ મુનિઓને પણ દુર્લભ છે.

૯૦ ભક્તિથી વિદ્યા અને તપની સફળતા :—

इदं हि पुंसः तपसः श्रुतस्य वा
स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः ।
अविच्युतोऽर्थः कविभिर्निरूपितो
यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥ भा. ૧-૫-૨૨

પુરુષનાં તપનું, યજ્ઞયાગાદિનું, શાસ્ત્રોનાં પઠનપાઠનનું, તેથી પ્રાપ્ત થયેલી બુદ્ધિનું અને દાનનું અવિનાશી ફળ પરમાત્માના ગુણોનું વર્ણન છે, એમ વિવેકીઓ કહે છે.

૯૧ આદર્શ ભક્તિ :—

नपरिलषन्ति केचिदपवर्गमपीश्वर ते
चरणसरोजहंसकुलसङ्गविसृष्टगृहाः ॥ भा. ૧૦–૮૭–૨૧

આપના (ભગવાનના) ચરિત્રરૂપ ભક્તિથી ભક્ત પુરુષો મોક્ષને પણ ઇચ્છતા નથી, તો પછી બીજા ઇન્દ્રપદ આદિને તો કેમ જ ઇચ્છે? એટલું જ નહિ, પણ આપનાં ચરણકમળમાં હંસોની પેઠે રમતા આપના ભક્ત પુરુષોનાં મંડળના સંગથી તે ભક્ત પુરુષોએ પોતાનાં ઘરબાર પણ છોડી દીધાં હોય છે.

૯૨ નિષ્કામ ભક્તિની વ્યાખ્યા :—

देवानां गुणलिङ्गानामानुश्रविककर्मणाम् ।
सत्त्व एवैकमनसो वृत्तिः स्वाभाविकी तु या ॥

अनिमित्ता भागवती भक्तिः सिद्धेर्गरीयसी ।
जरयत्याशु या कोशं निगीर्णमनलो यथा ॥ भा. ३-२५-३२-३३

વિકાર રહિત શુદ્ધ મનવાળા પુરુષની વિષયોને ગ્રહણ કરનારી તથા કેવળ વેદોક્ત કર્મમાં જ તત્પર રહેનારી ઇન્દ્રિયોનું સત્ત્વમૂર્તિ શ્રીહરિમાં જ સ્વાભાવિકપણે વર્તન તેનું નામ 'નિષ્કામ ભક્તિ.' આ ભગવદ્‌ભક્તિ મુક્તિ કરતા પણ શ્રેષ્ઠ છે જઠરાગ્નિ જેમ ભોજન કરેલા અન્નને પચાવી દે છે, તેમ આ ભક્તિ લિંગશરીરનો તત્કાળ નાશ કરે છે

૯૩. નિષ્કામ ભક્તિનું ફળ —

१. विसृज्य सर्वानन्यांश्च मामेवं विश्वतोमुखम् ।
भजन्त्यनन्यया भक्त्या तान्मृत्योरतिपारये ॥ भा. ३-२५-४०

જેઓ બધાય પરિગ્રહોને ત્યજીને સર્વવ્યાપક એવા 'મને (પરમાત્માને) એકલાને જ અનન્યભક્તિથી ભજે છે, તેઓને હું મૃત્યુરૂપ સંસારથી તારું છું.

२. यस्यास्ति भक्तिर्भगवत्यकिञ्चना
सर्वैर्गुणैस्तत्र समासते सुराः ।
हरावभक्तस्य कुतो महद्गुणा
मनोरथेनासति धावतो बहिः ॥ भा. ५-१८-१२

જે મનુષ્યની ભગવાનમાં નિષ્કામ ભક્તિ હોય છે, તેનામાં સર્વ ગુણોની સાથે સર્વ દેવતાઓ નિવાસ કરે છે, જેને શ્રીહરિ પ્રત્યે ભક્તિ નથી, અને મિથ્યા વિષયસુખમાં જે મનોરથોથી દોડયા કરે છે, તેવા મનુષ્યમાં જ્ઞાન-વૈરાગ્યાદિ મહાપુરુષોના ગુણો ક્યાથી હોય?

૯૪ નિષ્કામ ભક્તિયોગનું લક્ષણ —

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ॥
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।
अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे । भा. ३-२९-११-१२

જેમ ગંગાના જળની સમુદ્રમાં અવિચ્છિન્ન ગતિ થાય છે, તેમ મારા ગુણોનું શ્રવણ થતાં જ સર્વાન્તર્યામી મારામાં (પરમાત્મામાં) મનની અવિચ્છિન્ન ગતિને નિર્ગુણ ભક્તિયોગ કહે છે. પુરુષોત્તમ ભગવાન પ્રત્યેની ભક્તિ કોઈ પણ ફળના સંકલ્પથી શૂન્ય અને ભેદ-દર્શનથી રહિત હોય છે.

૯૫ નિષ્કામ ભક્તિનું સ્વરૂપ અને ફળ :–

१ बाध्यमानोऽपि मद्भक्तो विषयैरजितेन्द्रियः।
प्रायः प्रगल्भया भक्त्या विषयैर्नाभिभूयते ॥
यथाग्निः सुसमृद्धार्चिः करोत्येधांसि भस्मसात्।
तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः ॥
न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव।
न स्वाध्यायस्तपस्त्यागो यथाभक्तिर्ममोर्जिता ॥
भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयाऽऽत्मा प्रियः सताम्।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि सम्भवात् ॥
धर्मः सत्यदयोपेतो विद्या वा तपसान्विता।
मद्भक्त्यापेतमात्मानं न सम्यक्प्रपुनाति हि ॥

ભા. ૧૧–૧૪–૧૮–૨૨

મારો કોઈ ભક્ત ઇન્દ્રિયોને જીતવાનો અભ્યાસ કરેલો ન હોવાથી કદાચ વિષયોથી આકર્ષાય તો પણ દૃઢ ભક્તિને લીધે વિષયોથી ઘણું કરીને તે પરાભવ પામતો નથી. જેમ સારી રીતે પ્રજ્વલિત બનેલો અગ્નિ લાકડાંઓને ભસ્મ કરી દે છે, તેવી રીતે મારી અનન્ય ભક્તિ સમગ્ર પાપોને ભસ્મ કરી દે છે. હે ઉદ્ધવ! વૃદ્ધિ પામેલી ભક્તિથી જેટલું મારું સ્વરૂપ પ્રકટ થાય છે, તેટલું યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ કે ત્યાગથી થતું નથી. સત્પુરુષોનો પ્રિય અને સર્વનો આત્મા એવો હું (ભગવાન) શ્રદ્ધાથી કરવામાં આવેલી એક ભક્તિથી જ વશ થાઉં છું: મારી ભક્તિ ચંડાલોને પણ જાતિદોષથી પવિત્ર

કરે છે. સત્ય અને દયાયુક્ત ધર્માચરણ અને તપ સહિત વિદ્યા એ પણ મારી ભક્તિથી રહિત મનુષ્યને સારી રીતે પવિત્ર કરી શકતાં નથી.

२. वाग् गद्‌गदा द्रवते यस्य चित्तं
रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च ।
विलज्ज उद्‌गायति नृत्यते च
मद्भक्तियुक्तो भुवनं पुनाति ॥ ભા. ૧૧-૧૪-૨૪

જેની વાણી ગળગળી થઈ જાય, ચિત્ત પીગળી જાય, વારંવાર રડે, કોઈ વેળા હસે, કોઈ વેળા લજ્જા રહિત થઈને ઊંચે સ્વરે ગાય અને કોઈ વેળા નૃત્ય કરે તેવો મારી ભક્તિથી યુક્ત પુરુષ, જગતને પવિત્ર કરે છે.

૯૬ વેરાનુબંધી ભક્તિનું ફળ :–

यथा वैरानुबन्धेन मर्त्यस्तन्मयतामियात् ।
न तथा भक्तियोगेन इति मे निश्चिता मतिः ॥
कीटः पेशस्कृता रुद्धः कुड्यायां तमनुस्मरन् ।
संरम्भभययोगेन विन्दते तत्सरूपताम् ॥ ભા. ૭-૧-૨૬-૨૭

વૈરાનુબંધથી મનુષ્ય જેવો ભગવાનમય બની જાય છે, તેવો ભક્તિયોગથી થતો નથી, એમ મારો નિશ્ચય છે. જેમ ભમરાએ ભીંતમાં કરેલા પોતાના દરમાં પૂરેલો કીડો ક્રોધ તથા ભયના યોગથી ભમરાનું જ સ્મરણ કરતાં તેની સમાનરૂપતાને પામે છે, ભમરારૂપ બની જાય છે તેમ માયાથી મનુષ્ય બનેલા ભગવાન શ્રીકૃષ્ણમાં વૈરાનુબંધથી તેમના જ ચિંતન વડે પાપરહિત થયેલા પુરુષો ભગવાનને જ પ્રાપ્ત થાય છે.

૯૭ વેરાનુબંધી ભક્તિનું મહત્ત્વ :

केचनोद्‌बद्धवैरेण भक्त्या केचन कामतः ।
न तथा सत्त्वसंरब्धा सन्निकृष्टाः सुरादयः ॥ ભા. ૧૦-૮૫-૪૧

વૈરાનુબંધી ભક્તિથી અને (બલિ વગેરે દૈત્યો), અને કામવાસનારૂપ ભક્તિથી કેટલાક ગોપીઓ જેવા ભક્તો આપના

તાદાત્મ્ય ભાવને પામ્યા છીએ, તેવા સત્ત્વગુણી દેવો પણ તે ભાવને પામી શક્યા નથી.

૯૮ ભક્તિ સર્વની પોષક છેઃ-

यथा हि स्कन्धशाखानां तरोर्मूलावसेचनम् ।
एवमाराधनं विष्णोः सर्वेषामात्मनश्च हि ॥ भा. ८-५-४९

જેમ વૃક્ષનાં મૂળમાં કરેલું જળસિંચન તેના થડને તથા ડાળીઓને પોષણકર્તા થાય છે, તેમ પરમાત્માનું આરાધન સર્વ પ્રાણીઓને તથા પોતાને પણ પોષણકર્તા થાય છે.

૯૯ પ્રેમભક્તિની શ્રેષ્ઠતાઃ-

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ भा १०-८१-४

જે મનુષ્ય પત્ર, પુષ્પ, ફળ કે જળ જે કંઈ પ્રેમભક્તિથી મને અર્પણ કરે છે, તેની એ ભક્તિથી અર્પણ કરેલી વસ્તુને હું સ્વીકારું છું. કારણ કે તેનું મન (ભક્તિને લીધે) શુદ્ધ હોય છે.

## નવધા ભક્તિ

૧૦૦ નવધા ભક્તિઃ-

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥
इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ।
क्रियते भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥ भा. ७-५-२३-२४

વિષ્ણુ ભગવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વંદન, દાસત્વ, મિત્રત્વ અને આત્મસમર્પણ-આ નવ પ્રકારની ભક્તિને પુરુષે સાક્ષાત્ વિષ્ણુ-ભગવાનમાં અર્પણ કરી દીધી હોય, તેને જ હું ઉત્તમ અધ્યયન માનું છું.

## શ્રવણભક્તિ

૧૦૧ શ્રવણ ભક્તિનાં કારણો :-

शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः ।
स्यान्महत्सेवया विप्राः पुण्यतीर्थनिषेवणात् ॥ ભા. ૧-૨-૧૬

પવિત્ર તીર્થો અને મહાપુરુષોના સેવનથી, ધર્મમાં શ્રદ્ધાપૂર્વક ભગવાનની કથાના શ્રવણની ઇચ્છા થાય છે.

૧૦૨ શ્રવણભક્તિના નિયમો :-

ब्रह्मचर्यमधः सुप्तिः पत्रावल्यां च भोजनम् ।
कथा समाप्तौ भुक्तिं च कुर्यान्नित्यं कथाव्रती ॥
द्विदलं मधुतैलं च गरिष्ठान्नं तथैव च ।
भावदुष्टं पर्युषितं जह्यान्नित्यं कथाव्रती ॥
काम क्रोधं मदं मानं मत्सरं लोभमेव च ।
दम्भं मोहं तथा द्वेषं दूरयेच्च कथाव्रती ॥
वेदवैष्णवविप्राणां गुरुगोव्रतिनां तथा ।
स्त्रीराजमहतां निन्दां वर्जयेद्यः कथाव्रती ॥
रजस्वलाऽन्त्यजम्लेच्छपतितव्रात्यकैस्तथा ।
द्विजद्विड्वेदबाह्यैश्च न वदेद्यः कथाव्रती ॥
सत्यं शौचं दयां मौनं आर्जवं विनयं तथा ।
उदारमानसं तद्वदेवं कुर्यात्कथाव्रती ॥ ભા. મા. ૬-૪૫-૫૦

કથાશ્રવણના વ્રતવાળાએ બ્રહ્મચર્ય પાળવું, નીચે સૂવું, નિત્ય કથા શ્રવણ કર્યા પછી પત્રાવલિમાં ભોજન કરવું, ચોખા, મધ, તેલ, ભારે અન્ન, ભાવદુષ્ટ (દુષ્ટવૃત્તિથી જોવાયેલું.) અને વાસી અન્ન, કામ, ક્રોધ, મદ, માન, મત્સર, લોભ, દંભ, મોહ તથા દ્વેષનો ત્યાગ કરવો. વેદોની, વૈષ્ણવોની, ગુરુઓની, ગાયોની, વ્રતધારીઓની, સ્ત્રીઓની, રાજાઓની તથા મહાત્માઓની નિંદા ન કરવી. તેમ જ રજસ્વલા, ચાંડાલ, મ્લેચ્છ, પતિત, અસંસ્કારી, બ્રાહ્મણદ્વેષી, તથા વેદબાહ્ય મનુષ્યો સાથે બોલવું નહીં; સત્ય, પવિત્રતા, દયા, મૌન, સરળતા, વિનય તેમજ મનની ઉદારતા રાખવી.

૧૦૩ શ્રવણભક્તિનું ફળ-ચિત્તશુદ્ધિ :—

शुद्धिर्नृणां न तु तथेड्य दुराशयानां
विद्याश्रुताध्ययनदानतपःक्रियाभिः ।
सत्त्वात्मनामृषभ ते यशसि प्रवृद्ध-
सच्छ्रद्धया श्रवणसम्भृतया यथा स्यात् ॥ भा. ११-६-९

હે સ્તુતિ કરવા યોગ્ય પ્રભુ ! સત્ત્વગુણવાળા આપના ભક્તોને આપના યશના શ્રદ્ધાપૂર્વકનાં શ્રવણથી જેવી શુદ્ધિ થાય છે, તેવી શુદ્ધિ દેવતાઓની ઉપાસના, અભ્યાસ, અધ્યયન, દાન, તપ વગેરે ક્રિયાઓથી થતી નથી.

૧૦૪ શ્રવણભક્તિનું ફળ:—

विश्वासो गुरुवाक्येषु स्वस्मिन्दीनत्वभावना ।
मनोदोषजयश्चैव कथायां निश्चला मतिः ।
एवमादि कृतं चेत्स्यात् तदा वै श्रवणे फलम् ॥ भा. मा. ५-७५

કથા શ્રવણ કરતી વખતે,ગુરુનાં વાક્યો ઉપર વિશ્વાસ, પોતાનામાં દીનપણાની ભાવના, મનના દોષોનો જય અને કથામાં નિશ્ચલ બુદ્ધિ-ઈત્યાદિ કર્યું હોય તો જ તેનું ( શ્રવણભક્તિનું ) ફળ મળે છે.

૧૦૫ શ્રવણભક્તિની યોગ્યતા :—

लोकवित्तधनागारपुत्रचिन्तां व्युदस्य च ।
कथाचित्तः शुद्धमतिः स लभेत्फलमुत्तमम् ॥ भा. मा. ६-३७

લોક, દ્રવ્ય, ધન, ઘર અને પુત્રચિંતા છોડી દઈને જે મનુષ્ય કેવળ શુદ્ધ બુદ્ધિ રાખી કથાશ્રવણમાં એકાગ્ર બને છે તે જ શ્રવણનું ઉત્તમ ફળ પ્રાપ્ત કરે છે.

૧૦૬ શ્રવણભક્તિનું ફળ :—

૧. स्वपुरुषमपि वीक्ष्य पाशहस्तं,
वदति यमः किल तस्य कर्णमूले ।
परिहर भगवत्कथासु मत्तान्
प्रभुरहमन्यनृणां न वैष्णवानाम् ॥ भा. मा. ६-९९

યમદેવ પણ પોતાના પાશધારી સેવકોને તેમના કાનમાં કહે છે કે:—'ભગવાનની કથાઓમાં મસ્ત રહેનારા પુરુષોનો ત્યાગ કરજો, તેઓને અહીં લાવશો નહિ. કેમકે હું બીજા મનુષ્યોનો સ્વામી છું, વૈષ્ણવોનો નહીં."

२. पिबन्ति ये भगवत आत्मनः सतां
कथामृतं श्रवणपुटेषु सम्भृतम् ।
पुनन्ति ते विषयविदूषिताशयं
व्रजन्ति तच्चरणसरोरुहान्तिकम् ॥ ભા. ૨-૨-૩૭

જે મનુષ્યો સજ્જનોના આત્મસ્વરૂપે પ્રકાશતા શ્રી ભગવાનના કથામૃતનું કાનરૂપી પડીયાઓમાં ભરીને પાન કરે છે, તેઓ વિષયોથી મલિન કરાયેલા પોતાનાં મનને પવિત્ર કરે છે અને ભગવચ્ચરણારવિંદને પ્રાપ્ત થાય છે.

३. हरेः पदानुस्मृतिनिर्वृतस्य
समस्तदुःखात्ययमाशु धत्ते ભા. ૩-૫-૧૩

પરમાત્માનાં ચરણારવિંદનાં સ્મરણથી શાંત થયેલા મનુષ્યનાં સમગ્ર દુઃખોનો તત્કાળ નાશ પામે છે.

૧૦૭ કથાશ્રવણ પવિત્ર કરનાર છે :—

वासुदेवकथाप्रश्नः पुरुषांस्त्रीन्पुनाति हि ।
वक्तारं पृच्छकं श्रोतृंस्तत्पादसलिलं यथा ॥ ભા. ૧૦-૧-૧૬

જેમ ભગવાનના ચરણકમળનું જળ-ગંગા ત્રણેય જગતને પવિત્ર કરે છે, તેમ શ્રીકૃષ્ણકથાનો પ્રશ્ન પણ વક્તા, પૃચ્છક તથા શ્રોતાને પવિત્ર કરે છે.

૧૦૮ કથાશ્રવણ આનન્દદાયક છે :—

सतामयं सारभृतां निसर्गो
यदर्थवाणीश्रुतिचेतसामपि ।
प्रतिक्षणं नव्यवदच्युतस्य यत्
स्त्रिया विटानामिव साधुवार्ता ॥ ભા. ૧૦-૧૩-૨

જેમ લંપટ પુરુષોને સ્ત્રીઓની વાતો પ્રતિક્ષણે નવી નવી અને સારી લાગે છે, તેમ જેઓની વાણી, કાન તથા ચિત્ત કેવળ ભગવાનની કથા માટે જ હોય એવા સારગ્રાહી સત્પુરષોને ભગવાનની કથા ક્ષણે ક્ષણે નવી અને સારી લાગે છે.

## કીર્તનભક્તિ

૧૦૯ કીર્તનભક્તિનું ફળ :—

૧. सङ्कीर्त्यमानो भगवाननन्तः
श्रुतानुभावो व्यसनं हि पुंसाम् ।
प्रविश्य चित्तं विधुनोत्यशेषं
यथा तमोऽर्कोऽभ्रमिवातिवातः । भा. १२-१२-४७

જેમના પ્રભાવનું શ્રવણ કર્યું હોય એવા અનંત ભગવાનનું જો કીર્તન કરવામાં આવે છે, તો તે ભગવાન મનુષ્યોના ચિત્તમાં પ્રવેશ કરીને સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે અને મોટો પવન જેમ વાદળાંને વિખેરી નાંખે છે, તેમ મનુષ્યોનાં સમગ્ર દુ:ખોનો નાશ કરે છે

૨. यत्फलं नास्ति तपसा न योगेन समाधिना ।
तत्फलं लभते सम्यक् कलौ केशवकीर्तनात् ॥ भा. मा. १-६८

માણસ તપ, યોગ કે સમાધિથી જે ફળ મેળવતો નથી, તે ફળ કલિયુગમાં શ્રીકૃષ્ણકીર્તનથી મેળવે છે.

૩. तदेव रम्यं रुचिरं नवं नवं
तदेव शश्वन्मनसो महोत्सवम् ।
तदेव शोकार्णवशोषणं नृणां
यदुत्तमश्लोकयशोऽनुगीयते भा. १२-१२-४९

ઉત્તમશ્લોક પરમાત્માના યશનું કીર્તન રમ્ય, સુન્દર, નિત્ય નવીન રૂપથી મનને આનંદિત કરનાર અને સંસારરૂપ શોકસમુદ્રનો નાશ કરનાર છે.

૪. नामसङ्कीर्तनं यस्य सर्वपापप्रणाशनम् ।
प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम् ॥ भा. १२-१३-२३

જેમનાં નામનું કીર્તન સર્વ પાપોને નાશ કરનારૂં છે, અને જેમને કરેલા પ્રણામ સર્વ દુઃખોને શાન્ત કરે છે, તે પરમેશ્વર શ્રીહરિને હું નમસ્કાર કરું છું.

૨૧૦ કીર્તનભક્તિની મહત્તા :—

१. एतन्निर्विद्यमानानामिच्छतामकुतोभयम् ।
योगिनां नृप निर्णीतं हरेर्नामानुकीर्तनम् ॥ भा. २-१-११

હે રાજા! નિર્વેદ પામતા યોગીઓ માટે પણ પરમાત્માના નામસ્વરૂપનું કીર્તન સર્વ ભય અને દુઃખમાંથી મુક્ત કરનારું છે, એમ નક્કી કરવામાં આવ્યુ છે.

२. अहो बत श्वपचोऽतो गरीयान्
यज्जिह्वाग्रे वर्तते नामतुभ्यम् ।
तेपुस्तपस्ते जुहुवु: सस्नुरार्या
ब्रह्मानूचुर्नाम गृणन्ति ये ते ॥ भा. ३-३३-७

જેની જીભના ટેરવે આપનું (ભગવાનનું) નામ રહેલું હોય છે તેવો ચાંડાળ પણ અત્યંત શ્રેષ્ઠ ગણાય છે. જેઓ આપનાં નામનું જ રટણ (કીર્તન) કરે છે તેઓએ જ વાસ્તવિક તપ, હોમ, તીર્થ-સ્નાન, સદાચાર, અને વેદાધ્યયન કર્યાં છે.

३. मन्त्रतस्तन्त्रतश्छिद्रं देशकालार्हवस्तुतः ।
सर्वं करोति निश्छिद्रं नामसङ्कीर्तनं तव ॥ भा. ८-२३-१६

માત્ર આપનું ભગવાનનું નામકીર્તન જ મંત્ર, તંત્ર, દેશ, કાળ, પાત્ર અને દક્ષિણા વગેરે વસ્તુથી જે કંઈ અપૂર્ણ રહ્યું હોય, તે સર્વને પરિપૂર્ણ કરે છે.

## સ્મરણભક્તિ

૨૧૧ નામસ્મરણની મહત્તા :—

१. न निष्कृतैरुदितैर्ब्रह्मवादिभि-
स्तथा विशुद्ध्यत्यघवान्व्रतादिभिः ।

यथाहरेर्नामपदैरुदाहृतै-
स्तदुत्तमश्लोकगुणोपलम्भकम् ॥ भा. ६-२-११

વેદવાદી મહાપુરુષોએ વ્રતાદિ જે જે પ્રાયશ્ચિત્તો કહ્યાં છે, તેનાથી પાપી જેવો શુદ્ધ થતો નથી, તેવો શ્રીહરિનાં નામોચ્ચારણથી શુદ્ધ થાય છે. સાથેસાથે તે નામોચ્ચારણ પરમાત્માની પ્રાપ્તિ કરાવનાર પણ થાય છે.

૨. नैकान्तिकं तद्धि कृतेऽपि निष्कृते,
मनः पुनर्धावति चेदसत्पथे ।
तत्कर्म निर्हारमभीप्सतां हरे-
र्गुणानुवादः खलु सत्त्वभावनः ॥ भा ६-२-१२

શાસ્ત્રોમાં જે જે પ્રાયશ્ચિત્તો કહેલા છે, તે પાપની વાસનાને સદંતર દૂર કરનારાં થતાં નથી; કારણકે પાપનું પ્રાયશ્ચિત કર્યું હોય છે, તો પણ ફરી મન પાપને માર્ગે દોડી જાય છે. માટે પાપ-કર્મનો સમૂળગો વિનાશ કરવા ઇચ્છના પુરુષોએ તો શ્રીહરિનાં ગુણાનુવાદરૂપ પ્રાયશ્ચિત જ કરવું જોઈએ; કારણ કે એ પ્રાયશ્ચિત્ત ચિત્તને પણ શુદ્ધ કરનાર છે

૩. साङ्केत्यं पारिहास्यं वा स्तोभं हेलनमेव वा ।
वैकुण्ठनामग्रहणमशेषाघहरं विदुः ॥
पतितः स्खलितो भग्नः सन्दष्टस्तप्त आहतः ।
हरिरित्यवशेनाह पुमान्नार्हति यातनाम् ॥ भा. ६-२-१४-१५

કોઈ પણ સંકેતથી, મશ્કરીમાં, કોઈ ગાયનનો આલાપ પૂરવામાં અથવા તિરસ્કારથી પણ વૈકુંઠ ભગવાનનું નામ લીધું હોય, તો પણ તે સમગ્ર પાપોને હરે છે. પડતાં પડતાં, ઠોકર વાગતાં, શરીર ભાંગતી વેળા, સર્પાદિના દંશ વખતે, તાવ વગેરેના દાહ સમયે, અથવા લાકડી વગેરેના માર વખતે પણ પરાધીન અવસ્થામાંય 'હરિ' એ પ્રમાણે નામોચ્ચારણ કરતો મનુષ્ય પીડા પામતો નથી.

૪. अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत् ।
सङ्कीर्तितमघं पुंसो दहेदेधो यथानलः ॥ भा. ६-२-१८

અજ્ઞાનથી કે જ્ઞાનથી ભગવાનનું કરેલું નામોચ્ચારણ અગ્નિ જેમ કાષ્ઠને બાળી નાખે તેમ મનુષ્યનાં પાપને ભસ્મ કરે છે.

५. यथागदं वीर्यतममुपयुक्तं यदृच्छया।
अजानतोऽप्यात्मगुणं कुर्यान्मंत्रोऽप्युदाहृतः॥ भा. ६-२-१९

જેમ કોઈ બળવાન ઔષધનો અજાણતાં અશ્રદ્ધાએ પણ ઉપયોગ કર્યો હોય તો પણ તે ઔષધ તેનાથી અજાણ્યાને પણ પોતાનો ગુણ બતાવે છે, તેમ નામમંત્ર પણ પોતાનો પ્રભાવ અજ્ઞાનીને પણ દર્શાવે છે.

६. म्रियमाणो हरेर्नाम गृणन् पुत्रोपचारितम्।
अजामिलोऽप्यगाद्धाम किं पुनः श्रद्धया गृणन्॥ भा. ६-२-४९

અજામિલ મરતાં મરતાં પોતાના પુત્રના નામે પણ ભગવાનનું નામ લઈ વૈકુંઠમાં ગયો, તો જે મનુષ્ય શ્રદ્ધાથી ભગવાનનું નામકીર્તન કરે, તે વૈકુંઠમાં જાય એમાં શું આશ્ચર્ય ?

## પાદસેવનભક્તિ

૧૧૨ પાદસેવનભક્તિનું ફળ :—

अशेषसंक्लेशशमं विधत्ते
गुणानुवादश्रवणं मुरारेः।
कुतः पुनस्तच्चरणारविन्द-
परागसेवारतिरात्मलब्धा॥ भा. ३-५-१४

જે મુરારિ ભગવાનના ગુણાનુવાદનું શ્રવણમાત્ર પણ સમગ્ર ક્લેશોની શાંતિ કરે છે, તો ભગવાનના ચરણારવિન્દની સેવાની પ્રીતિ સમગ્ર ક્લેશોને શાન્ત કરે એમાં શું આશ્ચર્ય ?

## અર્ચનભક્તિ

૧૧૩ અર્ચનભક્તિનાં સાધનો :—

अर्चायां स्थण्डिलेऽग्नौ वा सूर्ये वाप्सु हृदि द्विजे।
द्रव्येण भक्तियुक्तोऽर्चेत् स्वगुरुं माममायया॥ भा. ११-२७-९

ભક્તિયુક્ત મનુષ્યે પ્રતિમામાં, ભૂમિમાં, સૂર્યમાં, જળમાં, હૃદયમાં કે બ્રાહ્મણમાં દ્રવ્યથી પોતાના ગુરુરૂપ એવા મારી (શ્રીહરિની) નિષ્કપટપણે પૂજા કરવી.

**૧૧૪ અર્ચનભક્તિનું ફળ :—**

**अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः ।**
**तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥**
**एतावानेव यजतामिह निःश्रेयसोदयः ।**
**भगवत्यचलो भावो यद्भागवतसङ्गतः ॥** ભા ૨-૩-૧૦, ૧૧

ઉત્તમ બુદ્ધિવાળા સકામ, નિષ્કામ કે મુમુક્ષુ ભક્તે તીવ્ર ભક્તિયોગથી પરમપુરુષ-પૂર્ણ પરમાત્માનું જ પૂજન કરવું. દેવના કોઈ પણ સ્વરૂપને પૂજવાથી થતો પરમ લાભ તો એ જ છે કે ભક્તોના સંગથી ભગવાનમાં અચળ શ્રદ્ધા ઉત્પન્ન થાય.

**૧૧૫ અર્ચનભક્તિ શ્રદ્ધા પ્રમાણે ફળ આપે છે :—**

**ममार्चनं नार्हति गन्तुमन्यथा**
**श्रद्धानुरूपं फलहेतुकत्वात् ॥** भा. ८-१७-१७

મારું (ભગવાનનું) પૂજન શ્રદ્ધાને યોગ્ય ફળ આપવામાં કારણભૂત હોવાથી નિષ્ફળ થતું નથી.

**૧૧૬ અર્ચન નિષ્ફળ જતું નથી :—**

**न वै जातु मृषैव स्यात् प्रजाध्यक्ष मदर्हणम् ॥** भा. ३-२१-२४

હે પ્રજાપતિ ! મારું પૂજન કદી નિષ્ફળ થતું જ નથી.

## દાસ્યભક્તિ

**૧૧૭ ભગવાનની સેવા સર્વાર્થસાધન છે :—**

**तज्जन्म तानि कर्माणि तदायुस्तन्मनो वचः ।**
**नृणां येनेह विश्वात्मा सेव्यते हरिरीश्वरः ॥** भा. ४-३१-९

મનુષ્યોનાં જન્મ, કર્મ, આયુષ્ય, મન અને વાણી તે જ છે, કે જેના વડે જગતના આત્મા અને ઈશ્વર શ્રીહરિની સેવા થઈ શકે.

## આત્મનિવેદનભક્તિ

૧૧૮ આત્મનિવેદન–ભક્તિનું સ્વરૂપ :—

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्याऽऽत्मना वानुसृतस्वभावात् ।
करोति यद्यत् सकलं परस्मै
नारायणायेति समर्पयेत्तत् ॥ भा. ११-२-३६

શરીર, વાણી, મન, ઇન્દ્રિયો, બુદ્ધિ કે અહંકારથી અનુસરાયેલા સ્વભાવથી મનુષ્ય જે જે કર્મ કરે, તે તેણે નારાયણ ભગવાનને સમર્પણ કરવું.

૧૧૯ આત્મનિવેદનભક્તિનું સ્વરૂપ :—

श्रद्धामृतकथायां मे शश्वन्मदनुकीर्तनम् ।
परिनिष्ठा च पूजायां स्तुतिभिः स्तवनं मम ॥
आदरः परिचर्यायां सर्वाङ्गैरभिवन्दनम् ।
मद्भक्तपूजाभ्यधिका सर्वभूतेषु मन्मतिः ॥
मदर्थेष्वङ्गचेष्टा च वचसा मद्गुणेरणम् ।
मय्यर्पणं च मनसः सर्वकामविवर्जनम् ॥
मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च ।
इष्टं दत्तं हुतं जप्तं मदर्थं यद् व्रतं तपः ॥
एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदनम् ।
मयि सञ्जायते भक्तिः कोऽन्योऽर्थोऽस्याऽवशिष्यते ॥

અમૃતતુલ્ય એવી મારી (પરમાત્માની) કથામાં નિરન્તર શ્રદ્ધા, નિત્ય ભગવાનનું કીર્તન, તેમની પૂજા કરવામાં આસક્તિ, સ્તુતિઓથી ઈશ્વરનું સ્તવન, સેવા કરવામાં નિત્ય આદર, સર્વ અંગોથી પ્રભુને વંદન, ભગવાનના ભક્તોનું બહુમાન, સર્વ પ્રાણીઓમાં ઈશ્વરબુદ્ધિ, પ્રભુપ્રીત્યર્થ શરીરનો વ્યાપાર, વાણી વડે પરમાત્માના ગુણોનું વર્ણન, મનનું પ્રભુમાં સમર્પણ, સર્વ કામનાઓનો ત્યાગ, પ્રભુનાં ભજનને

માટે ધન, ભોગ તથા સુખનો ત્યાગ કરવો, યજ્ઞ, દાન, હોમ, જપ, વ્રત તથા તપ વગેરે જે કંઈ ભગવત્પ્રીત્યર્થ થાય તેનાથી ઈશ્વર-ભક્તિ ઉત્પન્ન થાય છે. હે ઉદ્ધવ ! એ પ્રમાણે ધર્મોથી આત્મ-સમર્પણ કરનારા મનુષ્યોને પરમાત્મામાં ભક્તિ ઉત્પન્ન થાય, એટલે પછી તેમને અન્ય કોઈ વસ્તુ મેળવવાની બાકી રહેતી નથી.

૧૨૦ આત્મનિવેદન-ભક્તિનાં સાધનો :—

धर्मार्थकाम इति योऽभिहितस्त्रिवर्ग
ईक्षा त्रयी नयदमौ विविधा च वार्ता ।
मन्ये तदेतदखिलं निगमस्य सत्यं
स्वात्मार्पणं स्वसुहृदः परमस्य पुंसः ॥ ભા. ૭-૬-૨૬

ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગ, તેને સંપાદન કરવા માટેની આત્મવિદ્યા, તર્કશાસ્ત્ર, દંડનીતિ તથા આજીવિકાની વૃત્તિઓ આ સર્વ વેદનાં પ્રતિપાદિત તત્ત્વો છે. એની કૃતાર્થતા મિત્રરૂપ પરમાત્માને આત્મસમર્પણ કરવાનાં સાધન તરીકે ગણવામાં છે, એમ હું (પ્રહ્લાદ) માનું છું.

૧૨૧ આત્મનિવેદનભક્તિનું ફળ :—

૧. न मय्यावेशितधियां कामः कामाय कल्पते ।
भर्जिताः क्वथिता धाना प्रायो बीजाय नेष्यते ॥
ભા. ૧૦-૨૨-૨૬

જેઓએ મારામાં જ-આત્મસ્વરૂપમાં જ-બુદ્ધિને સ્થિર કરી હોય છે, તેઓની ઈચ્છાઓ સાંસારિક પદાર્થોને, જેવી રીતે શેકી નાંખેલું અથવા રાંધી નાંખેલું ધાન્ય ઊગતું નથી તેમ ઈચ્છતી નથી.

૨. यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः ।
तत्तन्निवेदयेन्मह्यं तदानन्त्याय कल्पते ॥ ભા. ૧૧-૧૧-૪૧

આ દુનીઆમાં જે જે પોતાને પ્રાપ્ત થવાની અને થયેલી અતિપ્રિય વસ્તુઓ હોય તે પ્રભુને (તેની જરૂરવાળા મનુષ્યોને) સમર્પણ કરવી. આમ કરવાથી ભક્ત અનન્ત સ્વરૂપને પામે છે.

३. मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा
निवेदितात्मा विचिकीर्षितो मे ।
तदामृतत्वं प्रतिपद्यमानो
मयाऽऽत्मभूयाय च कल्पते वै ॥ भा. ११-२९-३४

મનુષ્ય જ્યારે સમસ્ત કર્મોનો ત્યાગ કરી મને પોતાનો આત્મા અર્પણ કરી દે છે, ત્યારે તેને સર્વોત્કૃષ્ટ બનાવવાની મને ઇચ્છા થાય છે. ત્યારપછી મુક્તિ પામતો તે મનુષ્ય મારી સાથે એક્તા પામી મારા સમાન ઐશ્વર્યવાળો થાય છે.

४. मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् ।
याहि सर्वात्मभावेन मया स्या ह्यकुतोभयः ॥ भा. ११-१२-१५

સર્વ પ્રાણીઓના આત્મા એવા મને (ભગવાનને) એકલાને જ સર્વાત્મભાવથી શરણે આવવાથી મારે લીધે જ તમે સર્વ તરફથી નિર્ભય થશો.

५. मय्यर्पितात्मनः सभ्य निरपेक्षस्य सर्वतः ।
मयात्मना सुखं यत्तत् कुतः स्याद्विषयात्मनाम् ॥
अकिञ्चनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।
मया सन्तुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥
न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं
न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा
मय्यर्पितात्मेच्छति मद्विनान्यत् ॥ भा. ११-१४-१२-१४

હે સભ્ય ઉદ્ધવ ! જે મનુષ્યે મારામાં ચિત્ત સ્થાપી દીધું હોય છે અને સર્વ વિષયોની તૃષ્ણા તજી દીધી હોય છે, તેવા મનુષ્યને તેના આત્મસ્વરૂપે પ્રકટેલા મારા વડે જેવું સુખ થાય છે, તેવું સુખ વિષયોની વાસનાવાળા માણસોને ક્યાંથી ? અપરિગ્રહી, બાહ્ય અને આભ્યન્તર વૃત્તિઓનું શમન કરનાર, સમાન ચિત્તવાળા અને કેવળ મારાથી જ સંતોષી રહેનાર મારા ભક્તની બધી દિશાઓ સુખમય

છે મને આત્મસમર્પણ કરનારને બ્રહ્માનું સ્થાન, ઇન્દ્રપદ, સાર્વભૌમત્વ (ભૂમિનું ઐક્યચક્રવર્તીપણું), રસાતલનું આધિપત્ય, યોગની અણિમાદિ સિદ્ધિઓ અથવા મોક્ષ પણ જોઇતો નથી આત્મનિવેદન કરનાર મારા ભક્તને મારા સિવાય બીજું કંઈપણ જોઇતું નથી.

## (૫) ગુરુ

### ૧૨૨ ગુરુની મહત્તા

૧ चिन्तामणिर्लोकसुखं सुरद्रुः स्वर्गसंपदम् ।
प्रयच्छति गुरुः प्रीतो वैकुण्ठं योगिदुर्लभम् ॥ मा मा १-८

ચિંતામણિ (ઇચ્છેલી વસ્તુ આપનાર મણિ) લૌકિક સુખ આપે છે, ઇન્દ્ર પ્રસન્ન થાય તો સ્વર્ગસંપત્તિ આપે છે, પણ ગુરુ પ્રસન્ન થાય તો યોગીઓને પણ દુર્લભ વૈકુંઠલોક આપે છે. અથવા વૈકુંઠ એટલે ભગવાનને આપે છે

૨ ब्रूयुः स्निग्धस्य शिष्यस्य गुरवो गुह्यमप्युत ।
भा १-१-८, १०-१३-३

સ્નેહવાન શિષ્યને ગુરુઓ ગુપ્ત રહસ્ય પણ કહે છે

### ૧૨૩ અજ્ઞાની ગુરુ તથા શિષ્યની નિંદા

अचक्षुरन्धस्य यथाऽग्रणीः कृत-
स्तथा जनस्याविदुषोऽबुधो गुरुः भा. ८-२४-५०

અજ્ઞાની મનુષ્ય બીજા અવિદ્વાનને પોતાનો ગુરુ કરે, તો તેની દશા આંધળો આંધળાને દોરે તેના જેવી થાય છે.

### ૧૨૪ કર્તવ્યવિમુખ ગુરુ વગેરેની નિષ્ફળતા

गुरुर्न स स्यात्स्वजनो न स स्यात्
पिता न स स्याज्जननी न सा स्यात् ।
दैवं न तत्स्यान्न पतिश्च स स्या-
न्नमोचयेद्यः समुपेतमृत्युम् ॥ भा. ५-५-१८

જે મનુષ્ય મૃત્યુરૂપ સંસારમાં સપડાઈ પડેલાને છોડાવી શકતો

નથી, તે મનુષ્ય ગુરુ, સ્વજન, પિતા, માતા, દૈવ અથવા પતિ હોય તો પણ નિરર્થક છે.

## દત્તાત્રેયના ચોવીસ ગુરુઓ

**૧૨૫ ૧ લો ગુરુ પૃથ્વી : : ગુણ ક્ષમા**

भूतैराक्रम्यमाणोऽपि धीरो दैववशानुगैः ।
तद्विद्वान्न चलेन्मार्गादन्वशिक्षं क्षितेर्व्रतम् ॥ भा. ११-७-३७

પૃથ્વીને પ્રાણીઓ પગ વડે દબાવે છે, છતાં તે પોતાના સ્થાનથી ચલિત થતી નથી, તેમ દૈવને વશ થનારા પ્રાણીઓ દબાવે-દુઃખ દે તો પણ ધીર પુરુષે પોતાના માર્ગથી ચલિત થવું નહિ. આ વ્રત હું પૃથ્વી પાસેથી શીખ્યો છું.

**૧૨૬ ૨ જો ગુરુ પર્વત, : : ગુણ પરોપકાર :—**

शश्वत्परार्थसर्वेहः परार्थैकान्तसम्भवः ।
साधुः शिक्षेत भूभृत्तो नगशिष्यः परात्मताम् ॥ भा. ११-७-३८

પર્વતની સર્વ ચેષ્ટાઓ-ઇચ્છાઓ (પોતાની ઉપર ઝાડ ઉગાડવાં, ઝરણાં વહેવડાવવાં વગેરે) તથા જન્મ પણ સર્વથા પરોપકાર માટે જ હોય છે, તેવો પરોપકારિતાનો ગુણ સત્પુરુષે પર્વત પાસેથી શીખવો જોઈએ.

**૧૨૭ ૩ જો ગુરુ વાયુ : : ગુણ અસંગ :—**

विषयेष्वाविशन्योगी नानाधर्मेषु सर्वतः ।
गुणदोषव्यपेतात्मा न विषज्जेत वायुवत् ॥
पार्थिवेष्विह देहेषु प्रविष्टस्तद्गुणाश्रयः ।
गुणैर्न युज्यते योगी गन्धैर्वायुरिवात्मदृक् ॥ भा. ११-७-४०,४१

વિવેકી પુરુષ જુદાજુદા પ્રકારના અનેક વિષયોમાં પ્રવેશ કરે, પ્રવૃત્ત થાય તો પણ વાયુની માફક તેમના ગુણદોષોથી અલિપ્ત રહે; જેમ વાયુ પૃથ્વી વગેરેના ગન્ધ વગેરે ધર્મોથી યુક્ત થયેલો જણાય છે, પરન્તુ વસ્તુતઃ તે તે ધર્મોથી યુક્ત થઈ જતો નથી; સુગંધ

અથવા દુર્ગંધનો સ્વીકાર કરી તેને તરત છોડી દે છે, તેવી રીતે આત્મદર્શી પુરુષે પૃથ્વી વગેરે પંચભૂતોના વિકારમય દેહમાં રહેવા છતાં, દેહના ધર્મોને પોતાનાથી જુદા જ સમજવા, એ હું વાયુ પાસેથી શીખ્યો છું.

૧૨૮ ૪થો ગુરુ આકાશ :: ગુણ નિર્લેપતા :—

तेजोऽवन्नमयैर्भावैर्मेघाद्यैर्वायुनेरितैः ।
न स्पृश्यते नभस्तद्वत्कालसृष्टैर्गुणैः पुमान् ॥ ભા. ૧૧–૭–૪૩

તેજ, જલ, મેઘ વગેરે પદાર્થો વાયુથી પ્રેરાયલા હોવા છતાં તેઓથી આકાશ અલિપ્ત રહે છે, તે પ્રમાણે કાલથી ઉત્પન્ન થયેલ ગુણો–વિકારોથી વિવેકી પુરુષ લિપ્ત થતો નથી. આ હું વાયુ પાસેથી શીખ્યો છું.

૧૨૯ ૫મો ગુરુ જલ :: ગુણ પવિત્રતા :—

स्वच्छः प्रकृतितः स्निग्धो माधुर्यस्तीर्थभूर्नृणाम् ।
मुनिः पुनात्यपांमित्रमीक्षोपस्पर्शकीर्तनैः ॥ ભા. ૧૧–૭–૪૭

જલ સ્વભાવથી જ સ્વચ્છ, સ્નિગ્ધ, મધુર, મનુષ્યોના તીર્થસ્થાનરૂપ અને દર્શન, સ્પર્શ તથા કીર્તનથી સર્વને પવિત્ર કરે છે તેમ મુનિએ પણ જળના મિત્ર એટલે જળની પેઠે સ્વભાવથી જ રાગદ્વેષાદિ મળથી રહિત, સર્વ પર સ્નેહાળ, મધુરભાષી, તીર્થસ્થાનરૂપ થવું. દર્શન, સ્પર્શ તથા કીર્તનથી સર્વને પવિત્ર કરનાર બનવું.

૧૩૦ ૬ઠો ગુરુ–અગ્નિ :: ગુણ–તેજસ્વિતા :—

तेजस्वी तपसा दीप्तो दुर्धर्षोदरभाजनः ।
सर्वभक्षोऽपि युक्तात्मा नादत्ते मलमग्निवत् ॥ ભા. ૧૧–૭–૪૫

અગ્નિ તેજસ્વી, પ્રદીપ્ત, કોઈનાથી પણ પરાભવ કરવાને અશક્ય, ઉદરરૂપી એક જ પાત્રવાળો અને સર્વભક્ષી છે. તે યુક્તાત્મા (વિવેકી) હોવાથી કોઈ પણ પદાર્થનો મળ પોતે ધારણ કરતો નથી. તેવી રીતે વિવેકી પુરુષે પણ સંસારના પદાર્થોથી મલિન થવું નહિ.

૧૩૧ ૭મો ગુરુ સૂર્ય :: ગુણ એકત્વ :—

बुद्ध्यते स्वेन भेदेन व्यक्तिस्थ इव तद्गतः ।
लक्ष्यते स्थूलमतिभिरात्माचावस्थितोऽर्कवत् ॥

ભા. ૧૧-૭-૫૧

જેમ સૂર્ય આકાશમાં સ્વસ્વરૂપે એક જ છે તો પણ જલપાત્ર વગેરે ઉપાધિઓમાં પ્રતિબિંબિત થતાં ઉપાધિરૂપ થવાથી અનેક સ્વરૂપવાળો થયો હોય, તેમ સ્થૂલ બુદ્ધિવાળાઓને લાગે છે; તેમ આત્મા એક હોવા છતાં પ્રતિદેહ ભિન્ન ભિન્ન હોય તેમ અવિવેકી પુરુષને લાગે છે.

૧૩૨ ૮મો ગુરુ કપોત :: ગુણ આસક્તિ :—

नातिस्नेहः प्रसङ्गो वा कर्तव्यः क्वापि केनचित् ।
कुर्वन् विन्देत सन्तापं कपोत इव दीनधीः ॥ ભા. ૧૧-૭-૫

મનુષ્યે કોઈ પણ ઠેકાણે અતિશય સ્નેહ કે આસક્તિ ન કરવી, કારણ કે તેમ કરનાર મનુષ્ય હોલાની પેઠે દીનબુદ્ધિવાળો થઈ સંતાપ પામે છે.

૧૩૩ ૯મો ગુરુ પક્ષી :: ગુણ-આસક્તિ :—

एवं कुटुम्ब्यशान्तात्मा द्वन्द्वारामः पतत्रिवत् ।
पुष्णन्कुटुम्बं कृपणः सानुबन्धोऽवसीदति ॥
यः प्राप्य मानुषं लोकं मुक्तिद्वारमपावृतम् ।
गृहेषु खगवत्सक्तस्तमारूढच्युतं विदुः ॥ ભા. ૧૧-૭-૭૩-૭

જે કુટુંબી મનુષ્ય અશાંત મનવાળો બની સુખદુઃખાદિ દ્વંદ્વોમાં રચીપચી રહી કેવળ કુટુંબનું પોષણ કર્યા કરે છે, તે પંખીની પેઠે પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે. જે મનુષ્ય મુક્તિનાં ખુલ્લાં દ્વારરૂપ આ મનુષ્યજન્મ પામીને સ્ત્રી, પુત્ર, ઘર વગેરેમાં આસક્ત રહે છે, તે ખરેખર ઉપર જવા છતાં–મનુષ્યદેહ મેળવ્યા છતાં–પડ્યો છે.

૧૩૪ ૧૦મો ગુરુ અજગર : : ગુણ ઉદાસીનતા :—

ग्रासं सुमृष्टं विरसं महान्तं स्तोकमेव वा ।
यदृच्छयैवापतितं ग्रसेदाजगरोऽक्रियः ॥
शयीताहानि भूरीणि निराहारोऽनुपक्रमः ।
यदि नोपनमेद् ग्रासो महाहिरिव दिष्टभुक् ॥
ओजः सहोबलयुतं बिभ्रद्देहमकर्मकम् ।
शयानो वीतनिद्रश्च नेहेतेन्द्रियवानपि ॥ भा. ११-૮-૨-૪

અજગર કોઇ પણ જાતની ક્રિયા કરતો નથી અને પ્રારબ્ધયોગે જે કંઇ અત્યંત સ્વાદિષ્ટ અથવા નીરસ, થોડો અથવા વધારે આહાર મળી આવે તે ખાઈ લે છે તેમ યોગીએ પણ ઉદાસીન રહીને પ્રારબ્ધયોગે જે કંઇ આહાર મળી આવે તે હર્ષશોક વિના ખાઈ લેવો જોઇએ કોઈ વાર પ્રારબ્ધયોગે કંઈ જ ન મળે તો પણ અજગરની પેઠે તે મેળવવાના ઉદ્યમ વિના નિરાહાર પડી રહેવું. ઇન્દ્રિયબળ, મનોબળ અને શરીરબળથી યુક્ત એવા દેહને નિષ્કર્મ જ ધારણ કરવો. કંઇ પણ કામ કરવું નહીં અને આત્મસ્વરૂપ તરફ દૃષ્ટિ રાખી પડયા જ રહેવું એટલુંજ નહિ પણ સર્વ ઇન્દ્રિયો હોવા છતાં પણ આત્મલક્ષ્યથી ભિન્ન દિશામાં તેમના વડે કોઇપણ વ્યાપાર કરવો નહિં.

૧૩૫ ૧૧મો ગુરુ સમુદ્ર : : ગુણ ગંભીરતા :—

मुनिः प्रसन्नगम्भीरो दुर्विगाह्यो दुरत्ययः ।
अनन्तपारो ह्यक्षोभ्यः स्तिमितोद इवार्णवः ॥
समृद्धकामो हीनो वा नारायणपरो मुनिः ।
नोत्सर्पेत न शुष्येत सरिद्भिरिव सागरः ॥ भा. ११-૮-૫-૬

મુનિ એટલે સંયમશીલ માણસે પ્રસન્ન ગંભીર, ઓળંગી ન શકાય તેવા અનંતપારવાળા, ક્ષુભિત ન કરી શકાય તેવા સ્થિર પાણીવાળા સમુદ્ર જેવા બનવું. જેમ સમુદ્ર ઘણી નદીઓના મળવાથી છલકાઈ જતો નથી અને ઉનાળામાં સુકાઇ જતો નથી તેમ મુનિ એટલે

સંયમશીલ વિવેકી માણસે, ભોગો પ્રાપ્ત થાય અથવા ભોગો ન હોય ત્યારે:હર્ષશોકથી રહિત થઈને નારાયણપર જ રહેવું.

૧૩૬ ૧૨મો ગુરુ પતંગ : : ગુણ વાસના :—

दृष्ट्वा स्त्रियं देवमायां तद्भावैरजितेन्द्रियः।
प्रलोभितः पतत्यन्धे तमस्यग्नौ पतङ्गवत् ॥ भा. ११–८–७

મૂઢ પુરુષ ઈશ્વરની માયાએ રચેલાં સ્ત્રી, સુવર્ણ, અલંકાર, વસ્ત્ર વગેરે દ્રવ્યોમાં લુબ્ધ મનવાળો થઈને મોહમાં આંધળો બની અગ્નિમાં પતંગિયાની પેઠે નાશ પામે છે.

૧૩૭ ૧૩મો ગુરુ-ભ્રમર : : ગુણ સારગ્રહણ :—

स्तोकं स्तोकं ग्रसेद् ग्रासं देहो वर्तेत यावता।
गृहानहिंसन्नातिष्ठेद् वृत्तिं माधुकरीं मुनिः॥
अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः।
सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः ॥ भा. ११-८-९

ભમરો જેમ દરેક પુષ્પમાંથી થોડું થોડું મધ લે છે, તેમ મુનિએ પણ દરેક ઘેરથી ગૃહસ્થનું મન ન દુખાય તેટલું અન્ન લેવું અને જેટલાથી શરીર ટકી રહે તેટલો મિત આહાર લેવો. ભમરો જેમ નાનાંમોટાં પુષ્પોમાંથી સારવસ્તુ-મધ ગ્રહણ કરે છે, તેમ બુદ્ધિશાળી માણસે નાનાંમોટાં દરેક શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

૧૩૮ ૧૪મો ગુરુ માખી : : ગુણ સંચય :—

सायंतनं श्वस्तनं वा न सङ्गृह्णीत भिक्षितम्।
पाणिपात्रोदरामत्रो मक्षिकेव न सङ्ग्रही ॥
सायंतनं श्वस्तनं वा न सङ्गृह्णीत भिक्षुकः।
मक्षिका इव सङ्गृह्णन् सह तेन विनश्यति ॥ भा. ११-८-११-१२

મુનિએ સાંજે ખાવા માટેના અથવા બીજા દિવસ માટેના અન્નનો પણ પહેલેથી સંગ્રહ કરવો ન જોઈએ. તેણે તો માખીની પેઠે ગ્રહણ કરવાના વાસણ તરીકે પેટનો ઉપયોગ કરવો જોઈએ.

વળી જેમ મક્ષિકા મધપુડામાં મધનો સંગ્રહ કરે છે તેમ સંગ્રહ કરવો ન જોઈએ. કારણ કે સંગ્રહ કરવાથી મક્ષિકા જેમ સંઘરેલા મધ સાથે નાશ પામે છે, તેમ તેનો પણ દ્રવ્ય સાથે નાશ થાય છે.

૧૩૯ ૧૫મો ગુરુ હાથણી : ગુણ કામ :—

पदापि युवतिं भिक्षुर्न स्पृशेद् दारवीमपि।
स्पृशन्करीव बद्ध्येत करिण्या अङ्गसङ्गतः ॥ भा. ११-८-१३

ભિક્ષુ-ત્યાગીએ લાકડાની બનાવેલી પુતળીનો ય પગથી પણ સ્પર્શ કરવો નહિ; કારણ કે તેમ કરવા જતાં હાથીની જેમ તે બંધનમાં પડે છે. આમ માણસ પણ આસક્તિથી બંધાઈ દુ:ખી થાય છે.

૧૪૦ ૧૬મો ગુરુ મધમાખી : ગુણ અતિસંગ્રહ.—

न देयं नोपभोग्यं च लुब्धैर्यद् दुःखसंचितम्।
भुङ्क्ते तदपि तच्चान्यो मधुहेवार्थविन्मधु ॥ भा. ११-८-१५

લોભીઓએ દુઃખથી જે કંઈ એકઠું કર્યું હોય, તેનો દાન દેવામાં કે ઉપભોગ કરવામાં ઉપયોગ થતો નથી જેમ પારધી મધ-માખીઓનું એકઠું કરેલું મધ ભોગવે છે તેમ બીજા જ તેને ભોગવે છે.

૧૪૧ ૧૭મો ગુરુ હરણ : ગુણ શ્રવણાસક્તિ :—

ग्राम्यगीतं न शृणुयाद्यतिर्वनचरः क्वचित्।
शिक्षेत हरिणाद् बद्धान्मृगयोर्गीतमोहितात् ॥ भा. ११-८-१७

વનચારી ત્યાગી સાધકે કોઈ દિવસ વિષયોનાં ગીત સાંભળવાં નહિ જેમ ગીતથી મોહિત થઈ હરણ બંધાય છે તેમ યોગી પણ વિષયી ગીતોથી બંધાય છે.

૧૪૨ ૧૮મો ગુરુ મત્સ્ય : ગુણ રસાસક્તિ —

जिह्वयातिप्रमाथिन्या जनो रसविमोहितः।
मृत्युमृच्छत्यसद्बुद्धिर्मीनस्तु बडिशैर्यथा ॥
तावज्जितेन्द्रियो न स्याद् विजितान्येन्द्रियः पुमान्।
न जयेद्रसनं यावज्जितं सर्वं जिते रसे ॥ भा. ११-८-१९, २१

મનને વિહ્વળ કરનારી સ્વાદેન્દ્રિય દ્વારા સ્વાદમાં મોહિત

થયેલો માણસ જેમ મૂઢ માછલું લોઢાના કાંટા ઉપર ચોટેલાં માંસનો સ્વાદ મેળવવા જતાં મોહથી મૃત્યુ પામે છે તેમ મૃત્યુ પામે છે. બીજી ઇન્દ્રિયોને જીતી હોય તો પણ જ્યાંસુધી જીભને ન જીતી હોય ત્યાંસુધી પુરુષ જિતેન્દ્રિય થઇ શકતો નથી. સ્વાદેન્દ્રિય જીતાતાં બધું જીતાઈ ગયું જાણવું.

૧૪૩ ૧૯મો ગુરુ કુમારીકંકણ : : ગુણ એકલતા :—

**वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि**
**एक एव चरेत्तस्मात् कुमार्या इव कङ्कणः** भा. ११-९-१०

ઘણાઓ સાથે રહેવામાં કજિયો થાય છે, બે જણ સાથે રહેવામાં વાતચીત થયાં કરે છે. માટે કુમારીને હાથે રહેલા એક જ કંકણની માફક યોગીએ એકલા જ વિચરવું જોઇએ, કે જેથી કોઇ પણ સાથે ક્લેશ વા વાતચીતનો પ્રસંગ ન આવે.

૧૪૪ ૨૦મો-ગુરુ સર્પ : : ગુણ એકાન્તજીવન :—

**एकचार्यनिकेतः स्यात् अप्रमत्तो गुहाशयः।**
**अलक्ष्यमाण आचारैर्मुनिरेकोऽल्पभाषणः ॥**
**गृहारम्भोऽतिदुःखाय विफलश्चाध्रुवात्मन ।**
**सर्पः परकृतं वेश्म प्रविश्य सुखमेधते ॥** भा. ११-९-१४,१५

જેમ સર્પ એકલો ફરે છે, નિયત એક સ્થાને રહેતો નથી, અપ્રમાદી રહે છે, બખોલમાં એકાન્તમાં પડી રહે છે, તેના આચાર ઉપરથી જણાતો નથી કે આ ઝેરી છે કે નહિં, કોઇની સહાય લેતો નથી અને થોડુંક જ બોલે છે, તેમ મુનિએ પણ એકલા જ ફરવું, નિયત એક સ્થાનમાં રહેવું નહિં, અપ્રમાદી રહેવું, ગુહાઓ જેવા એકાન્ત સ્થાનોમાં પડી રહેવું, આચાર ઉપરથી કોઇને જણાવા દેવું નહિ કે પોતે મુનિ છે કે નહિં, કોઇની સહાય લેવી નહિ અને મિતભાષી થવું. વળી જેમ સર્પ પોતાનું ઘર કરતો નથી; પારકા ઘરમાં પેસી જઇ સુખેથી રહે છે તેમ મુનિએ પણ પોતાને માટે ઘર

ન કરતાં પારકા ઘરમા રહેવામાં સુખ માનવુ કારણ કે, ઘર બહુ દુ ખકારક છે, એ હુ સર્પ પાસેથી શીખ્યો છુ

૧૪૫ ૨૧મો ગુરુ ચંદ્ર ગુણ ક્ષયવૃદ્ધિ —

विसर्गाद्या श्मशानान्ता भावा देहस्य नात्मनः ।
कलानामिव चन्द्रस्य कालेनाऽव्यक्तवर्त्मना ॥ भा ११-७-४७

જેમ વૃદ્ધિ અને ક્ષય ચન્દ્રની કળાઓમા થાય છે, ચન્દ્રનાં પોતાનાં થતાં નથી તેમ જન્મથી લઇ સ્મશાન સુધીના દરેક ભાવો —બાલ્ય, યૌવન વગેરે ગહન ગતિવાળા કાલને લીધે દેહને જ થાય છે, આત્માને થતા નથી

૧૪૬ ૨૨મો ગુરુ કરોળિયો ગુણ સર્જન અને સંહાર —

यथोर्णनाभिर्हृदयादूर्णां सन्तत्य वक्त्रतः।
तया विहृत्य भूयस्तां ग्रसत्येवं महेश्वरः ॥ भा ११-९-२१

જેમ કરોળીઓ હૃદયમાંથી ઉત્પન્ન થયેલી પોતાની લાળને મુખ દ્વારા કેનાવીને તે લાળવડે રમતગમત કરી પાછો તેને ગળી જાય છે, તેમ પરમાત્મા પણ જગતને ઉત્પન્ન કરી તેને પોતાનામાં જ લીન કરી દે છે

૧૪૭ ૨૩મો ગુરુ ભમરી ગુણ તદ્રૂપતા —

यत्र यत्र मनो देही धारयेत् सकलं धिया।
स्नेहाद् द्वेषाद् भयाद्वापि याति तत्तत्सरूपताम् ॥
कीटः पेशस्कृतं ध्यायन् कुड्यां तेन प्रवेशितः ।
याति तत्सात्मतां राजन् पूर्वरूपमसंत्यजन् ॥ भा ११-९-२२-२३

પ્રાણી સ્નેહથી, દ્વેષથી કે ભયથી જેમાં જેમાં પોતાનુ મન એકાગ્ર કરે છે, તે તે રૂપે તે પોતે બની જાય છે હે રાજન્ ! ભમરીએ પકડીને દરમાં દાખલ કરેલો કીડો તે ભમરીનુ જ ધ્યાન ધરતાં પોતાના શરીરનો ત્યાગ કર્યા વિના જ ભમરીરૂપ બની જાય છે, તેમ સ્નેહ, દ્વેષ કે ભયથી પણ ભગવાનને ભજતો માણસ ભગવદ્રૂપ બને છે.

૧૪૮ ૨૪મો ગુરુ દેહ : : ગુણ વૈરાગ્ય :—

देहो गुरुर्मम विरक्तिविवेकहेतु-
बिभ्रत्स्म सत्त्वनिधनं सततार्त्युदर्कम् ।
तत्त्वान्यनेन विमृशामि यथा तथापि,
पारक्यमित्यवसितो विचराम्यसङ्गः ॥
जायात्मजार्थपशुभृत्यगृहाप्तवर्गान्
पुष्णाति यत्प्रियचिकीर्षतया वितन्वन् ।
स्वान्ते सकृच्छ्रमवरुद्धधनः स देहः
सृष्ट्वास्य बीजमवसीदति वृक्षधर्मा ॥ ભા. ૧૧-૬-૨૫-૨૬

દેહ મારો ગુરુ છે. કારણ કે તેના વડે મને વિવેક તથા વૈરાગ્યનો બોધ મળે છે. હંમેશાં દુઃખ જ જેનું ફળ છે એવા જન્મ તથા વિનાશને ધારણ કરનારા આ દેહ વડે હું તત્ત્વોનો બરાબર રીતે વિચારી કરી શકું છું, જો કે ખરી રીતે તો તે મારો નથી, પારકો જ છે. કૂતરાં શિયાળ વગેરેનું ભક્ષ્ય જ છે, આ નિશ્ચય ભૂલ્યા વગર તેના ઉપર આસક્તિ ન રાખતાં હું અસંગ થઈને ફર્યા કરું છું. દેહનું પ્રિય કરવાની ઇચ્છાથી પુરુષ સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ચાકર, ઘર અને સગાં-સંબંધીઓના વર્ગનો વિસ્તાર કરે છે, તેઓનું પોષણ કરે છે અને મહાકષ્ટે ધન એકઠું કરે છે. આવો દેહ પોતાના આયુષ્યના અંતે વિનાશ પામે છે અને તે પણ પુરુષને બીજા દેહનાં બીજરૂપી કર્મો ઉત્પન્ન કરીને જ નાશ પામે છે. આ રીતે દેહ વૃક્ષોના જેવા ધર્મ-વાળો છે. ( અર્થાત્ જેમ વૃક્ષ નાશ પામે છે પણ બીજાં વૃક્ષનું બીજ ઉત્પન્ન કરતું જાય છે; તેમ દેહ પણ બીજા દેહના બીજરૂપ કર્મ ઉત્પન્ન કરીને જ નાશ પામે છે. ) આ હું શરીર પાસેથી શીખ્યો છું. કે જીવનભર અનાસક્ત કર્મ કરવાં કે જેથી પુનર્જન્મ ન થાય.

## (૬) દેવો

૧૪૯ દેવોનું મૂળ વિષ્ણુભગવાન છે :-

मूलं हि विष्णुर्देवानाम् ... ... ... ॥ ભા. ૧૦-૪-૩૧

દેવોનું મૂળ ભગવાન વિષ્ણુ છે.

૧૫૦ દેવો ક્યારે પ્રસન્ન થાય છે?

अहो पापच्यमानानां निरये स्वैरमङ्गलैः ।
कालेन भूयसा नूनं प्रसीदन्तीह देवताः ॥ भा. ३-२४-२७

અહો! પોતાનાં પાપોને લીધે નરકમાં પચી રહેલાં પ્રાણીઓના ઉપર દેવતાઓ ઘણા જ લાંબા કાળે પ્રસન્ન થાય છે.

૧૫૧ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું એકત્વ :-

यथा पुमान्न स्वाङ्गेषु शिरःपाण्यादिषु क्वचित् ।
पारक्यबुद्धिं कुरुते एवं भूतेषु मत्परः ॥
त्रयाणामेकभावानां यो न पश्यति वै भिदाम् ।
सर्वभूतात्मनां ब्रह्मन् ! स शान्तिमधिगच्छति ॥

भा. ४-७-५३-५४

જેમ પુરુષ પોતાના મસ્તક, હાથ વગેરે કોઈ પણ અવયવમાં પારકાપણાની બુદ્ધિ કરતો નથી તેમ મારામાં પરાયણ રહેનારો મારો ભક્ત કોઇમાં પણ 'આ મારાથી ભિન્ન છે' એવી બુદ્ધિ કરતો નથી. હે બ્રાહ્મણ! અમે ત્રણેય (બ્રહ્મા વિષ્ણુ અને શંકર) સર્વપ્રાણીઓના આત્મા છીએ, માટે અમારામાં જે ભેદદષ્ટિએ જોતો નથી તે શાંતિને પામે છે.

૧૫૨ વિષ્ણુ ભગવાનના અવતારનું કારણ :-

चराचरगुरोर्विष्णोरीश्वरस्याखिलात्मनः ।
धर्मत्राणाय साधूनां जन्म कर्मापवृत्तये ॥ भा. १२-२-१७

સ્થાવર-જંગમના ગુરુ, સર્વના આત્મા અને ઈશ્વર શ્રી વિષ્ણુ-ભગવાનનો જન્મ, ધર્મનું રક્ષણ કરવા માટે તથા સત્પુરુષોને મોક્ષ આપવા માટે હોય છે.

૧૫૩ વિષ્ણુપદની શ્રેષ્ઠતા :-

परं पदं वैष्णवमामनन्ति ॥ भा. २-२-१८

તત્ત્વવેત્તાઓ સર્વોત્કૃષ્ટ વિષ્ણુપદને પરમપદ કહે છે.

१५४ વિષ્ણુનું સ્વરૂપ અને કાર્ય:-

विष्णुर्द्विजक्रियामूलो यज्ञो धर्ममयः पुमान् ।
देवर्षिपितृभूतानां धर्मस्य च परायणम् ॥ भा. ७-२-११

યજ્ઞાદિ ક્રિયા એ વિષ્ણુનું મૂળ છે, તેમ જ ભગવાન વિષ્ણુ યજ્ઞ તથા ધર્મના અધિષ્ઠાતા દેવો, ઋષિઓ, પિતૃઓ, સર્વ પ્રાણીઓ તથા ધર્મ એ સર્વના પરમ આશ્રયરૂપ છે.

१५५ સૂર્ય સર્વનું જીવન છે:-

देवतिर्यङ्मनुष्याणां सरीसृपसवीरुधाम् ।
सर्वजीवनिकायानां सूर्य आत्मा दृगीश्वरः ॥ भा. ५-२०-४६

આ સૂર્યદેવ, પશુપક્ષીઓ, મનુષ્યો, સર્પો તથા લતાઓ સહિત સર્વ જીવસમૂહોનો આત્મા અને સર્વની દૃષ્ટિનો અધિષ્ઠાતા છે.

१५६ ચતુર્વ્યૂહસ્વરૂપનિરૂપણ:—

वासुदेवः सङ्कर्षणः प्रद्युम्नः पुरुषः स्वयम् ।
अनिरुद्ध इति ब्रह्मन् मूर्तिव्यूहोऽभिधीयते ॥
स विश्वस्तैजसः प्राज्ञस्तुरीय इति वृत्तिभिः ।
अर्थेन्द्रियाशयज्ञानैर्भगवान्परिभाव्यते ॥
अङ्गोपाङ्गायुधाकल्पैर्भगवांस्तच्चतुष्टयम् ।
बिभर्ति स्म चतुर्मूर्तिर्भगवान् हरिरीश्वरः ॥ भा. १२-११-२१२३

હે બ્રહ્મન્ શૌનક! વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધ એ ચાર સ્વરૂપો ભગવાન પોતે જ છે, જે મૂર્તિવ્યૂહ કહેવાય છે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ તથા તુરીય-આમ ચાર સ્વરૂપે અનુક્રમે ઇન્દ્રિયોરૂપ ઉપાધિવાળી જાગ્રત અવસ્થાથી, મનરૂપ ઉપાધિ વાળી સ્વપ્નાવસ્થાથી, અજ્ઞાનરૂપ ઉપાધિવાળી સુષુપ્તિથી તથા જ્ઞાનરૂપ ઉપાધિવાળી તુરીયાવસ્થાથી તે ભગવાન જણાય છે. એ પ્રમાણે અંગ, ઉપાંગ, આયુધો તથા આભૂષણોથી જણાયેલા ભગવાન શ્રીહરિ, વાસુદેવ આદિ ચાર મૂર્તિઓ રૂપ થઈને વિશ્વ, તૈજસ આદિ ચાર સ્વરૂપોને ધારણ કરે

છે. આમ વિશ્વ આદિ ચાર સ્વરૂપોને ધારણ કરવા છતાં પણ તે ભગવાન ઈશ્વરરૂપે જ રહે છે.

૧૫૭ વાસુદેવ સ્વરૂપની વ્યાખ્યા અને લક્ષણ :--

यत्तत्सत्त्वगुणं स्वच्छं शान्तं भगवतः पदम् ।
यदाहुर्वासुदेवाख्यं चित्तं तन्महदात्मकम् ॥ भा. ३-२६-२१

સત્ત્વગુણમય, સ્વચ્છ, શાંત અને રાગાદિથી રહિત અને ભગવાનની પ્રાપ્તિનું કારણ આટલાં ચિત્તનાં લક્ષણ છે. એ મહત્તત્ત્વ સ્વરૂપ છે અને ભગવાન વાસુદેવનું અધિષ્ઠાન છે

૧૫૮ વાસુદેવ-સ્વરૂપ-લક્ષણ અને તેને પ્રાપ્ત કરવાના ઉપાયો :—

ज्ञानं विशुद्धं परमार्थमेक-
मनन्तरं त्वबहिर्ब्रह्म सत्यम् ।
प्रत्यक्प्रशान्तं भगवच्छब्दसंज्ञं
यद्वासुदेवं कवयो वदन्ति ॥
रहूगणैतत्तपसा न याति
न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
न च्छन्दसा नैव जलाग्निसूर्यै-
र्विना महत्पादरजोऽभिषेकम् ॥ भा ५-१२-११-१२

ભગવાનનું બ્રહ્મસ્વરૂપ પરમાર્થ જ્ઞાનરૂપ, સત્યસ્વરૂપ, વિશુદ્ધ, એક, બાહ્ય-આભ્યંતર ભેદથી રહિત, પરિપૂર્ણ, આત્મસ્વરૂપ, અત્યંત શાંત અને નિર્વિકાર છે. વિદ્વાનો આ સ્વરૂપને ભગવાન અથવા વાસુદેવ શબ્દથી સંબોધે છે:

હે રહૂગણ રાજા! એ સત્યસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ મહાપુરુષોના ચરણરજની સેવા કર્યા વિના કેવળ તપશ્ચર્યાથી, યજ્ઞયાગ કરવાથી, અતિથિઓ વગેરેને અન્નદાન કરવાથી, ઘેર રહીને પરોપકાર જ કર્યા કરવાથી, વેદાધ્યયનથી, જળ, અગ્નિ કે સૂર્યની ઉપાસના કરવાથી થતી નથી, પણ સત્પુરુષોની સેવા કરવાથી થાય છે.

૧૫૯ સંકર્ષણની વ્યાખ્યા અને લક્ષણ :—

सहस्रशीर्षं साक्षाद्यमनन्तं प्रचक्षते ।
सङ्कर्षणाख्यं पुरुषं भूतेन्द्रियमनोमयम् ॥
कर्तृत्वं करणत्वं च कार्यत्वं चेति लक्षणम् ।
शान्तघोरविमूढत्वमिति वा स्यादहंकृतेः ॥ भा. ३-२६-२

પાંચમહાભૂતો, ઇન્દ્રિયો તથા મન આ સર્વ તત્ત્વમય અહંકાર હજાર મસ્તકોવાળા, આદ્યંત રહિત, એવા સાક્ષાત્ 'સંકર્ષણ ભગવાન અધિષ્ઠાન છે. અને ઇન્દ્રિયોના દેવતા રૂપે કર્તાપણું, ઇન્દ્રિયો રૂપે કારણપણું, પંચમહાભૂતોરૂપે કાર્યપણું, શાંતપણું, ભયકરપણું અને મૂઢપણું એ અહંકારનું લક્ષણ છે.

૧૬૦. અનિરુદ્ધની વ્યાખ્યા અને લક્ષણઃ—

यद्विदुर्ह्यनिरुद्धाख्यं हृषीकाणामधीश्वरम् ।
शारदेन्दीवरश्यामं संराध्यं योगिभिः शनैः ॥ भा. ३-२६-

મન તથા સર્વ ઇન્દ્રિયોના અધીશ્વર, શરદ્ઋતુના શ્યામ કમળ સમાન કૃષ્ણ વર્ણવાળા, અને યોગીઓએ ધીમે ધીમે આરાધના કરવા યોગ્ય ભગવાન "અનિરુદ્ધ" કહેવાય છે.

## (૭) ભાગવત

૧૬૧. ચતુઃશ્લોકી ભાગવતઃ—

ज्ञानं परमगुह्यं मे यद्विज्ञानसमन्वितम् ।
सरहस्यं तदङ्गं च गृहाण गदितं मया ॥
यावानहं यथाभावो यद्रूपगुणकर्मकः ।
तथैव तत्त्वविज्ञानमस्तु ते मदनुग्रहात् ॥
अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥
ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यादात्मनो मायां यथाभासो यथातमः ॥

यथा महान्ति भूतानि भूतेषूच्चावचेष्वनु ।
प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु न तेष्वहम् ॥
एतावदेव जिज्ञास्यं तत्त्वजिज्ञासुनात्मनः ।
अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा ॥
एतन्मतं समातिष्ठ परमेण समाधिना ।
भवान्कल्पविकल्पेषु न विमुह्यति कर्हिचित् ॥

ભા. ૨-૯-૩૦-૩૬

ભગવાન્ બ્રહ્માજીને કહે છે કેઃ—હું તમને અનુભવ સહિત અને ભક્તિથી યુક્ત એવું પરમ ગુહ્ય જ્ઞાન, તેનાં સાધનો સાથે કહું છું, તે તમે ગ્રહણ કરો. તેમજ હું જેવાં સ્વરૂપવાળો છું, જેવી સત્તાવાળો છું અને જેવાં રૂપ, ગુણ અને કર્મોવાળો છું, તે સર્વનું તાત્ત્વિક જ્ઞાન તમને મારી કૃપાથી પ્રાપ્ત થાઓ.

સૃષ્ટિની પૂર્વે હું જ હતો, બીજું જે કંઈ સ્થૂલ, સૂક્ષ્મ અને બંનેનું કારણ માયા વગેરે છે તે કંઈ ન હતું. સૃષ્ટિની પછી પણ હું જ રહું છું, જે આ જગત્ જોવામાં આવે છે તે પણ હું જ છું. અને પ્રલય થયા પછી જે કંઇ બાકી રહે છે તે પણ હું જ છું. જે વાસ્તવિક વસ્તુ નથી તે પણ જેને લીધે આત્મારૂપ અધિષ્ઠાનમાં જણાય છે, અને જે વાસ્તવિક વસ્તુ છે તે નથી જણાતી, તેને મારી માયા જાણવી. દૃષ્ટાન્ત તરીકે ચંદ્ર એક જ છે તો પણ નેત્રના કંઈ વિકારને લીધે ચંદ્ર બે છે એવો આભાસ થાય છે અને રાહુ ગ્રહમંડળમાં રહેલો છે તો પણ દેખાતો નથી તેમ. જેમ પાંચ મહાભૂતો નાનામોટા પ્રત્યેક ભૌતિક પદાર્થોમાં રહેલા છે, અને નથી પણ રહ્યા, તેમ હું પણ તે તે સર્વ ભૌતિક પદાર્થોમાં રહેલો છું છતાં નથી પણ રહ્યો. આત્માનાં તત્ત્વને જાણવાની ઇચ્છાવાળા પુરુષે બસ એટલું જ જાણવાનું-વિચાર કરવાનું-છે. જે વસ્તુ અન્વય અને વ્યતિરેકથી સર્વ સ્થળે સર્વદા હોય તે જ આત્મા છે. તમે આ મારા મતને સારી રીતે એકાગ્ર ચિત્તથી અનુસરો કે જેથી

તમે પ્રત્યેક કલ્પની ભિન્ન ભિન્ન સૃષ્ટિઓમાં મોહ પામશો નહિ (તમને કર્તા તરીકેનું અભિમાન થશે નહિ.)

૧૬૨ ભાગવતની મહત્તાઃ—

१. द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे।
स्वाध्यायज्ञानयज्ञाश्च ते तु कर्मविसूचकाः॥
सत्कर्मसूचको नूनं ज्ञानयज्ञः स्मृतो बुधैः।
श्रीमद्भागवतालापः स तु गीतः शुकादिभिः॥
मा. मा. २-५९, ६०

'દ્રવ્યયજ્ઞ, તપયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ અને જ્ઞાનયજ્ઞ આ સર્વ યજ્ઞો કર્મમાર્ગનું સૂચન કરે છે. સત્કર્મનું સૂચન કરનાર તો કેવળ જ્ઞાનયજ્ઞ જ છે, અને તે શ્રીમદ્‌ભાગવતની કથારૂપે શુક વગેરે મુનિઓએ ગાયો છે.

२. एकं भागवतं शास्त्रं मुक्तिदानेन गर्जति। मा. मा. ३-२८

'ભાગવત જ એક એવું શાસ્ત્ર છે, જે મુક્તિદાનથી ગર્જના કરે છે (મહત્તા પામી રહ્યું છે.)

३. वेदादिर्वेदमाता च पौरुषं सूक्तमेव च।
त्रयी भागवतं चैव द्वादशाक्षर एव च॥
द्वादशात्मा प्रयागश्च कालः संवत्सरात्मकः।
ब्राह्मणाश्चाग्निहोत्रं च सुरभिर्द्वादशी तथा॥
तुलसी च वसन्तश्च पुरुषोत्तम एव च।
एतेषां तत्त्वतः प्राज्ञैर्न पृथग्भाव इष्यते॥ मा. मा. ३-३४-३६

ૐકાર, ગાયત્રી, પુરુષસૂક્ત, ત્રણ વેદો, શ્રીમદ્‌ભાગવત, દ્વાદશાક્ષર મંત્ર (ॐनमो भगवते वासुदेवाय), તીર્થરાજ પ્રયાગ, વર્ષરૂપી કાલ, બ્રાહ્મણો, અગ્નિહોત્ર, ગાય, દ્વાદશી તિથિ, તુળસી, વસંત અને પુરુષોત્તમ ભગવાન આ સર્વમાં વિદ્વાનો વાસ્તવિક ભેદ માનતા નથી. બધાં એક જ વિષ્ણુનાં સ્વરૂપો છે.

૪. श्रीमद्भागवताख्योऽयं प्रत्यक्षः कृष्ण एव हि।
स्वीकृतोऽसि मया नाथ मुक्त्यर्थं भवसागरे ॥ मा. मा. ६-१०

શ્રીમદ્‌ભાગવત એ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ જ છે. (હે નાથ! ભવ-સાગરમાંથી મુક્ત થવા માટે મેં આપને સ્વીકાર્યા છે.)

૫. श्रीमद्भागवतं पुराणतिलकं यद् वैष्णवानां धनम्
यस्मिन्पारमहंस्यमेवममलं ज्ञानं परं गीयते।
यत्र ज्ञानविरागभक्तिसहितं नैष्कर्म्यमाविष्कृतम्
तच्छृण्वन् प्रपठन् विचारणपरो भक्त्या विमुच्येन्नरः ॥
मा. मा. ६-८२

શ્રીમદ્‌ભાગવત કે જે પુરાણોમાં તિલક સમાન છે, શ્રેષ્ઠ છે, વૈષ્ણવોનું ધન છે. જેમાં પરમહંસોનું શ્રેષ્ઠ નિર્મળ જ્ઞાન વર્ણવ્યું છે, જેમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ સહિત નિષ્કામ કર્મયોગ અને ભક્તિ પ્રકટ કર્યા છે, તેને ભક્તિ વડે સાંભળનાર, પાઠ કરનાર અને વિચારનાર પુરુષ મુક્ત થાય છે.

૬. दारिद्र्यदुःखज्वरदाहितानां
मायापिशाचीपरिमर्दितानाम्।
संसारसिन्धौ परिपातितानां
क्षेमाय वै भागवतं प्रगर्जति ॥ मा. मा. ६-९२

દરિદ્રતા અને દુઃખના તાપે બાળી નાખેલા અને માયારૂપી પિશાચિનીએ ખૂબ મસળી નાખીને સંસારસમુદ્રમાં ફેંકી દીધેલા મનુષ્યોનાં કલ્યાણ માટે શ્રીમદ્‌ભાગવત ગર્જના કરે છે, (ઉદ્ધાર માટે આવાહન કરે છે.)

૭. रसप्रवाहसंस्थेन श्रीशुकेनेरिता कथा।
कण्ठे सम्बध्यते येन स वैकुण्ठप्रभुर्भवेत् ॥ मा. मा. ६-१०१

જે મનુષ્ય અખંડતાનરૂપ, એકાંતિક રસપ્રવાહમાં રહેલા અને શ્રી શુકદેવજીએ કહેલી કથાને (શ્રીમદ્‌ભાગવતને) કંઠે રાખે છે

(પઠનપાઠન કરે છે) તે વૈકુંઠપતિ થાય છે, (ભગવત્સ્વરૂપ બની જાય છે.)

૮. निगमकल्पतरोर्गलितं फलं
शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयं
मुहुरहो रसिका भुवि भावुकाः ॥ ભા. ૧-૧-૩

આ શ્રીમદ્‌ભાગવત ચતુર્વિધ પુરુષાર્થના સાધનરૂપ વેદરૂપી કલ્પવૃક્ષનું ફળ છે. લોકોમાં જેમ શુક-પોપટના મુખથી પડેલું ફળ અમૃતના જેવું સ્વાદિષ્ટ હોય છે; તેમ આ પણ શ્રીશુકદેવજીના મુખથી આવેલું હોવાથી પરમાનંદરૂપી અમૃતરસથી ભરપૂર છે. માટે હે રસિક અને ભાવુક પુરુષો! રસરૂપ એવા આ શ્રીમદ્‌ભાગવતરૂપી રસપૂર્ણ ફળનું મોક્ષ થાય ત્યાંસુધી વારંવાર પાન કરો.

૯. आदिमध्यावसानेषु वैराग्याख्यानसंयुतम् ।
हरिलीलाकथाव्रातामृतानन्दितसत्सुरम् ॥
सर्ववेदान्तसारं यद् ब्रह्मात्मैकत्वलक्षणम् ।
वस्त्वद्वितीयं तन्निष्ठं कैवल्यैकप्रयोजनम् ॥

ભા. ૧૨-૧૩-૧૧-૧૨

આ શ્રીમદ્‌ભાગવત પુરાણ, આદિ મધ્ય તથા અંતમાં વૈરાગ્ય-વાળાં આખ્યાનોથી યુક્ત છે અને આ પુરાણમાંની શ્રીહરિની લીલાકથાઓના સમૂહરૂપી અમૃતવડે સત્પુરુષો તથા દેવો આનંદિત રહે છે. સર્વ વેદાંતના સારરૂપ, મોક્ષ જ જેનું પ્રયોજન છે અને બ્રહ્મ તથા જીવાત્માની એકતા જેનું લક્ષણ છે, એવી અદ્વિતીય વસ્તુવાળું શ્રીમદ્‌ભાગવત છે.

૧૦. सर्ववेदान्तसारं हि श्रीभागवतमिष्यते ।
तद्रसामृततृप्तस्य नान्यत्र स्याद्रतिः क्वचित् ॥
निम्नगानां यथा गङ्गा देवानामच्युतो यथा ।
वैष्णवानां यथा शम्भुः पुराणानामिदं तथा ॥

ભા. ૧૨-૧૩-૧૫-૧૬

શ્રીમદ્દભાગવતને, સર્વ વેદાંતોના સારરૂપ માનવામાં આવે છે, અને શ્રીમદ્દભાગવતના રસરૂપી અમૃતથી જે મનુષ્ય તૃપ્ત થયો હોય છે, તેને બીજા કોઈ પણ ગ્રંથ ઉપર પ્રીતિ થતી નથી. નદીઓમાં જેમ ગંગા ઉત્તમ છે, દેવોમાં જેમ વિષ્ણુ ભગવાન ઉત્તમ છે અને વૈષ્ણવોમાં જેમ શંકર ઉત્તમ છે, તેમ પુરાણોમાં શ્રીમદ્દ-ભાગવત ઉત્તમ છે.

૧૧. क्षेत्राणां चैव सर्वेषां यथा काशी ह्यनुत्तमा।
तथा पुराणव्रातानां श्रीमद्भागवतं द्विजाः॥

ભા. ૧૨-૧૩-૧૭

જેમ સર્વ ક્ષેત્રમાં કાશી સર્વોત્તમ છે, તેમ હે બ્રાહ્મણો! પુરાણોના સમૂહોમાં આ શ્રીમદ્દભાગવત સર્વોત્તમ છે.

૧૨. श्रीमद्भागवतं पुराणममलं यद्वैष्णवानां प्रियम्
यस्मिन्पारमहंस्यमेकममलं ज्ञानं परं गीयते।
तत्र ज्ञानविरागभक्तिसहितं नैष्कर्म्यमाविष्कृतम्
तच्छृण्वन् विपठन् विचारणपरो भक्त्या विमुच्येन्नरः॥

ભા. ૧૨-૧૩-૧૮

નિર્મળ વૈષ્ણવોને પ્રિય અને પરમહંસોએ પ્રાપ્ત કરવા યોગ્ય એવું પરમ નિર્મળ જ્ઞાન જેમાં દર્શાવવામાં આવ્યું છે, એવા આ શ્રીમદ્દભાગવત પુરાણમાં જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિની સાથે સર્વ કર્મોનો ઉપરામ દર્શાવ્યો છે. માટે આ શ્રીમદ્દભાગવત પુરાણનું ભક્તિથી શ્રવણ કરનાર, પાઠ કરનાર તથા વિચારણા કરનાર મોક્ષને પામે છે.

૬૬૩ ભાગવતનાં લક્ષણો:—

૧. अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः।
मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः॥ ભા. ૨-૧૦-૧

આ શ્રીમદ્દભાગવતમાં સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ

મન્વંતર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય-આ દશ વિષયો બતાવવામાં આવ્યા છે.

### સર્ગ

२. भूतमात्रेन्द्रियधियां जन्म सर्ग उदाहृतः । भा. २-१०-३

પરમેશ્વરથી સત્ત્વાદિ ગુણોની વિષમતા થતાં પાંચ ભૂતો, પાંચ તન્માત્રાઓ, ઈન્દ્રિયો, મહત્તત્ત્વ અને અહંકાર એ સર્વની ઉત્પત્તિને 'સર્ગ' કહે છે.

### વિસર્ગ

३. विसर्गः पौरुषः स्मृतः ॥ भा. २-१०-३

વિરાટ પુરુષે કરેલી સ્થાવર જંગમ સૃષ્ટિને 'વિસર્ગ' કહે છે.

### સ્થાન

४. स्थितिर्वैकुण्ठविजयः । भा. २-१०-४

સરજાયેલાં પ્રાણીઓનું તેની તેની મર્યાદામાં પાલન કરવાની ભગવાનની શક્તિને 'સ્થાન' કહે છે.

### પોષણ

५. पोषणं तदनुग्रहः । भा २-१०-४

પોતાના ભક્તો ઉપર ભગવાનના અનુગ્રહને 'પોષણ' કહે છે.

### ઊતિ

६ ऊतयः कर्मवासनाः ॥ भा २-१०-४

કર્મની વાસનાઓને 'ઊતિ' કહે છે

### મન્વંતર

७. मन्वन्तराणि सद्धर्मः । भा. २-१०-४

ભગવાનના અનુગ્રહપાત્ર થયેલા મન્વંતરાધિપતિઓના ધર્મને 'મન્વંતર' કહે છે.

### ઈશાનુકથા

८. अवतारानुचरितं हरेश्चास्यानुवर्तिनाम् ।
पुंसामीशकथाः प्रोक्ताः भा. २-१०-५

શ્રીહરિની અવતારકથાઓ અને ભક્તોનાં ચરિત્રોને 'ઈશાનુકથા' કહે છે.

## નિરોધ.

૯. निरोधोऽस्यानुशयनमात्मनः सह शक्तिभिः । भा. २–१०–६

શ્રીહરિની યોગનિદ્રા પાછળ પોતાની ઉપાધિઓ સાથે થતા જીવાત્માના લયને 'નિરોધ' કહે છે.

## મુક્તિ

૧૦. मुक्तिर्हित्वाऽन्यथारूपं स्वरूपेण व्यवस्थितिः । भा. २–१०–६

અવિદ્યાથી આરોપિત થયેલા કર્તૃત્વાદિ વિપરીત સ્વરૂપનો ત્યાગ કરીને જીવાત્માનું સ્વસ્વરૂપે રહેવું તેને 'મુક્તિ' કહેવામાં આવે છે.

## આશ્રય

૧૧. आभासश्च निरोधश्च यतश्चाध्यवसीयते ।
स आश्रयः परं ब्रह्म परमात्मेति शब्द्यते ॥ भा. २–०–७

જેમનાથી જગતનું સર્જન અને વિલય જણાય છે તેને 'આશ્રય' કહે છે. અને તે જ 'પરબ્રહ્મ' કે 'પરમાત્મા' જેવા બીજા પર્યાય શબ્દોથી ઓળખાય છે.



|| ॐ नमः श्रीकृष्णाय ||

# પ્રકરણ ૭ મું.

---

## પ્રકીર્ણ વિષયો

### (૧) ધન

૧. ધનનું લક્ષણ :—

धर्म इष्टं धनं नृणाम् । ભા. ૧૧-૧૯-૩૬

ધર્મ એ જ મનુષ્યોનું યોગ્ય ધન છે.

૨. ધનની નિંદા :—

१. पश्यामि धनिनां क्लेशं लुब्धानामजितात्मनाम् ।
भयादलब्धनिद्राणां सर्वतोऽभिविशङ्किनाम् ॥
राजतश्चोरतः शत्रोः स्वजनात्पशुपक्षितः ।
अर्थिभ्यः कालतः स्वस्मान्नित्यं प्राणार्थवद्भयम् ॥
शोकमोहभयक्रोधरागक्लैब्यश्रमादयः ।
यन्मूलाः स्युर्नृणां जह्यात्स्पृहां प्राणार्थयोर्बुधः ॥

ભા. ૭-૧૩-૩૧-૩૩

જેઓએ મનને જીત્યું નથી, તેવા લોભી ધનવાનોને જે દુઃખ હોય છે, તે હું જોઈ રહ્યો છું. તેઓને ભયને લીધે નિદ્રા આવતી નથી અને સર્વ તરફથી શંકા રહે છે. પ્રાણમાં તથા ધનમાં આસક્તિવાળાઓને રાજાથી, ચોરથી, શત્રુથી, સ્વજનોથી, પશુઓથી યાચકોથી, કાળથી અને પોતાનાથી પણ નિત્ય ભય હોય છે. માટે જે પ્રાણ તથા ધનને લીધે મનુષ્યોને શોક, મોહ, ભય, ક્રોધ, રાગ, કાયરતા અને શ્રમ વગેરે થાય છે તે પ્રાણ તથા ધનની સ્પૃહાનો ડાહ્યા મનુષ્યે ત્યાગ કરવો જોઈએ.

२. को गृध्येत् पण्डितो लक्ष्मीं त्रिविष्टपपतेरपि।
ययाहमासुरं भावं नीतोऽद्य विबुधेश्वरः॥ भा. ६-७-१२

કયો વિદ્વાન પુરુષ સ્વર્ગના અધિપતિના વૈભવની પણ ઇચ્છા કરે? કારણ કે લક્ષ્મીએ જ દેવોના ઈશ્વર મને (દેવરાજ ઇન્દ્રને) આજે આસુરી ભાવમાં આણ્યો છે.

३. अर्थेनाल्पीयसा ह्येते संरब्धा दीप्तमन्यवः।
त्यजन्त्याशु स्पृधो घ्नन्ति सहसोत्सृज्य सौहृदम्॥

भा. ११-२३-२१

સંબંધીઓ અતિ અલ્પ ધનને માટે પણ ખળભળી ઊઠે છે, એકબીજાની સ્પર્ધા કરે છે, ક્રોધાયમાન થઈ જાય છે, પરસ્પર સ્નેહને ત્યજી દે છે અને એકબીજાનો નાશ કરે છે.

४. स्वर्गापवर्गयोर्द्वारं प्राप्य लोकमिमं पुमान्।
द्रविणे कोऽनुषज्जेत मर्त्योऽनर्थस्य धामनि॥

भा. ११-२३-२३

સ્વર્ગ તથા મોક્ષના દ્વારરૂપ આ મનુષ્યલોકને પ્રાપ્ત કરી કયો મનુષ્ય અનર્થના એક ધામરૂપ ધનમાં આસક્ત થાય?

૩. ધનની મર્યાદા :—

यावद् भ्रियेत जठरं तावत्स्वत्वं हि देहिनाम्।
अधिकं योऽभिमन्येत स स्तेनो दण्डमर्हति॥ भा. ७-१४-८

જેટલાથી પોતાનું પેટ ભરાય તેટલી જ પ્રાણીની પોતાની મિલકત છે; એ સિવાય વધારાના ધન-ધાન્યાદિને જે મનુષ્ય પોતાનું માને છે, તે ચોર છે અને શિક્ષાને પાત્ર છે.

૪. ધનનો ઉપયોગ :—

धर्माय यशसेऽर्थाय कामाय स्वजनाय च।
पञ्चधा विभजन्वित्तमिहामुत्र च मोदते॥ भा. ८-१९-३७

જે મનુષ્ય ધર્મ, અર્થ, યશ, કામ અને સ્વજન—એ પાંચે

માટે પોતાના ધનનો વિભાગ કરે છે, તે મનુષ્ય આ લોકમાં તથા પરલોકમાં સુખી થાય છે.

૫. ધનના અનર્થો :—

अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये ।
नाशोपभोग आयासस्त्रासश्चिन्ता भ्रमो नृणाम् ॥
स्तेयं हिंसानृतं दम्भः कामः क्रोधः स्मयो मदः ।
भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानि च ॥
एते पञ्चदशानर्था ह्यर्थमूला मता नृणाम् ।
तस्मादनर्थमर्थाख्यं श्रेयोऽर्थी दूरतस्त्यजेत् ॥

ભા. ૧૧-૨૩-૧૭-૧૯

મનુષ્યોને ધન મેળવવામાં, મેળવેલા ધનને વધારવામાં, તેનું રક્ષણ કરવામાં, વાપરવામાં તેમજ તે ધન નાશ પામતાં અને તેનો ઉપભોગ કરતાં પણ પરિશ્રમ, ત્રાસ, ચિંતા તથા ભ્રમ થાય છે. ચોરી, હિંસા, અસત્ય, દંભ, કામ, ક્રોધ, ગર્વ, મદ, ભેદ, વૈર, અવિશ્વાસ, સ્પર્ધા, સ્ત્રીઓનું વ્યસન, જુગારનું વ્યસન તથા મદિરાપાનનું વ્યસન—આ પંદર અનર્થો પણ મનુષ્યને ધનને લીધે થાય છે. માટે કલ્યાણની ઇચ્છાવાળાએ ધનરૂપી અનર્થનો દૂરથી જ ત્યાગ કરવો.

૬. ધન માયારૂપ છે :—

कस्मात्संक्लिश्यते विद्वान् व्यर्थयार्थेहयासकृत् ।
कस्यचिन्मायया नूनं लोकोऽयं सुविमोहितः ॥
किं धनैर्धनदैर्वा किं कामैर्वा कामदैरुत ।
मृत्युना ग्रस्यमानस्य कर्मभिर्वोत जन्मदैः ॥

ભા. ૧૧-૨૩-૨૬-૨૭

વિદ્વાન મનુષ્ય વ્યર્થ ધનની લાલચમાં શા માટે વારંવાર દુઃખી થતા હશે ? પણ નક્કી મને લાગે છે, કે કોઈની (ભગવાનની) માયાથી આ લોક અત્યંત મોહિત થયો છે. મૃત્યુથી ગ્રાસ કરાતા મનુષ્યને ધન, ધન આપનારા યક્ષો, વિષયો, વિષયોને આપનારાઓ અથવા

ફરીથી જન્મ આપનારાં કર્મોથી શું વળવાનું છે? કંઈ પણ નહિ. મૃત્યુ આવતાં ધન નિષ્ફળ છે.

**૭. લક્ષ્મી કોને વરે છે?:—**

૧. गुणायनं शीलधनं कृतज्ञं
वृद्धाश्रयं संवृणतेऽनुसम्पदः ॥ मा. ४-२१-४४

ગુણોનું પાત્ર બનેલા, શીલરૂપી ધનવાળા, કૃતજ્ઞ અને વૃદ્ધ પુરુષોનો આશ્રય કરનાર પુરુષને સંપત્તિઓ (ધર્મ અર્થ કામ મોક્ષ) અનુક્રમે પ્રાપ્ત થાય છે.

૨. नूनं तपो यस्य न मन्युनिर्जयो,
ज्ञानं क्वचित्तच्च न सङ्गवर्जितम्
कश्चिन्महांस्तस्य न कामनिर्जयः
स ईश्वरः किं परतो व्यपाश्रयः ॥
धर्मः क्वचित्तत्र न भूतसौहृदं
त्यागः क्वचित्तत्र न मुक्तिकारणम् ।
वीर्यं न पुंसोऽस्त्यजवेगनिष्कृतं
नहि द्वितीयो गुणसङ्गवर्जितः ॥
क्वचिच्चिरायुर्न हि शीलमङ्गलं
क्वचित्तदप्यस्ति न वेद्यमायुषः ।
यत्रोभयं कुत्र च सोऽप्यमङ्गल
सुमङ्गलः कश्चन काङ्क्षते हि माम् ॥ भा ८-८-२०-२२

જ્યાં તપ છે ત્યાં (દુર્વાસા વગેરેમાં) ક્રોધનો જય નથી; જેમનામાં (બૃહસ્પતિ, શુક્રાચાર્ય વગેરેમાં) જ્ઞાન છે, તો તે જ્ઞાન સંગરહિત નથી; જગત્ સાથે સબંધ ધરાવનારું છે. કોઈ (બ્રહ્મા વગેરે) મહાન્ પુરુષ છે તો તેમણે કામદેવને જીત્યો નથી. કોઈ ઈશ્વર—સત્તાધીશ છે, તેને (ઇન્દ્ર વગેરેને) બીજાનો આશ્રય લેવો પડે છે; કોઈમાં (પરશુરામ વગેરેમાં) ધર્મ છે, ત્યારે પ્રાણીઓ પ્રત્યેનો મિત્રભાવ નથી; કોઈમાં (શિબિરાજા વગેરેમાં) દાન છે, તો તે દાન મોક્ષનું કારણ નથી;

કોઈમાં (કાર્તવીર્ય વગેરેમાં) પરાક્રમ છે, તો તે કાળના વેગથી મુક્ત નથી અને કોઈ બીજો એવો નથી કે જે ગુણસંગથી રહિત હોય. તે ઉપરાંત જેનું (માર્કંડેય વગેરેનું) લાંબુ આયુષ્ય છે, તો તેનું શીલ મંગલપ્રદ નથી; કોઈનામાં (હિરણ્યકશિપુ વગેરેમાં) તેવો મંગળ સ્વભાવ છે, ત્યારે તેના આયુષ્યની સ્થિરતા નથી; કોઈનામાં (શંકર વગેરેમાં) મંગળ સ્વભાવ અને આયુષ્યની સ્થિરતા—બન્ને છે ત્યારે તે પોતે જ અમંગળ છે અને જે (શ્રીવિષ્ણુ ભગવાન) સર્વ પ્રકારે મંગળરૂપ છે—નિર્દોષ છે, તે મને (લક્ષ્મીને) ઇચ્છતા નથી.

૮. રાજલક્ષ્મીની નિંદા :—

**मा राज्यश्रीरभूत्पुंसः श्रेयस्कामस्य मानद ।**

भा. १०-८४-६४

કલ્યાણની ઇચ્છાવાળા પુરુષ પાસે રાજ્યલક્ષ્મી (વિઘ્નરૂપ હોવાથી) ન હોવી જોઈએ; કારણ કે તેનાથી અંધદૃષ્ટિવાળો અવિવેકી થએલો તે પુરુષ સ્વજનો તથા મિત્રોને (તેમની પ્રત્યેના કર્તવ્યને) જોઈ શકતો નથી.

૯. પરધનની ઇચ્છા થવાનું કારણ :

**वार्तायां लुप्यमानायामारब्धायां पुनः पुनः ।**
**लोभाभिभूतो निःसत्त्वः परार्थे कुरुते स्पृहाम् ॥** भा. ३-१०-१

જ્યારે કોઈ પ્રસંગે (માણસની) આજીવિકા તૂટી જતાં તે પુનઃ આજીવિકાનો આરંભ કરે છે, આમ કરતાં જ્યારે તે તદ્દન અશક્ત થઈ જાય છે, ત્યારે લોભથી ઘેરાઈ જઈને તે પરાયા ધનની અભિલાષા કરે છે.

૧૦. દક્ષિણાની વ્યાખ્યા :—

**दक्षिणा ज्ञानसन्देशः ॥** भा. ११-१९-३९

જ્ઞાનનો ઉપદેશ એ જ દક્ષિણા છે.

* * *

## (૨) ધર્મ-અધર્મ

૧૧. ધર્મનું મૂળ :—

धर्ममूलं हि भगवान् सर्ववेदमयो हरिः।
स्मृतं च तद्विदां राजन् येन चात्मा प्रसीदति ॥ भा. ७-११-७

હે રાજન્! સર્વવેદમય ભગવાન શ્રીહરિ એ જ ધર્મનું મૂળ છે; તેમજ તેને જાણનારાઓનાં સ્મરણને સ્મૃતિ કહે છે, જેનાથી મન પ્રસન્ન થાય છે (આ રીતે શ્રુતિ અને સ્મૃતિ ધર્મનુ મૂળ છે.)

૧૨. ધર્મનું મૂળ કારણ.—

सत्त्वाद्धर्मो भवेद् वृद्धात् पुंसो मद्भक्तिलक्षण. ।
सात्त्विकोपासया सत्त्व ततो धर्म. प्रवर्तते.॥ भा. ११-१३-२

વૃદ્ધિ પામેલા સત્ત્વગુણથી પુરુષને મારી (ભગવાનની) ભક્તિરૂપ 'ધર્મ' પ્રાપ્ત થાય છે; તેમાં પ્રથમ સાત્ત્વિક પદાર્થોનું સેવન કરવાથી સત્ત્વગુણ વૃદ્ધિ પામે છે અને પછી તે દ્વારા ભક્તિરૂપ ધર્મ પ્રવર્તે છે.

૧૩. ધર્મ-અધર્મની વ્યાખ્યા :—

वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्यय. ॥ भा. ६-१-४०

વેદે જેની આજ્ઞા કરી છે, તે ધર્મ છે, અને જેનો નિષેધ કર્યો છે, તે અધર્મ છે.

૧૪. ભાગવત ધર્મની વ્યાખ્યા —

ये वै भगवता प्रोक्ता उपाया ह्यात्मलब्धये ।
अञ्ज. पुंसामविदुषां विद्धि भागवतान्हि तान् ॥ भा. ११-२-३४

અજ્ઞાની પુરુષોને પણ અનાયાસે આત્મવસ્તુની પ્રાપ્તિ થાય તે માટે ભગવાને જે ઉપાયો કહ્યા છે તેને ભાગવત ધર્મ જાણવો.

૧૫. ધર્મનાં ત્રીસ લક્ષણો :—

सत्यं दया तपः शौचं तितिक्षेक्षा शमो दमः।
अहिंसा ब्रह्मचर्यं च त्यागः स्वाध्याय आर्जवम् ॥
सन्तोषः समदृक्सेवा ग्राम्येहोपरमः शनैः।
नृणां विपर्ययेहेक्षा मौनमात्मविमर्शनम् ॥

अन्नाद्यादेः संविभागो भूतेभ्यश्च यथार्हतः।
तेष्वात्मदेवताबुद्धिः सुतरां नृषु पाण्डव ॥
श्रवणं कीर्तनं चास्य स्मरणं महतां गतेः।
सेवेज्यावनतिर्दास्यं सख्यमात्मसमर्पणम् ॥
नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृतः।
त्रिंशल्लक्षणवान्राजन् सर्वात्मा येन तुष्यति ॥ भा. ७-११-८-१२

સત્ય, દયા, તપ, બાહ્યાભ્યંતર પવિત્રતા, સહનશીલતા, યોગ્યાયોગ્યતાનો વિચાર, મનનો સંયમ, ઇન્દ્રિયસંયમ, અહિંસા, બ્રહ્મચર્ય, દાન, સ્વાધ્યાય, સરળતા, સંતોષ, મહાપુરુષોની સેવા, કર્મનિવૃત્તિ, મનુષ્યોની નિષ્ફળ ક્રિયાઓનો વિમર્શ, મૌન, આત્માનું ચિંતન, અન્નાદિનો સંવિભાગ, સર્વપ્રાણીઓમાં–ખાસ કરીને માણસોમાં–આત્મદેવની બુદ્ધિ, મહાપુરુષોની ગતિરૂપ શ્રીભગવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, પૂજા, નમન, દાસત્વ, મિત્રત્વ અને આત્મસમર્પણ– આ ત્રીશ લક્ષણવાળો સર્વ મનુષ્યોનો સાધારણ ધર્મ છે,–કે જે વડે સર્વાત્મા ભગવાન પ્રસન્ન થાય છે.

૧૬. ધર્મનાં ચરણો :—

तपः शौचं दया सत्यमिति पादाः प्रकीर्तिताः। भा. १-१७-२

તપ, શૌચ, દયા અને સત્ય, એ ચાર ધર્મના ચરણ છે.

૧૭. ધર્મની સફળતા :—

अतः पुंभिर्द्विजश्रेष्ठा वर्णाश्रमविभागशः।
स्वनुष्ठितस्य धर्मस्य संसिद्धिर्हरितोषणम् ॥
तस्मादेकेन मनसा भगवान्सात्वतां पतिः।
श्रोतव्यः कीर्तितव्यश्च ध्येयः पूज्यश्च नित्यदा भा. १-२-१३-१४

હે બ્રાહ્મણો! વર્ણાશ્રમના વિભાગપૂર્વક પુરુષોએ સારી રીતે આચરેલા ધર્મનું ફળ શ્રીહરિની પ્રસન્નતા છે; તે માટે ભગવાનનું એકાગ્ર મનથી નિત્ય શ્રવણ, મનન, કીર્તન, ધ્યાન અને પૂજન કરવું.

૧૮ ધર્મનું ફળ :—

धर्म आचरितः पुंसां वाङ्मन.कायबुद्धिभिः ।
लोकान्विशोकान् वितरत्यथानन्त्यमसङ्गिनाम् ॥

ભા. ૪-૧૮-૧૫

જે પુરુષો વાણી, મન, કાયા અને બુદ્ધિથી ધર્મનુ આચરણ કરે તો તે ધર્મ સકામ પુરુષોને શોક રહિત સ્વર્ગાદિ લોક આપે છે અને નિષ્કામ પુરુષોને મોક્ષ આપે છે

૧૯ ધર્મ અને જ્ઞાનનું કારણ :—

सात्त्विकान्येव सेवेत पुमान्सत्त्वविवृद्धये ।
ततो धर्मस्ततो ज्ञानं यावत्स्मृतिरपोहनम् ॥ भा ११-१३-६

પુરુષે પોતાના તેજની વૃદ્ધિને માટે સાત્વિક ભાવોનુ સેવન કરવુ જોઇએ કે જેનાથી સંપૂર્ણ અવિદ્યા નાશ કરનાર ધર્મ અને જ્ઞાન પ્રાપ્ત થાય છે

૨૦ સદ્ધર્મ પાપીને પવિત્ર કરે છે :—

श्रुतोऽनुपठितो ध्यात आदृतो वानुमोदितः ।
सद्य पुनाति सद्धर्मो देव विश्वद्रुहोऽपि हि ॥ भा. ११-२-१२

હે વસુદેવ! ભગવાનનો ધર્મ પાઠ કરવામાં આવ્યો હોય, શ્રવણ કરવામાં આવ્યો હોય, વિચારવામાં આવ્યો હોય, સ્વીકારવામાં આવ્યો હોય કે અનુમોદન કરવામાં આવ્યો હોય તો સમસ્ત જગતનો દ્રોહ કરનારાઓને પણ તત્કાળ પવિત્ર કરે છે

૨૧ અંતિમ ધર્મ —

अन्तकाले तु पुरुष आगते गतसाध्वसः ।
छिन्द्यादसङ्गशस्त्रेण स्पृहां देहेऽनु ये —

૨૨. નિવૃત્ત-ધર્મ :—

को निर्वृतो हरिकथासु रतिं न कुर्यात् ॥ भा. २-३-१२

ભોગવૃત્તિથી નિવૃત્ત થયેલો કયો પુરુષ ભગવાનની કથાઓમાં પ્રીતિ ન કરે !

૨૩. આચાર-ધર્મ :—

नोद्विजेत जनाद्धीरो जनं चोद्वेजयेन्न तु ।
अतिवादांस्तितिक्षेत नावमन्येत कञ्चन ।
देहमुद्दिश्य पशुवद् वैरं कुर्यान्न केनचित् ॥ भा. ११-१८-३१

પુરુષે કોઈ પણ માણસના વર્તનથી ઉદ્વેગ ધારણ કરવો નહિ, અને કોઈ પણ માણસને ઉદ્વેગ પમાડવો નહિં. પોતાની નિંદા સહન કરવી, કોઈનું અપમાન કરવું નહિ, દેહના કારણે પશુની માફક કોઈની સાથે વૈર કરવું નહિ.

૨૪. આચાર-ધર્મની અગત્યતા :—

धर्मार्थं व्यवहारार्थं यात्रार्थमिति चानघ ।
दर्शितोऽयं मयाचारो धर्ममुद्वहतां धुरम् ॥ भा. ११-२१-४

વસ્તુની યોગ્યતા તથા અયોગ્યતા ધર્મ માટે, ગુણ અને દોષના વિવેક યુક્ત વ્યવહાર માટે અને શુભ અને અશુભ શરીરનિર્વાહ માટે દર્શાવેલ છે. આમ આ સર્વ આચાર મેં મનુસ્વરૂપે ધર્મની ધુરાને ઉપાડી રહેલા કર્મજડ મનુષ્યો માટે દર્શાવ્યો છે.

૨૫. સંયમધર્મ :—

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ।
सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥
मौनानीहानिलायामा दण्डा वाग्देहचेतसाम् ।
न ह्येते यस्य सन्त्यङ्ग वेणुभिर्न भवेद्यतिः ॥ भा. ११-१८-१७-१८

આંખથી જોતાં પગ મૂકવા માટે યોગ્ય જણાતી જગાએ પગ મૂકી ચાલવું, વસ્ત્રથી ગાળી પાણી પીવું, સત્યથી યુક્ત વાણી બોલવી, અને મનથી વિચાર કરતાં નિર્દોષ જણાતાં કાર્યનું આચરણ કરવું.

હે ઉદ્ધવ ! મૌન એ વાણીનો દંડ છે, ઇચ્છાઓનો ત્યાગ એ દેહનો દંડ છે. પ્રાણાયામ એ ચિત્તનો દંડ છે. આ ત્રણ દંડ જે સંન્યાસી પાળતો નથી તે કેવળ વાંસનો* દંડ ધારણ કરવાથી જ ખરેખરો સંન્યાસી થઇ શકતો નથી.

૨૬. અવિનાશી ધર્મનું સ્વરૂપ :—

एतावानव्ययो धर्मः पुण्यश्लोकैरुपासितः ।
यो भूतशोकहर्षाभ्यामात्मा शोचति हृष्यति ॥ भा ६-१०-९

જે કોઇ આત્મા બીજાં પ્રાણીઓના શોકથી પોતે શોક કરે છે, અને બીજાં પ્રાણીઓના આનંદથી પોતે આનદ પામે છે, તેનો તેટલો જ ધર્મ અવિનાશી છે, અને તેવા જ ધર્મને પવિત્ર યશવાળા પુરુષોએ સેવ્યો છે.

૨૭. ધર્મ શ્રમરૂપ ક્યારે થાય છે ? :—

धर्मः स्वनुष्ठितः पुंसां विष्वक्सेनकथासु यः ।
नोत्पादयेद्यदि रतिं श्रम एव हि केवलम् ॥ भा. १-२-८

સારી રીતે આચરેલો ધર્મ ભગવાનની કથાઓમાં જો પ્રીતિ ઉત્પન્ન ન કરે, તો તે કેવળ શ્રમરૂપ જ છે.

૨૮. દ્રોહયુક્ત ધર્મ અધર્મ છે :—

कः क्षेमो निजपरयोः कियानर्थः स्वपरद्रुहाधर्मेण ।
स्वद्रोहात्तव कोपः परसम्पीडया च तथाधर्मः ॥ भा ६-१६-४२

જે ધર્મ આપનો (ભગવાનનો) તથા પારકાનો દ્રોહ કરનાર હોય છે, તે ધર્મથી શું કલ્યાણ થાય ? અથવા કયું પ્રયોજન સિદ્ધ થાય ? કારણ કે આપનો દ્રોહ કરવાથી આપને પીડા થાય છે અને બીજાને દુઃખ દેવાથી અધર્મ થાય છે,

૨૯. સ્વધર્મનું વિહિત પાલન નિર્ગુણ બનાવે છે :—

प्रायः स्वभावविहितो नृणां धर्मो युगेयुगे ।
वेददृग्भिः स्मृतो राजन् प्रेत्य चेह च शर्मकृत् ॥

वृत्त्या स्वभावकृतया वर्तमानः स्वकर्मकृत् ।
हित्वा स्वभावजं कर्म शनैर्निर्गुणतामियात् ॥
उप्यमानं मुहुः क्षेत्रं स्वयं निर्वीर्यतामियात् ।
न कल्पते पुनः सूत्यै उप्तं बीजं च नश्यति ॥
एवं कामाशयं चित्तं कामानामतिसेवया ।
विरज्येत यथा राजन्नाग्निवत्कामबिन्दुभिः ॥ भा. ७-११-३१-३४

હે રાજન્! યુગે યુગે મનુષ્યોના સ્વભાવથી રચાયેલો ધર્મ આ લોક તથા પરલોકમાં સુખનું કારણ થાય છે એમ વેદવાદીઓ કહે છે. જે મનુષ્ય, સ્વભાવથી નક્કી કરવામાં આવેલી પોતપોતાની (વર્ણાનુસાર) આજીવિકા પ્રમાણે પોતાનું ગુજરાન ચલાવે છે, અને પોતાનાં વર્ણધર્મોનાં કર્મો કરે છે, તે મનુષ્ય ધીમે ધીમે તે કર્મોથી વિરક્ત બની નિર્ગુણપણાને પામે છે. જેમ વારંવાર વવાતું ખેતર પોતાની મેળે નિર્વીર્ય—રસ-કસ હીન-થઇ જઈને ફરી ધાન્યની ઉત્પત્તિને માટે લાયક રહેતું નથી અને તેમાં વાવેલું બીજ પણ નાશ પામે છે તેમ હે રાજન્! વાસનાના સંગ્રહરૂપ ચિત્ત વાસનાઓના સેવનથી ટીપેટીપે પડતાં (ઘીનાં) બિન્દુથી શાન્ત ન થનાર અગ્નિની માફક શાન્ત થતું નથી.

૩૦. અધર્મની શાખાઓ :—

विधर्मः परधर्मश्च आभास उपमा छलः ।
अधर्मशाखाः पञ्चेमा धर्मज्ञोऽधर्मवत्त्यजेत् ॥
धर्मबाधो विधर्मः स्यात् परधर्मोऽन्यचोदितः ।
उपधर्मस्तु पाखण्डो दम्भो वा शब्दभिच्छलः ॥
यस्त्विच्छया कृतः पुम्भिराभासो ह्याश्रमात्पृथक् ।
स्वभावविहितो धर्मः कस्य नेष्टः प्रशान्तये ॥
भा. ७-१५-१२-१४

વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા અને છલ—આ પાંચ અધર્મની શાખાઓ છે; તેઓનો ધર્મવેત્તા પુરુષે અધર્મની પેઠે ત્યાગ

કરવો. બુદ્ધિપૂર્વક જેનું આચરણ કરતાં પોતાના ધર્મને બાધ આવે તે 'વિધર્મ;' બીજાને માટે કહેવામાં આવેલો ધર્મ તે 'પરધર્મ' જે ધર્મને પુરુષોએ પોતાની ઈચ્છાનુસાર ઘડી કાઢ્યો હોય અને આશ્રમધર્મથી જુદો પડતો હોય તે 'આભાસ'; વેદવિરુદ્ધ પાખંડ-શાસ્ત્રોમાં કહેવામાં આવેલો ધર્મ, અથવા દંભથી કે પારકાને ઠગવા માટે આચરવામાં આવતો ધર્મ તે 'ઉપધર્મ', અને જેમાં શબ્દના વાસ્તવિક અર્થને ઉલટાવી નાખી (પોતાને અનુકૂલ) જુદો જ અર્થ કરવો તે 'છલ' કહેવાય છે. વર્ણાશ્રમના સ્વભાવાનુસાર શાસ્ત્રમાં કહેવામાં આવેલો ધર્મ કોને શાંતિ આપતો નથી?

૩૧. દુષ્ટને શિક્ષા કરવી એ ધર્મ છે :—

साधूनां भद्रमेव स्यादसाधुदमने कृते। ભા. ૧-૧૭-૧૪

નિરપરાધી પ્રાણીને દુઃખ આપનાર દુષ્ટોને શિક્ષા કરવાથી સજ્જનોનું કલ્યાણ જ થાય છે.

૩૨ બાલ્યાવસ્થાથી ધર્મ પાળવો :—

कौमार आचरेत्प्राज्ञो धर्मान्भागवतानिह।

दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम्॥ ભા. ૭-૬-૧

મનુષ્યજન્મ દુર્લભ છે અને ઈષ્ટ અર્થ આપનાર છે. માટે બુદ્ધિમાન મનુષ્યે બાલ્યાવસ્થામાંથી જ ભાગવત ધર્મનું આચરણ કરવું; કારણ કે આ મનુષ્યજન્મ પણ નાશવંત છે.

૩૩ અધર્મનાં ચરણો :—

द्यूतं पानं स्त्रियः सूना यत्राऽधर्मश्चतुर्विधः॥ ભા ૧-૧૭-૩૮

જુગાર, મદિરાપાન, સ્ત્રીઓ તથા હિંસા—આ ચાર અધર્મનાં ચરણો છે.

૩૪. અધર્મનું ફળ શિક્ષા :—

सर्वे कामानुरोधेन दण्डमर्हन्ति कारिणः॥ ભા. ૬-૧-૪૧

અધર્મ કરનારાં સર્વ પ્રાણીઓ તેમના કર્મ પ્રમાણે શિક્ષાને પાત્ર બને છે.

## (૩) કીર્તિ–અપકીર્તિ–અવજ્ઞા

૩૫ અપકીર્તિની અસર :—

विभेमि नाहं निरयात्पदच्युतो
न पाशबन्धाद् व्यसनाद् दुरत्ययात् ।
नैवार्थ कृच्छ्राद् भवतो विनिग्रहा-
दसाधुवादाद् भृशमुद्विजे यथा ॥ ભા. ૮–૨૨–૩

હું મારી અપકીર્તિથી જેટલો ડરું છું તેટલો મારા સ્થાનથી ભ્રષ્ટ થવાથી, નરકમાં પડવાથી, બંધનથી, દુઃખના ડુંગરોથી, ધનસંકટથી કે કેદ પકડાવાથી ડરતો નથી.

૩૬ સંભાવિત માણસને અપમાન મૃત્યુ સમાન છે.—

संभावितस्य स्वजनात्पराभवो
यदा स सद्यो मरणाय कल्पते । ભા. ૪–૩–૨૫

પ્રતિષ્ઠિત મનુષ્યનું પોતાનાં જ સ્વજનો તરફથી થયેલુ અપમાન તત્કાળ મરણરૂપ થાય છે.

૩૭ સંબંધીના અપમાનનાં કારણ :—

राज्यस्य भूमेर्वित्तस्य स्त्रियो मानस्य तेजसः ।
मानिनोऽन्यस्य वा हेतो श्रीमदान्धाः क्षिपन्ति हि ॥

ભા. ૧૦–૫૪–૪૧

લક્ષ્મીના મદથી અન્ધ બનેલા અભિમાની મનુષ્યો, રાજ્ય, ભૂમિ, ધન, સ્ત્રી, માન, તેજ કે બીજા કોઈ પણ કારણને લીધે સંબધીઓનું અપમાન કરે છે.

૩૮. અતિપરિચયથી અવજ્ઞા થાય છે :—

सन्निकर्षो हि मर्त्यानामनादरणकारणम् ।
गाङ्गं हित्वा यथान्याम्भस्तत्रत्यो याति शुद्धये ॥

ભા. ૧૦–૮૪–૩૧

વધુ સહવાસ મનુષ્યોને એકબીજા તરફ અનાદર ઉત્પન્ન કરે છેઃ જેવી રીતે ગંગાકિનારે રહેનારો માણસ ગંગાનું જળ છોડીને પોતાની શુદ્ધિ માટે બીજાં સ્થાનોમાં જાય છે.

## (૪) ક્રિયા

૩૯. પ્રિયદર્શન દુર્લભ હોય છે :—

दुर्लभं प्रियदर्शनम् ॥ ભા. ૧૦-૫-૨૪

પ્રિય મનુષ્યનું દર્શન દુર્લભ હોય છે.

૪૦. ભેદદર્શનનું ફળ:—

आत्मनश्च परस्यापि यः करोत्यन्तरोदरम् ।
तस्य भिन्नदृशो मृत्युर्विदधे भयमुल्बणम् ॥ ભા. ૩-૨૯-૨૬

જે મનુષ્ય પોતામાં અને બીજામાં માત્ર શરીરની જ ભિન્નતાને લીધે લેશમાત્ર પણ ભેદ જુએ છે તેવા ભેદદર્શી મનુષ્યને હું મૃત્યુરૂપે ઉગ્ર ભય કરું છું.

૪૧. ચતુર્વિધ પુરુષાર્થસેવનનું ફળ :—

न कुर्यात्कर्हिचित्सङ्गं तमस्तीव्रं तितीरिषुः ।
धर्मार्थकाममोक्षाणां यदत्यन्तविघातकम् ॥ ભા. ૪-૨૨-૩૫

તીવ્ર અંધકારરૂપ આ સંસારને તરવાની જેને ઇચ્છા હોય તે પુરુષે જે વસ્તુ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચારે પુરુષાર્થોની બાધક હોય, તેનો કદી સંગ કરવો નહિ.

૪૨. ભોજન કરાવવાનો વિધિ અને ફળ :—

देशे काले च सम्प्राप्ते मुन्यन्नं हरिदैवतम् ।
श्रद्धया विधिवत्पात्रे न्यस्तं कामधुगक्षयम् ॥
देवर्षिपितृभूतेभ्य आत्मने स्वजनाय च ।
अन्नं संविभजन्पश्येत् सर्वं तत्पुरुषात्मकम् ॥ ભા. ૭-૧૫-૫-૬

યોગ્ય દેશ અને કાલ પ્રાપ્ત થતાં શ્રીહરિને નૈવેદ્ય તરીકે અર્પણ કરેલું, સામો—નીવાર વગેરે મુનિઓનું અન્ન, જો શ્રદ્ધા અને વિધિપૂર્વક સુપાત્રને જમાડ્યું હોય, તો તે અક્ષય થઈને (જનીને) સર્વ કામનાઓ પૂર્ણ કરે છે. દેવો, ઋષિઓ, પિતૃઓ તથા પ્રાણીઓ માટે, પોતાને માટે તથા સ્વજનો માટે અન્નનો યોગ્ય વિભાગ કરવો અને તે તે સર્વને ઈશ્વર સ્વરૂપ જોવાં.

૪૩. જનસમુદાયની અસત્કાર્યમાં સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છેઃ—

लोको विकर्मनिरतः कुशले प्रमत्तः । भा. १०-७०-२६

માણસો સ્વાભાવિક રીતે જ ખરાબ કૃત્યોમાં પ્રવૃત્ત થાય છે અને સત્કાર્યોમાં પ્રમાદ કરે છે.

૪૪. દૂર રહેલી વસ્તુનું આકર્ષણ વિશેષ હોય છેઃ—

यथा दूरतरे प्रेष्ठे मन आविश्य वर्तते ।
स्त्रीणां च न तथा चेतः सन्निकृष्टेऽक्षिगोचरे

भा. १०-४७-३५

પોતાના દૂર રહેલા પતિમાં સ્ત્રીઓનું મન જેવું પરોવાયેલું રહે છે તેવું પોતાની દૃષ્ટિ આગળ રહેલા પતિમાં પરોવાયેલું રહેતું નથી.

૪૫. મહાપુરુષનું શરણ સફળ છે :—

आर्तोपसर्पणं भूमन्नमोघं हि महीयसि । भा. ३-१४-१४

દુઃખી મનુષ્યનું મહાન પુરુષને શરણે જવું સફળ થાય છે.

૪૬. શ્રમની નિષ્ફળતા :—

येषां न तुष्टो भगवान् यज्ञलिङ्गो जनार्दनः ।
तेषां श्रमो ह्यपार्थाय ... ... ॥ भा ३-१३-१३

જેઓના ઉપર ભગવાન યજ્ઞમૂર્તિ જનાર્દન પ્રસન્ન થયા નથી તેઓનો સર્વ પરિશ્રમ કેવળ વ્યર્થ જ છે.

૪૭. લોકવ્યવહારનું ફળ :—

लोकः स्वयं श्रेयसि नष्टदृष्टि-
र्योऽर्थान्समीहेत निकामकामः ।
अन्योऽन्यवैरः सुखलेशहेतो-
रनन्तदुःखं च न वेद मूढः ॥ भा. ५-५-१६

લોકવ્યવહારમાં પડેલો મનુષ્ય સ્વતઃ જ પોતાના કલ્યાણ સાધનમાં જ્ઞાનશૂન્ય હોય છે. કારણ કે એ મનુષ્ય વિષયોની જ ઇચ્છા કરે છે, એ વાસનાથી મૂઢ બની જઈને તે અતિ અલ્પસુખને માટે

પરસ્પર વૈર કરે છે, અને તેથી પ્રાપ્ત થતા અનંત દુઃખને જાણતો નથી.

૪૮ પુરુષાર્થની સફળતા :—

धर्मस्य ह्यापवर्गस्य नार्थोऽर्थायोपकल्पते ।
नार्थस्य धर्मैकान्तस्य कामो लाभाय हि स्मृतः ॥
कामस्य नेन्द्रियप्रीतिर्लाभो जीवेत यावता ।
जीवस्य तत्त्वजिज्ञासा नार्थो यश्चेह कर्मभिः भा. १-२-९-१०

ધર્મનું ફળ ધન, સ્ત્રી, પુત્ર ઇત્યાદિના મમત્વમાં નથી પણ મોક્ષ પ્રાપ્ત કરવામાં છે. અર્થ(ધનાદિ સંપત્તિ)નું ફળ વિષયભોગ નથી પણ ધર્મપ્રાપ્તિ છે. કામનુ ફળ પણ ઇન્દ્રિયોની પ્રસન્નતા નથી; પરન્તુ જેટલાથી જીવી શકાય તેટલો તેનો ઉપયોગ છે અને જીવનનું ફળ તત્ત્વજિજ્ઞાસા છે, કર્મો અને તેનાં ફળરૂપ સુખો નથી.

૪૯ દુષ્ટની હત્યા આનંદપ્રદ છે :—

मोदेत साधुरपि वृश्चिकसर्पहत्या ॥ भा. ७-९-१४

વીંછીની કે સર્પની હત્યાથી સજ્જન મનુષ્ય પણ ખુશી થાય.

## (૫) દૈવ (ભાગ્ય)

૫૦. ભાગ્યની વિચિત્રતા—

૧. यत्र धर्मसुतो राजा गदापाणिर्वृकोदरः ।
कृष्णोऽस्त्री गाण्डिवं चापं सुहृत्कृष्णस्ततो विपत् ॥
भा १-१-१५

ધર્મપુત્ર મહારાજ યુધિષ્ઠિર, ગદાધારી ભીમસેન, ધનુર્ધારી અર્જુન, ગાંડીવ જેવું ધનુષ અને શ્રીકૃષ્ણ મિત્ર તરીકે હોવા છતાં (પાંડવોને) વિપત્તિ (એ કેવળ ભાગ્યની બલિહારી છે.)

... ... ... गतिर्घातुर्दुरत्यया ।
उपस्थितो निवर्तेत निभृतः पुनरापतेत् ॥
मानेर्यथा दारवियोगयोगयो-

रद्दष्टतोऽन्यन्ननिमित्तमस्ति ।
एवं हि जन्तोरपि दुर्विभाव्यः
शरीरसंयोगवियोगहेतुः ॥ ભા. ૧૦-૧-૫૦-૫૧

વિધાતાની ગતિ ન જાણી શકાય એવી છે. કોઈ વખતે આવેલું મૃત્યુ અટકી જાય છે અને અટકી ગયેલું મૃત્યુ આવે છે. જેમ અગ્નિને કોઈ લાકડાં સાથે સંબંધ થતો નથી અને કોઈની સાથે સંબંધ થાય છે, તેમાં દૈવ વિના બીજું કંઈ પણ કારણ નથી. તેમ પ્રાણીને પણ શરીરનો સંયોગ અને વિયોગ થાય છે, તેનું કારણ અચિંત્ય છે.

૫૨. ભાગ્યની સત્તા :—

अहो विधातस्तव न क्वचिद्दया
संयोज्य मैत्र्या प्रणयेन देहिनः ।
तांश्चाकृतार्थान् वियुनङ्क्ष्यपार्थकं
विक्रीडितं तेऽर्भकचेष्टितं यथा ॥ ભા. ૧૦-૩૬-૧૯

અહો ! ઓ વિધાતા ! તને કોઈના ઉપર દયા નથી ! તું પ્રાણીઓને મિત્રતા અને સ્નેહથી પરસ્પર જોડીને તેઓએ મિત્રતા અને સ્નેહનો કંઈ પણ ઉપભોગ ન કર્યો હોય તે પહેલાં જ તેઓનો પરસ્પર વિયોગ કરાવે છે, આ ઉપરથી જણાય છે કે તારી આ ક્રીડા બાળકની રમત જેવી છે.

૫૨. ભાગ્યની પ્રતિકૂળતામાં સર્વ પ્રતિકૂળ બને છે:—

सुहृदो ज्ञातयः पुत्रा भ्रातरः पितरावपि ।
नानुस्मरन्ति स्वजनं यस्य दैवमदक्षिणम् ॥ ભા. ૧૦-૮૨-૨૦

*જે મનુષ્યનું દૈવ અનુકૂળ હોતું નથી, તેને તેના મિત્રો, જ્ઞાતિજનો, પુત્રો, ભાઈઓ અને માબાપ વગેરે કોઈ સંભારતાં નથી.*

૫૩. ભાગ્યની પ્રબળતા (કર્મરૂપે):—

... ... ... जनैर्दिष्टं भुज्यते ॥ ભા. ૧૨-૬-૨૭

પ્રાણીમાત્ર પોતાનું પ્રારબ્ધકર્મ ભોગવે છે.

૫૪. અશુભનો નાશ કરનાર સાધનો :—

विधिरेष ह्यरिष्टघ्नो मङ्गलायनमुत्तमम् ।

देवद्विजगवां पूजां भूतेषु परमो भवः ॥ ભા. ૧૧-૩૦-૬

દેવો, બ્રાહ્મણો તથા ગાયોની પૂજા પ્રાણીઓનાં પરમ કલ્યાણનું કારણ, અશુભનો નાશ કરનાર, અને મંગળપ્રદ છે.

## પુણ્ય, પાપ, પ્રાયશ્ચિત્ત

૫૫. પુણ્ય-પાપનો હેતુ :—

सम्भवन्ति हि भद्राणि विपरीतानि चानघाः ।

कारिणां गुणसङ्गोऽस्ति देहवान्नह्यकर्मकृत् ॥

येन यावान्यथाधर्मो धर्मो वेह समीहितः ।

स एव तत्फलं भुङ्क्ते तदा तावदमुत्र वै ॥ ભા. ૬-૧-૪૪,૪૫

કોઈ પણ કર્મના કર્તાને પુણ્ય અથવા પાપ લાગે છે, કારણ કે કર્મનો કરનાર સત્ત્વાદિ ગુણોવાળો હોય છે. કોઈ પણ દેહધારી કર્મ કર્યા વિના રહી શકતો નથી. તેથી જે પ્રાણી જેટલો ધર્મ અથવા અધર્મ કરે છે, તેટલું તે ધર્મ કે અધર્મનું ફળ અહીં તેમજ પરલોકમાં ભોગવે છે. ધર્મનું ફળ પુણ્ય છે અને અધર્મનું ફળ પાપ છે.

૫૬. પુણ્ય-પાપના ક્ષયનાં સાધનો :—

भोगैः पुण्यक्षयं कुर्यादभोगैरशुभक्षयम् ॥ ભા. ૪-૧૨-૧૩

ભોગો વડે પુણ્યનો ક્ષય તથા યજ્ઞાદિ ક્રિયાઓરૂપ અભોગ વડે પાપક્ષય કરવો.

૫૭. પાપનું ઔષધ પ્રાયશ્ચિત્ત :—

तस्मात्पुरैवाश्विह पापनिष्कृतौ

यतेत मृत्योरविपद्यताऽऽत्मना ।

दोषस्य दृष्ट्वा गुरुलाघवं यथा

भिषक्चिकित्सेत रुजां निदानवित् ॥ ભા. ૬-૧-૮

જેમ કોઈ વૈદ્ય પોતે રોગોના નિદાનને જાણતો હોઈને વાત, પિત્ત અને કફરૂપી દોષોનું ઓછાવત્તાપણુ જોઈને તેની યોગ્ય ચિકિત્સા કરે છે, તેમ મનુષ્યે પણ પોતાના મૃત્યુની પહેલાં જ સત્વર પાપનું પ્રાયશ્ચિત કરવા યત્ન કરવો જોઈએ.

૫૮. પ્રાયશ્ચિત્તનો અધિકારી અને સાધનો :—

कर्मणा कर्मनिर्हारो न ह्यात्यन्तिक इष्यते ।
अविद्वदधिकारित्वात्प्रायश्चित्तं विमर्शनम् ॥
नाश्नतः पथ्यमेवान्नं व्याधयोऽभिभवन्ति हि ।
एवं नियमकृद्राजन्शनैः क्षेमाय कल्पते ॥
तपसा ब्रह्मचर्येण शमेन च दमेन च ।
त्यागेन सत्यशौचाभ्यां यमेन नियमेन च ॥
देहवाग्बुद्धिजं धीरा धर्मज्ञाः श्रद्धयान्विताः ।
क्षिपन्त्यघं महदपि वेणुगुल्ममिवानलः ॥
केचित्केवलया भक्त्या वासुदेवपरायणाः ।
अघं धुन्वन्ति कार्त्स्न्येन नीहारमिव भास्करः ॥

ભા. ૬–૧–૧૧–૧૫

પ્રાયશ્ચિત્તથી પાપનો સમૂળગો નાશ થાય છે, એમ માનવું નહિ, કારણ કે પ્રાયશ્ચિત્તનો અધિકારી અજ્ઞાની મનુષ્ય જ હોય છે, અને અજ્ઞાની મનુષ્યોને માટે જ પ્રાયશ્ચિતો છે. જેમ પથ્ય આહારનું ભોજન કરનારા મનુષ્યોને રોગો પીડા કરતા નથી, તેમ હે રાજા! નિયમો વગેરેને પાળનારો મનુષ્ય પણ ધીમે ધીમે કલ્યાણ પ્રાપ્ત કરે છે. જેમ અગ્નિ, વાંસની મોટી ઝાડીને પણ બાળીને ભસ્મ કરે છે, તેમ ધર્મવેત્તા, શ્રદ્ધાળુ અને ધીર પુરુષો શરીર, વાણી તથા મનથી ઉત્પન્ન થયેલાં નાનાં મોટાં પાપનો તપ, બ્રહ્મચર્ય, મનના નિયમરૂપ શમ, બાહ્યેન્દ્રિયોના નિયમરૂપ દમ, દાન, સત્ય, પવિત્રતા, યમ અને નિયમ વડે નાશ કરે છે... ત્યારે કેટલાક ભક્ત પુરુષો કેવળ ભગવત્-

પરાયણ જ રહીને, ભગવાનની ભક્તિથી જ, જેમ સૂર્ય સંપૂર્ણ ઝાકળનો નાશ કરે છે, તેમ સમગ્ર પાપોનો નાશ કરે છે.

૫૯. પ્રાયશ્ચિત્તની નિષ્ફળતા :—

प्रायश्चित्तानि चीर्णानि नारायणपराङ्मुखम् ।
न निष्पुनन्ति राजेन्द्र सुराकुम्भमिवापगाः ॥ भा. ६-१-१८

જે પાપી મનુષ્ય નારાયણથી વિમુખ રહે છે, તે ભલે અનેક પ્રકારનાં પ્રાયશ્ચિત્તો કરે; તો પણ જેમ મદિરાના કલશને નદીઓ પવિત્ર કરી શકતી નથી, તેમ એ પાપી મનુષ્યને પ્રાયશ્ચિત્તો પવિત્ર કરી શકતાં નથી.

૬૦. સર્વશ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત ભક્તિ :—

न तथा ह्यघवान् राजन् पूयेत तप आदिभिः ।
यथा कृष्णार्पितप्राणस्तत्पूरुषनिषेवया ॥ भा. ६-१-१६

હે રાજન્ ! કોઈ પણ પાપી મનુષ્ય શ્રીકૃષ્ણ ભગવાન અને તેમનાભક્તોની સેવામાં સર્વસ્વ અર્પણ કરી દઈને જેવો પવિત્ર થાય છે, તેવો તપશ્ચર્યા વગેરેથી પવિત્ર થતો નથી.

૬૧. સર્વશ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત-કીર્તન :—

तस्मात्संकीर्तनं विष्णोर्जगन्मङ्गलमंहसाम् ।
महतामपि कौरव्य विद्ध्यैकान्तिकनिष्कृतम् ॥ भा. ६-३-३१

હે કુરુવંશી પરીક્ષિત રાજા ! વિષ્ણુ ભગવાનનું કીર્તન જગતના મંગળરૂપ છે. અને મોટાં પાપોનું પણ તે સર્વોત્કૃષ્ટ પ્રાયશ્ચિત્ત છે.

૬૨. સર્વોત્તમ પ્રાયશ્ચિત્ત-નામસ્મરણ :—

स्तेनः सुरापो मित्रध्रुग् ब्रह्महा गुरुतल्पगः ।
स्त्रीराजपितृगोहन्ता ये च पातकिनोऽपरे ॥
सर्वेषामप्यघवतामिदमेव सुनिष्कृतम् ।
नामव्याहरणं विष्णोर्यतस्तद्विषया मतिः ॥ भा. ६-२-९-१०

જે મનુષ્ય ચોર, મદિરાપાન કરનાર, મિત્રદ્રોહી, બ્રહ્મહત્યા કરનાર, ગુરુપત્નીની સાથે વ્યભિચાર કરનાર સ્ત્રી રાજા, પિતા તથા

ગાયોનો વધ કરનાર, આ તથા એ સિવાયના પણ બીજા જે પાપી હોય, તે સર્વ માટે શ્રીહરિનું નામોચ્ચારણ જ સર્વોત્તમ પ્રાયશ્ચિત્ત છે. કારણ કે નામસ્મરણથી એની બુદ્ધિ ઈશ્વરવિષયક બને છે.

૬૩. સ્મૃતિશાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત :—

**गुरूणां च लघूनां च गुरूणि च लघूनि च।**
**प्रायश्चित्तानि पापानां ज्ञात्वोक्तानि महर्षिभिः॥** ભા. ૬-૨-૧૬

(મનુ આદિ) મહર્ષિઓએ મોટાં પાપોનાં મોટાં પ્રાયશ્ચિત્તો અને નાના પાપોનાં નાનાં પ્રાયશ્ચિત્તો તત્ત્વપૂર્ણ રીતે સ્મૃતિઓમાં કહ્યાં છે.

૬૪. હિંસાનો પ્રતિકાર હિંસા નથી-અહિંસા છે:—

**यथा पङ्केन पङ्काम्भः सुरया वा सुराकृतम्।**
**भूतहत्यां तथैवैकां न यज्ञैर्मार्ष्टुमर्हति॥** ભા. ૧-૮-૫૨

જેમ કાદવથી કાદવવાળું જળ સ્વચ્છ કરી શકાય નહિ, અથવા થોડી મદિરાથી થયેલી અપવિત્રતા પુષ્કળ મદિરાથી દૂર થઈ શકે નહિ તેમ કેવળ પ્રમાદથી થયેલી એક જ પ્રાણીની હિંસા પણ બુદ્ધિપૂર્વક કરેલા હિંસાપ્રાય યજ્ઞોથી દૂર થઈ શકે નહિ.

૬૫. રાજવધ પાપ છે:—

**राज्ञो मूर्धाभिषिक्तस्य वधो ब्रह्मवधाद्गुरुः।** ભા. ૯-૧૫-૪૧

જેનો અભિષેક થયો છે એવા રાજાનો વધ બ્રાહ્મણના વધ કરતાં પણ વધારે પાપયુક્ત છે.

## સિદ્ધિ, સુખ, દુઃખ

૬૬. સિદ્ધિઓની સંખ્યા અને સ્વરૂપ:—

**सिद्धयोऽष्टादश प्रोक्ता धारणायोगपारगैः।**
**तासामष्टौ मत्प्रधाना दशैवगुणहेतवः॥**
**अणिमा महिमा मूर्तेर्लघिमा प्राप्तिरिन्द्रियैः।**
**प्राकाम्यं श्रुतदृष्टेषु शक्तिप्रेरणमीशिता॥**
**गुणेष्वसङ्गो वशिता यत्कामस्तदवस्यति।**

एता मे सिद्धयः सौम्य ! अष्टावौत्पत्तिकी मताः ॥-
अनूर्मिमत्त्वं देहेऽस्मिन् दूरश्रवणदर्शनम् ।
मनोजवः कामरूपं परकायप्रवेशनम् ॥
स्वच्छन्दमृत्युर्देवानां सहक्रीडानुदर्शनम् ।
यथासङ्कल्पसंसिद्धिराज्ञाप्रतिहता गतिः ॥
त्रिकालज्ञत्वमद्वन्द्वं परचित्ताद्यभिज्ञता ।
अग्न्यर्काम्बुविषादीनां प्रतिष्टम्भोऽपराजयः ॥
एताश्चोद्देशतः प्रोक्ता योगधारणसिद्धयः ॥ भा. ११-१५-३-९

યોગવિદ્યા જાણનારાઓએ અઢાર સિદ્ધિઓ કહેલી છે, તેમાં આઠ સિદ્ધિઓ મારે (ભગવાનને) લીધે (ભગવાનના અનુગ્રહથી) અને બાકીની દશ બીજા સાંસારિક વિષયોના કારણભૂત છે. અણિમા, મહિમા અને લઘિમા નામની ત્રણ સિદ્ધિઓ દેહ સંબંધી હોય છે. સર્વ પ્રાણીઓની ઇન્દ્રિયો સાથે તેના અધિષ્ઠાતા દેવરૂપે પોતાનો સંબંધ કરવો તે 'પ્રાપ્તિ' નામની સિદ્ધિ છે. આ લોકના તથા પરલોકના સર્વ વિષયો જોવાનું સામર્થ્ય તે 'પ્રાકામ્ય' નામની સિદ્ધિ છે. ઈશ્વરની માયાથી બીજાઓમાં પ્રેરણા કરવાનું સામર્થ્ય તે 'ઇશિતા' નામની સિદ્ધિ છે. વિષયભોગોમાં પોતાની આસક્તિ થવા ન દેવી તે 'વશિતા' નામની સિદ્ધિ છે પોતે ઇચ્છેલા દરેક પદાર્થો અને સુખો મેળવવાની શક્તિને 'પ્રાકામ્ય' નામની સિદ્ધિ કહે છે. હે ઉદ્ધવ ! આ મારી (ભગવાનથી પ્રાપ્ત થનારી) સ્વાભાવિક સિદ્ધિઓ છે. આ દેહમાં ક્ષુધા-તૃષાદિ ઉત્પન્ન ન થવા દેવાં તે 'અનૂર્મિમત્ત્વ' નામની સિદ્ધિ છે. ગમે તેટલા અંતરથી પણ સાંભળવું તે 'દૂરશ્રવણ' નામની સિદ્ધિ છે. મનના વેગ પ્રમાણે દેહની ગતિ કરવી, તે 'મનોજવ' નામની સિદ્ધિ છે. ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરવું તે 'કામરૂપ' નામની સિદ્ધિ છે. ગમે તેના શરીરમાં પેસવું તે 'પરકાયપ્રવેશ'-નામની સિદ્ધિ છે. ઇચ્છામાં આવે ત્યારે મરવું તે 'સ્વચ્છન્દ-મૃત્યુ' નામની સિદ્ધિ છે. દેવોની સાથે અપ્સરાઓની ક્રીડા જોઈ શકવી તે

'ક્રીડાદર્શન' નામની સિદ્ધિ છે. પોતે જે વસ્તુનો સંકલ્પ કરે તે વસ્તુ પ્રાપ્ત થવી તે 'સંકલ્પસિદ્ધિ' નામની સિદ્ધિ છે અને પોતાની આજ્ઞાને હરકોઈ સ્થળે પળાવવી તે 'આજ્ઞા–પ્રતિહતા–ગતિ' નામની સિદ્ધિ છે. આ અઢાર સિદ્ધિઓ સિવાયની બીજી પાંચ ક્ષુદ્ર સિદ્ધિઓ પણ છે. ત્રણે કાળનું જ્ઞાન તે 'ત્રિકાલજ્ઞત્વ' નામની સિદ્ધિ છે. ટાઢ કે તાપ વગેરેની અસર ન થાય તે 'અદ્વંદ્વ' નામની સિદ્ધિ છે. બીજાના મનને જાણી જવું તે 'પરચિત્તાભિજ્ઞતા' નામની સિદ્ધિ છે. અગ્નિ, સૂર્ય તથા જળ વગેરેને રોકી દેવાં તે 'પ્રતિષ્ટંભ' નામની સિદ્ધિ છે. અને કોઈથી પણ હારવું નહિ તે 'અપરાજય' નામની સિદ્ધિ છે. યોગધારણાથી પ્રાપ્ત થતી આ સિદ્ધિઓ મેં તમને (ઉદ્ધવજીને) સકારણ કહી છે.

૬૭. સિદ્ધિઓનું મૂળ–ભગવાનનું શરણ :—

स्वर्गापवर्गयो: पुंसां रसायां भुवि संपदाम् ।
सर्वासामपि सिद्धीनां मूलं तच्चरणार्चनम् ॥ भा. १०-८१-१९

શ્રીકૃષ્ણના ચરણનું પૂજન જ પુરુષોને સ્વર્ગનું, મોક્ષનું, રસાતલની સંપત્તિઓનું, પૃથ્વી પરની સંપત્તિઓનું તથા સર્વ સિદ્ધિઓનું મૂળ કારણ છે.

૬૮. સુખ–દુઃખની વ્યાખ્યા :—

१. सुखं दु:खसुखात्ययः । दु:खं कामसुखापेक्षा ॥ भा. ११-१९-४१

સુખ અને દુઃખની જ્ઞાનથી નિવૃત્તિ (અસર ન થવી) તે જ સુખ છે, અને વિષયભોગની ઈચ્છા રાખવી તે દુઃખ છે.

२. आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम् ।
भा. ११-८-४४

ખરેખર! વિષયોમાં સુખોપભોગની આશા–તૃષ્ણા એ જ પરમ દુઃખ અને મિથ્યા વિષયોમાં વૈરાગ્યભાવ–એ જ પરમ સુખ છે.

૬૯. સાચું સુખ :—

संन्यासे सर्वथा सुखम् । भा. माहात्म्य. ४-१६

સંન્યાસમાં જ બધી રીતે સુખ છે.

૭૦. નિરાશા-તૃષ્ણારહિતપણું-એ મોટું સુખ છેઃ—

परं सौख्यं हि नैराश्यम् । मा. १०-४७-४

નિરાશા એટલે તૃષ્ણારહિતપણું એ મોટું સુખ છે.

## સામાન્ય નીતિ

૭૧. સામાન્ય નીતિઃ—

किं दुर्मर्षं तितिक्षूणां किमकार्यमसाधुभिः ।
किं न देयं वदान्यानां कः परः समदर्शिनाम् ॥

मा. १०-७२-१९

સહનશીલ પુરુષોને દુઃસહ શું છે? દુષ્ટ પુરુષો કયું ખરાબ કામ નથી કરતા? દાતા પુરુષોને ન આપવા લાયક શું છે? અને સમદૃષ્ટિવાળા પુરુષોને પારકો કોણ છે?

૭૨. સારગ્રહણ આવશ્યક છે—

सर्वतः सारमादत्ते यथा मधुकरो बुधः ॥ मा. ४-१८-२

વિદ્વાન પુરુષ ભ્રમરની પેઠે સર્વમાંથી સારગ્રહણ કરે છે.

૭૩. અરાજકતામાં લોકસ્થિતિઃ—

अलक्ष्यमाणे नरदेवनाम्नि
रथाङ्गपाणावयमङ्ग लोकः ।
तदा हि चौरप्रचुरो विनंक्ष्य-
त्यरक्ष्यमाणोऽविवरूथवत्क्षणात् ॥
तदद्य नः पापमुपैत्यनन्वयं
यन्नष्टनाथस्य वसोर्विलुम्पकात् ।
परस्परं घ्नन्ति शपन्ति वृञ्जते
पशून्स्त्रियोऽर्थान् पुरुदस्यवो जनाः ॥
तदाऽऽर्यधर्मश्च विलीयते नृणां
वर्णाश्रमाचारयुतस्त्रयीमयः ॥

ततोऽर्थकामाभिनिवेशितात्मनां
शुनां कपीनामिव वर्णसङ्करः ॥ भा. १-१८-४३-४४-४५

રાજાનું નામ ધારણ કરનાર આ વિષ્ણુ અદશ્ય થતાં જગત રક્ષણ રહિત થશે, ચોર લોકોથી પૃથ્વી ભરપૂર બની જશે, ધણી વિનાનાં ઘેટાંનાં ટોળાંની પેઠે ક્ષણમાં વિનાશ પામશે.

રાજા ન હોય ત્યારે મનુષ્યો એકબીજાનાં પશુઓ, સ્ત્રીઓ તથા ધનને લૂંટી લે છે અને ચોર બની જાય છે. વળી તે સમયમાં મનુષ્યોનો વેદોક્ત સદાચાર વિનાશ પામે છે. અને તેથી કૂતરાં અને વાંદરાંની પેઠે એકબીજાના અર્થ-કામને લેઈ લેવાના મનવાળાં મનુષ્યોમાં વર્ણસંકરતા ઊભી થાય છે.

૭૪. ભક્તિમાન રાજાની અસર :—

स्वर्गो न प्रार्थितो यस्य मनुजैरमरप्रियः।
शृण्वद्भिरुपगायद्भिरुत्तमश्लोकचेष्टितम् ॥ भा. ९-४-२४

તે રાજાની પ્રજાજનો પણ ભગવાનનાં ચરિત્રોનું શ્રવણ અને ગાન કરતાં હતાં અને તેથી તેઓ દેવોને પ્રિય સ્વર્ગની ઇચ્છા કરતાં ન હતાં. (સુરાજ્ય સ્વર્ગસમાન છે).

૭૫. સ્વરાજ્યનું સુખ :—

समर्द्धयन्ति तान् कामाः स्वराज्यपरिभाविताः।
दुर्लभा नापि सिद्धानां मुकुन्दं हृदि पश्यति ॥ भा. ९-४-२५

મુકુંદ ભગવાનનો હૃદયમાં સાક્ષાત્કાર કરતા તે રાજાના સેવકજનોને, સિદ્ધોને પણ દુર્લભ એવા વિષયભોગો આનંદ ઉપજાવી શકતા ન હતા; કારણ કે સ્વરાજ્યના સુખે સર્વ વિષયોને તુચ્છકારી કાઢ્યા હતા.

૭૬. સ્રીનો વિશ્વાસ કરવો નહિ :—

૧. स्त्रीणां नैव तु विश्वासं दुष्टानां कारयेद् बुधः।
विश्वासे यः स्थितो मूढः स दुःखैः परिभूयते ॥ भा. मा. ५-१

સમજુ પુરુષે દુષ્ટ સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો જોઈએ. જે મૂર્ખ પુરુષ સ્ત્રીઓ પર વિશ્વાસ રાખે છે તે ઘણાં દુઃખોથી દુઃખી થાય છે.

२. विश्वासं पण्डितो जातु कामिनीषु न याति हि ॥ ભા. ૮-૯-૧૦

પંડિત પુરુષ સ્ત્રીઓનો કદી વિશ્વાસ કરતો નથી.

૭૭. વૃદ્ધાવસ્થા કાલકન્યા છે.

कालकन्या जरा साक्षाल्लोकस्तां नाभिनन्दति ॥ ભા. ૪-૨૯-૨૨

વૃદ્ધાવસ્થા કાળની પુત્રી છે, જે માણસોને જરાય ગમતી નથી.

૭૮. સ્ત્રી ઉપર પ્રહાર કરવો નહિ :—

प्रहरन्ति न वै स्त्रीषु कृतागस्स्वपि जन्तवः ॥ ભા ૪-૧૭-૨૦

સામાન્ય મનુષ્યો પણ અપરાધ કરનારી હોવા છતાં સ્ત્રીઓ ઉપર પ્રહાર કરતા નથી.

૭૯. દૈવાધીન વિષય ઉપર વિશ્વાસ રાખવો નહિ .—

दैवाधीनेषु कामेषु दैवाधीनः स्वयं पुमान् ।
को विश्रम्भेत योगेन योगेश्वरमनुव्रतः ॥ ભા ૩-૨-૨૨

યોગદ્વારા યોગેશ્વર-શ્રીકૃષ્ણને અનુસરનારો કયો દૈવાધીન પુરુષ દૈવાધીન વિષયો ઉપર વિશ્વાસ કરે ?

૮૦. સુમાર્ગ, કુમાર્ગ અને સ્વર્ગની વ્યાખ્યા :—

पन्था मन्निगमः स्मृतः ।

મને પ્રાપ્ત કરાવનાર એ જ સાચો માર્ગ છે.

उत्पथश्चित्तविक्षेपः ।

જે માર્ગમાં ચિત્ત ક્ષુભિત થાય છે તે પ્રતિમાર્ગ અવળો માર્ગ છે.

स्वर्गः सत्त्वगुणोदयः ॥ ભા. ૧૧-૧૯-૪૨

સત્ત્વગુણની વૃદ્ધિ તે જ સ્વર્ગ છે.

૮૧. સ્વર્ગ અને નરક અહિં જ છે:—

अत्रैव नरकः स्वर्ग इति मातः प्रचक्षते ।
या यातना वै नारकयस्ता इहाप्युपलक्षिताः ॥ भा. ३-३०-२९

હે માતા! વિદ્વાનો કહે છે કે સ્વર્ગ કે નરક એ બધું અહિં જ છે, કારણ કે નરકની યાતનાઓ અહીં (આ લોકમાં) પણ જોવામાં આવે છે.

૮૨. નરકની વ્યાખ્યા:—

नरकस्तम उन्नाहः । भा. ११-१९-४३

તમોગુણની વૃદ્ધિ તે નરક છે.

૮૩ સર્વોત્તમ દેશની વ્યાખ્યા:—

स वै पुण्यतमो देशः सत्पात्रं यत्र लभ्यते । भा. ७-१४-२७

જેમાં સત્પાત્ર (સજ્જનો) મળે તેજ દેશ પુણ્યકારક છે.

૮૪. ઘરની વ્યાખ્યા:—

गृहं शरीरं मानुष्यम् ॥ भा. ११-१९-४३

પ્રભુને પ્રાપ્ત કરવામાં સાધનભૂત થતું મનુષ્યશરીર એ જ સાચું ઘર છે.

૮૫. 'ઋષભ' શબ્દની વ્યાખ્યા:—

इदं शरीरं मम दुर्विभाव्यं
सत्त्वं हि मे हृदयं यत्र धर्मः ।
पृष्ठे कृतो मे यदधर्म आरा-
दतो हि मामृषभं प्राहुरार्याः ॥ भा. ५-५-१९

મારું આ મનુષ્યશરીર મેં મારી ઇચ્છાથી જ ગ્રહણ કર્યું છે. શુદ્ધ સત્વગુણી ધર્મવાળું મારૂં હૃદય છે, મેં અધર્મને દૂર કર્યો છે, તેથી આર્ય પુરુષો મને 'ઋષભ' કહે છે. જેના હૃદયમાં સાત્વિક ધર્મ અને જીવનમાં અધર્મનો ત્યાગ તે જ ઋષભ-શ્રેષ્ઠ

૮૬. ગંગાજીની મહત્તા:—

या वै लसच्छ्रीतुलसीविमिश्र-
कृष्णाङ्घ्रिरेण्वभ्यधिकाम्बुनेत्री ।
पुनाति लोकानुभयत्र सेशान्
कस्तां न सेवेत मरिष्यमाणः ॥ ભા. ૧–૧૯–૬

સુશોભિત તુલસી દલથી મિશ્ર શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણથી જ સર્વોત્કૃષ્ટ જળનું વહન કરતી ગંગા ઉભય લોકને તેના અધિપતિ સાથે પવિત્ર કરે છે. તે ગંગા નદીને, સમીપ મરણવાળો કયો માણસ ન સેવે?

૮૭. દુ:ખી કોણ?—

गां दुग्धदोहामसतीं च भार्यां देहं पराधीनमसत्प्रजां च ।
वित्तं त्वतीर्थीकृतमङ्ग वाचं हीनां मया रक्षति दुःखदुःखी ॥
ભા. ૧૧–૧૧–૧૯

હે ઉદ્ધવ! જે દોહી લીધેલા દૂધવાળી-વસુકી ગયેલી ગાયને, વ્યભિચારિણી સ્ત્રીને, પરાધીન દેહને, દુષ્ટ સંતતિને, સુપાત્રે નહિ અપાયેલા ધનને, તથા મને નહિ ભજનારી વાણીને ધારણ કરે છે, તે અત્યંત દુ:ખી છે.

૮૮. સુખી કોણ?:—

शारीरा मानसा दिव्या वैयासे ये च मानुषाः ।
भौतिकाश्च कथं क्लेशा बाधन्ते हरिसंश्रयम् ॥

ભા. ૩–૨૨–૩૭

ભગવાનનો આશ્રય કરનારને શારીરિક, માનસિક, દૈવી કે ટાઢી-ગરમી જેવાં ભૌતિક દુ:ખો કેવી રીતે દુ:ખી કરી શકે? અર્થાત્ પરમાત્માને શરણે જનાર માણસ ત્રિવિધ તાપથી મુક્ત થાય છે.

૮૯. કોણ દુ:ખી થતો નથી:—

यस्य यद् दैवविहितं स तेन सुखदुःखयोः ।
आत्मानं तोषयन्देही तमसः पारमृच्छति ॥

गुणाधिकान्मुदं लिप्सेदनुक्रोशं गुणाधमात् ।
मैत्रीं समानादन्विच्छेन्न तापैरभिभूयते । भा. ૪-૮-૩૩, ૩૪

મનુષ્યને દૈવયોગે જ્યારે જે કંઈ પણ સુખ અથવા દુઃખ પ્રાપ્ત થાય છે, ત્યારે એમ સમજવું કે સુખ પ્રાપ્ત થતાં પુણ્યનો ક્ષય થાય છે અને દુઃખ આવતાં પાપનો ક્ષય થાય છે. આમ માનીને સુખમાં કે દુઃખમાં પણ પોતાના આત્માને સંતુષ્ટ રાખનારો મનુષ્ય અજ્ઞાનરૂપ અંધકારને તરે છે.

પોતાના કરતાં અધિક ગુણવાનને જોઈ મનુષ્યે આનંદ પામવો જોઈએ, પોતાના કરતાં ગુણોથી અધમ મનુષ્યને જોઈ તેના પર દયા લાવવી જોઈએ અને પોતાના સમાન મનુષ્યને જોઈ, તેની સાથે મિત્રતા કરવી જોઈએ; આવો મનુષ્ય સંતાપ પામતો નથી.

૯૦. કોણ કોનો ત્યાગ કરે છે?:—

निःस्वं त्यजन्ति गणिका अकल्पं नृपतिं प्रजा ।
अधीतविद्या आचार्यमृत्विजो दत्तदक्षिणम् ॥
खगा वीतफलं वृक्षं भुक्त्वा चातिथयो गृहम् ।
दग्धं मृगास्तथारण्यं जारो भुक्त्वा रतां स्त्रियम् ॥

भा. ૧૦-૪૭-૭-૮

વેશ્યાઓ નિર્ધન પુરુષનો, પ્રજા અસમર્થ રાજાનો, વિદ્યાભ્યાસ કરી રહેલા વિદ્યાર્થીઓ પોતાના વિદ્યાગુરુનો, ઋત્વિજો જેની પાસેથી દક્ષિણા લઈ લીધી છે એવા યજમાનનો, પક્ષીઓ ફળ રહિત વૃક્ષોનો, અતિથિઓ ભોજન કરીને જમાડનારના ઘરનો અને મૃગો એટલે વનનાં પશુઓ બળી ગયેલા વનનો અને જાર પુરુષ આસક્ત સ્ત્રીને ભોગવી તેનો ત્યાગ કરે છે.

૯૨. દુષ્ટને વરદાન આપવું ઘાતક છે:—

वरः क्रूरनिसर्गाणामहीनाममृतं यथा । भा. ૭૨-૧૦-૩૦

ક્રૂર સ્વભાવવાળાઓને વરદાન આપવું તે સર્પોને દૂધ પાવા સરખું છે.

૯૨. સાપને દૂધ પાઈ ઉછેરનાર પોતાનો વિનાશ કરે છે:—

अहेरिव पयःपोषः पोषकस्याप्यनर्थभृत्। भा. ४–१४–१०

સાપને દૂધ પાઇને ઊછેરવો તે ઊછેરનારને જ અનર્થકર્તા થઈ પડે છે.

૯૩. ક્રોધને વશ થવું નહિ :—

येनोपसृष्टात्पुरुषाल्लोक उद्विजते भृशम्।
न बुधस्तद्वशं गच्छेदिच्छन्नभयमात्मनः॥ भा. ४–११–३२

પોતે નિર્ભય બનવા ઇચ્છતા ડાહ્યા પુરુષે જે ક્રોધયુક્ત પુરુષથી લોકો અત્યંત ઉદ્વેગ પામે છે, તે ક્રોધને વશ થવુ નહિ.

૯૪. દ્વાદશાક્ષર મંત્રનો મહિમા :—

जाप्यश्च परमो गुह्यः श्रूयतां मे नृपात्मज।
यं सप्तरात्रं प्रपठन् पुमान्पश्यति खेचरान्॥ भा. ४–८–५३

હે રાજપુત્ર ! જપ કરવા યોગ્ય પરમ ગુહ્ય "ॐ नमो भगवते वासुदेवाय" આ મંત્રનો સાત દિવસ જપ કરતાં પુરુષ આકાશગામી દેવતાઓનાં દર્શન કરે છે.

૯૫ શાસ્ત્રોનો સાર—ભગવત્પ્રાપ્તિ અને આત્મદર્શન:—

अस्त्येव राजन्भवतो मधुद्विषः
पादारविन्दस्य गुणानुवादने।
रतिर्दुरापा विधुनोति नैष्ठिकी
कामं कषायं मलमन्तरात्मनः॥
शास्त्रेष्वियानेव सुनिश्चितो नृणाम्
क्षेमस्य सध्र्यग्विमृशेषु हेतुः।
असङ्ग आत्मव्यतिरिक्त आत्मनि
दृढा रतिर्ब्रह्मणि निर्गुणे च या॥ भा. ४-२२-२०,२१

હે રાજન્! ભગવાનના ચરણકમળના ગુણોનું શ્રવણ કરવામાં તમને (પૃથુરાજને) પ્રીતિ છે. એ પ્રીતિ દુર્લભ છે. તે મનની અંદર

રહેલા કામરૂપી મેલનો તથા માન–માયા આદિ કષાયનો નાશ કરનારી છે ઉત્તમ વિચારવાળા શાસ્ત્રોમાં મનુષ્યોના કલ્યાણનું એ જ કારણ નક્કી કરવામાં આવ્યું છે કે આત્માથી ભિન્ન એવા દેહાદિ ઉપર વૈરાગ્ય કરવો અને નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ આત્મા ઉપર પ્રીતિ કરવી.

૯૬ યુદ્ધ એ જુગાર સમાન છે —

प्राणग्लहोऽयं समर इष्वक्षो वाहनासन ।
अत्र न ज्ञायतेऽमुष्य जयोऽमुष्य पराजय ॥ भा ६-१२-१७

યુદ્ધ એક જાતનો ચોપાટ બાજીનો જુગાર છે. જેમાં પ્રાણીઓ શરત છે, બાણો એ પાસા છે ને વાહનો તે ખાના છે, અને સૈનિકો સોગઠા છે. આમાં કોનો જય થશે કે કોનો પરાજય થશે એ કંઈ જણાતું નથી.

૯૭ શ્રાદ્ધમાં વિસ્તાર કરવો નહિ —

... ... सुसमृद्धोऽपि, श्राद्धे कुर्यान्न विस्तरम् ।
भा. ७-१५-३

ગૃહસ્થ પોતે ધનવાન હોય તો પણ તેણે શ્રાદ્ધમાં વિસ્તાર કરવો નહિ

૯૮. સમયપૂરતી શત્રુ સાથે પણ સંધિ કરવી :—

अरयोऽपि हि सन्धेया सति कार्यार्थगौरवे ।
अहिमूषकवद् देवा ह्यर्थस्य पदवीं गते ॥ भा. ८-६-१०

હે દેવો ! જ્યારે કોઈ મોટું કાર્ય કરી લેવાનો પ્રસંગ આવે ત્યારે શત્રુઓ સાથે પણ સંધિ કરવી જોઈએ. પછી કાર્યસિદ્ધિ થઈ જાય એટલે સર્પ અને ઉંદર જેવું વર્તન રાખવું

૯૯ યુદ્ધનું ફળ :—

संग्रामे वर्तमानानां कालचोदितकर्मणाम् ।
कीर्तिर्जयोऽजयो मृत्युः सर्वेषां स्युरनुक्रमात् ॥ भा. ८-११-७

કાળથી પ્રેરિત થયેલ કર્મોવાળા યુદ્ધમાં ઊતરેલા યોદ્ધાને કીર્તિ, જય, પરાજય તથા મૃત્યુ-અનુક્રમે પ્રાપ્ત થાય જ છે.

૧૦૦. જલાહારને ભોજન તથા ઉપવાસ ગણી શકાય:—

प्राहुरब्भक्षणं विप्रा ह्यशितं नाशितं च तत् । भा. ९-४-४०

જળનો આહાર ભોજનમાં તેમજ ઉપવાસમાં માન્ય છે.

૧૦૧. વિવાહ અને મૈત્રીની યોગ્યતા:—

ययोरात्मसमं वित्तं जन्मैश्वर्याकृतिर्भवः।
तयोर्विवाहो मैत्री च नोत्तमाधमयोः क्वचित् ॥

ભા. ૧૦-૬૦-૧૫

જે બન્ને સ્ત્રી-પુરુષોનાં ધન, જન્મ, ઐશ્વર્ય, આકૃતિ અને સ્વભાવ સમાન હોય, તેઓના વિવાહ અથવા મિત્રતા યોગ્ય ગણાય; ઉત્તમ અને અધમનાં નહિ.

૧૦૨. તેજસ્વી પુરુષ સાથે અપરાધ ન કરવો:—

... ... ... ... ... तेजीयसि कृतागसि ।
क्षेमाय तत्र सा भूयान्न प्रायेण बुभूषताम् भा. ४-६-४

મહાતેજસ્વી પુરુષે કદાચ અપરાધ કર્યો હોય, તો પણ તેની સામે અપરાધ કરવા ઇચ્છનારાઓનું કલ્યાણ થતું નથી.

૧૦૩. મહાપુરુષ પ્રત્યે કરેલો અપરાધ પોતાને ફળે છે:—

एवमेव खलु महदभिचारातिक्रमः कार्त्स्न्येनात्मने फलति ॥

ભા. ૫-૧-૧૬

મોટા પુરુષો તરફ કરાયેલો અપરાધ સંપૂર્ણ રીતે પોતાને જ ફળે છે.

૧૦૪. કોને ઘેર જવું નહિ:—

नैतादृशानां स्वजनव्यपेक्षया
गृहान्प्रतीयादनवस्थितात्मनाम् ।
योऽभ्यागतान्वक्रधियाभिचष्टे
आरोपितभ्रूभिरमर्षणाक्षिभिः ॥ भा. ४-३-१८

(અભિમાની પુરુષો) વક્ર બુદ્ધિને લીધે ઘેર આવેલાં સંબંધીઓની સામે ભમર ચઢાવીને ક્રોધપૂર્ણ દૃષ્ટિએ જુએ છે, માટે તેવા અવ્યવસ્થિત મનવાળા પુરુષોને ઘેર પોતાના સંબંધી માનીને જવું નહિ.

૧૦૫. ભયભીતને મારવો નહિ :—

न हि भीतवधः श्लाघ્યो न स्वर्ग्यः शूरमानिनाम् ॥

ભા. ૬-૧૧-૪

'ભયભીત થયેલાનો વધ કરવો' એ શૂરવીરોને વખાણવા યોગ્ય નથી; તેમ સ્વર્ગ આપનાર પણ નથી.

૧૦૬. આતતાયીનો વિનાશ કરવો ઇષ્ટ છે :—

ब्रह्मबन्धुर्न हन्तव्यो आततायी वधार्हण ॥ ભા. ૧-૭-૫૩

બ્રાહ્મણ નીચ હોય તો પણ તેને મારવો નહિ, પરન્તુ આતતાયી (આગ લગાડનાર, ઝેર આપનાર, ખેતર ઉજાડનાર, ચોર, પરસ્ત્રી અને પરધન લેનાર) હોય તો તે વધ કરવા યોગ્ય છે.

૧૦૭. મહાપુરુષનો અપરાધી કલ્યાણ પ્રાપ્ત કરી શકતો નથી :

हतः को नु महत्स्वीश जन्तुर्वै कृतकिल्बिषः ।

क्षेमी स्यात् किमु विश्वेशे कृतागस्को जगद्गुरौ ॥

ભા. ૧૦-૮૮-૩૬

હે ઈશ ! જેણે મોટા પુરુષોનો અપરાધ કર્યો હોય તે ક્ષેમકુશલ રહી શકતો નથી; તો જેણે આ સંસારમાં ઈશ્વરનો અપરાધ કર્યો હોય તેની તો વાત જ શી ?

૧૦૮. પરસ્વભાવની નિન્દા-સ્તુતિનો ત્યાગ કરવો :—

परस्वभावकर्माणि न प्रशंसेन्न गर्हयेत् ।

विश्वमेकात्मकं पश्यन् प्रकृत्या पुरुषेण च ॥

परस्वभावकर्माणि यः प्रशंसति निन्दति ।

स आशु भ्रश्यते स्वार्थादसत्याभिनिवेशतः ॥

ભા. ૧૧-૨૮-૧-૨

સમગ્ર જગતને પ્રકૃતિ તેમજ પુરુષથી એકસ્વરૂપ માની મનુષ્યે બીજાઓના સારા-ખોટા સ્વભાવો અથવા કર્મોની પ્રશંસા અથવા નિન્દા કરવી નહિ.

જે મનુષ્ય બીજાઓના સારા ખોટા સ્વભાવો અને કર્મોની પ્રશંસા અને નિન્દા કરે છે; તે અસત્યમાં દુરાગ્રહ રાખતો હોવાથી જ્ઞાનનિષ્ઠારૂપ સત્ય વસ્તુથી સત્વર ભ્રષ્ટ થાય છે.

**૧૦૯. જ્ઞાનીના માર્ગને અનુસરવું :—**

अस्मिँल्लोकेऽथवामुष्मिन् मुनिभिस्तत्त्वदर्शिभिः ।
दृष्टा योगाः प्रयुक्ताश्च पुंसां श्रेयःप्रसिद्धये ॥
तानातिष्ठति यः सम्यगुपायान्पूर्वदर्शितान् ।
अवरः श्रद्धयोपेत उपेयान् विन्दतेऽञ्जसा ॥
ताननादृत्य योऽविद्वानर्थानारभते स्वयम् ।
तस्य व्यभिचरन्त्यर्था आरब्धाश्च पुनः पुनः ॥ भा. ४-१८-३-५

તત્ત્વદ્રષ્ટા મુનિઓએ પુરુષાર્થની સિદ્ધિ માટે આ લોકના (ખેતી વગેરે) તથા પરલોકના ઉપાયો (અગ્નિહોત્રાદિ) જોયા છે અને યોજ્યા છે. માટે જે મનુષ્ય શ્રદ્ધાયુક્ત થઈને પૂર્વપુરુષોએ દર્શાવેલા તે ઉપાયોને ઉત્તમ રીતે ઉપયોગમાં લે છે, તે મનુષ્ય સાધ્ય વસ્તુને અનાયાસે પ્રાપ્ત કરે છે.

પણ જે મૂર્ખ મનુષ્ય તે ઉપાયોનો અનાદર કરીને પોતે કાર્યનો પ્રારંભ કરે છે તેનાં વારંવાર આરંભેલાં તે કાર્યો સિદ્ધ થતાં નથી.

**૧૧૦. પરમાત્માનો ક્રોધ કોને સ્પર્શે ન કરે :—**

न वै सतां त्वच्चरणार्पितात्मनां
भूतेषु सर्वेष्वभिपश्यतां तव ।
भूतानि चात्मन्यपृथग्दिदृक्षतां
प्रायेण रोषोऽभिभवेद्यथा पशुम् ॥ भा. ४-६-४६

જે સત્પુરુષો આપના ચરણમાં પોતાના આત્માને અર્પણ કરે છે, પ્રાણીમાત્રમાં આપને જ રહેલા જુએ છે અને સર્વ પ્રાણીઓને

પોતાના આત્મામાં એક સ્વરૂપે જુએ છે, તે પુરુષો આપના (ભગવાનના) ક્રોધથી જેમ અજ્ઞાનીઓ પરાભવ પામે છે તેમ પરાભવ પામતા નથી.

૧૧૧. ગુણદોષનું સ્વરૂપ :—

स्नानदानतपोऽवस्थावीर्यसंस्कारकर्मभिः ।
मत्स्मृत्या चात्मनः शौचं शुद्धः कर्माचरेद् बुधः ॥
मन्त्रस्य च परिज्ञानं कर्मशुद्धिर्मदर्पणम् ।
धर्मः सम्पद्यते षड्भिरधर्मस्तु विपर्ययः ॥
क्वचिद् गुणोऽपि दोषः स्याद्दोषोऽपि विधिना गुणः ।
गुणदोषार्थनियमस्तद्भिदामेव बाधते ॥
समानकर्माचरणं पतितानां न पातकम् ।
औत्पत्तिको गुणः सङ्गो न शयानः पतत्यधः ॥
यतो यतो निवर्तेत विमुच्येत ततस्ततः ।
एष धर्मो नृणां क्षेमः शोकमोहभयापहः भा. ૧૧ ૨૧-૧૪-૧૮

સ્નાન, દાન, તપ, અવસ્થા, શક્તિ, યજ્ઞોપવીતાદિ સંસ્કાર, સંધ્યોપાસનાદિ કર્મ તેમજ, મારું-ઈશ્વરનું-સ્મરણ વગેરે કર્મથી કર્તાની શુદ્ધિ થાય છે. ત્રૈવર્ણિકોએ શુદ્ધ થઈને જ શાસ્ત્રીય કર્મોનું આચરણ કરવું. ગુરુદ્વારા મન્ત્રને યથાવત્ જાણવો તે મંત્રની શુદ્ધિ છે, મને અર્પણ કરવાની ભાવનાથી કર્મો કરવાં તે કર્મની શુદ્ધિ છે. આ રીતે દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મંત્ર, તેમજ કર્મ-એ છ શુદ્ધ હોય તો જ તે દ્વારા ધર્મ ઉત્પન્ન થાય છે. પરન્તુ અશુદ્ધ હોય તો તે દ્વારા અધર્મ ઉત્પન્ન થાય છે. કોઈ વખત શાસ્ત્રની આજ્ઞાથી ગુણ પણ દોષરૂપ થાય છે, અને દોષ પણ ગુણરૂપ બને છે. (જેમકે આપત્તિકાળમાં દાન લેવું તે ગુણરૂપ છે. પણ આપત્તિ રહિત કાળમાં દાન લેવું તે દોષરૂપ છે.) આ રીતે ગુણ તથા દોષનો એક જ બાબતમાં જોવામાં આવતો નિયમ સાધક તથા બાધક છે. જે લોકો પોતાની જાતિ વગેરેથી ભ્રષ્ટ થયા હોય, તેમને શૂદ્રોના જેવું આચરણ

પતનકર્તા થતુ નથી, કારણ કે તેઓ પ્રથમથી જ પતિત થયા હોય છે. તેવી જ રીતે ગુણ પણ પ્રથમથી જ ઉત્પન્ન થયેલો હોય છે. એટલે તે પતનને ઉત્પન્ન કરતો નથી કારણ કે સુઈ ગયેલાને પતન પ્રાપ્ત થતુ નથી. મનુષ્ય જેમ જેમ નિવૃત્તિ તરફ ઢળતો જાય છે તેમ તેમ બધનોથી મુક્ત થતો જાય છે. માટે આ નિવૃત્તિધર્મ જ મનુષ્યોના શોક, મોહ તથા ભયનો નાશ કરનાર અને કલ્યાણરૂપ છે.

૧૧૨. ગુણ-દોષની વ્યાખ્યા —

૧. गुणदोषदृशिर्दोषो गुणस्तूभयवर्जितः ॥ भा ११-१९-४५

ગુણ અને દોષની પ્રતીતિ થવી એ જ દોષ છે, અને ગુણદોષ રહિત અભેદ અદ્વૈતદર્શન એ જ ગુણ છે

૨. स्वेस्वेऽधिकारे या निष्ठा स गुणः परिकीर्तितः ॥

भा ११-२०-२६

પોતપોતાના કર્તવ્યમા જે નિષ્ઠા—અપ્રમાદ તે જ ઉત્તમ ગુણ છે.

---

॥ हरि ॐ तत्सत् ॥



### વૈશ્વાનરાવતાર આચાર્ય

# શ્રીમહાપ્રભુજીના ષોડશગ્રન્થોમાંથી

## —: સુભાષિત રત્નો :—

( સમશ્લોકી ભાષાન્તર )

૧. શ્રીયમુનાજીની મહત્તા.

नमाऽस्तु यमुने ! सदा तव चरित्रमत्यद्भुतं
न जातु यमयातना भवति ते पयःपानतः ।
यमोऽपि भगिनीसुतान्कथमु हन्ति दुष्टानपि
प्रियो भवति सेवनात्तव हरेर्यथा गोपिकाः ॥

પ્રણામ, યમુને ! તને, ચરિત ચિત્ર તારું સદા,
અને ન યમયાતના, તુજ જલો પિવાતાં કદા,
હણે કયમ કરી કદી, યમ વળી કુ-ભાણેજને ?
બને પ્રિય, ચજી તને, જયમ વ્રજાંગના કૃષ્ણને.

૨. જીવન સફળ કયારે થાય ?

अहन्ताममतानाशे सर्वथा निरहङ्कृतौ ।
स्वरूपस्थो यदा जीवः कृतार्थः स निगद्यते ॥

નિરહંભાવથી રે'તાં, અહન્તા મમતા જતાં,
જયારે સ્વરૂપમાં જીવ, કહી તેની કૃતાર્થતા.

૩. જીવનની સફળતા.

सिद्धे योगे कृतार्थता ॥

કૃતાર્થી, સિદ્ધ યોગથી.

૪. જગતના હિત કારક દેવો-શિવ અને વિષ્ણુ.

अतः शिवश्च विष्णुश्च जगतो हितकारकौ ॥

શમ્ભુ વિષ્ણુ, ભલું આથી, જગતું કરનાર છે.

५. શિવ અને વિષ્ણુનું કાર્ય.

निर्दोषपूर्णगुणता तत्तच्छास्त्रे तयोः कृता।
भोगमोक्षफले दातुं शक्तौ द्वावपि यद्यपि॥
भोगः शिवेन मोक्षस्तु विष्णुनेति विनिश्चयः।
लोकेऽपि यत्प्रभुर्भुङ्क्ते तन्न यच्छति कर्हिचित्॥

નિર્દોષપૂર્ણગુણતા, કહી તેની સ્વશાસ્ત્રમાં;
ભોગ–મોક્ષફળો દેવા, સત્તાળા બેઉ છે સમા,
તથાપિ શમ્ભુથી ભોગ, મોક્ષ વિષ્ણુ થકી મળે;
ભોગવે પ્રભુ લોકે જે, શિવથી ન કદી મળે.

૬. જીવનું કર્તવ્ય.

जीवाः स्वभावतो दुष्टा दोषाभावाय सर्वदा॥
श्रवणादि तत. प्रेम्णा सर्वं कार्यं हि सिद्धयति।

સ્વભાવે દુષ્ટ છે જીવ, દોષાભાવાર્થ કાયમ.
શ્રવણાદિ કરે જો તે, પ્રેમથી સર્વ સિદ્ધ છે;

૭. આત્મસમર્પણની સિદ્ધિ.

समर्पणेनात्मनो हि तदीयत्वं भवेद्ध्रुवम्॥

આત્માર્પણ વડે નક્કી, તદીયપણું થાય છે.

૮. સેવાની વ્યાખ્યા, પ્રકાર અને ફળ

कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता॥
चेतस्तत्प्रवणं सेवा तत्सिद्धयै तनुवित्तजा।
ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम्॥

કૃષ્ણસેવા કરો નિત્ય, માનસી તે પરા કહે
ચિત્ત તન્મય તે સેવા, તે કાજે તન ને ધન,
તેથી ભવાબ્ધિનો અન્ત, તથા બ્રહ્મનું બોધન.

૯. આત્મબોધથી બ્રહ્મદર્શન.

उपाधिनाशे विज्ञाने ब्रह्मात्मत्वावबोधने।
गङ्गातीरस्थितो यद्वद्देवतां तत्र पश्यति॥

तथा कृष्णं परं ब्रह्म स्वस्मिन् ज्ञानी प्रपश्यति।
ઉપાધિ પણસ્યે, "પોતે, છે બ્રહ્માત્મક" જ્ઞાનમાં;
જેમ ગગાતટે ઊભો, નિરખે મૂર્તિ વારિમાં,
તેમ જ્ઞાની, પરબ્રહ્મ, જૂએ કૃષ્ણ સ્વદેહમાં;

૧૦. જ્ઞાનના અભાવમાં પુષ્ટિમાર્ગ તારનાર છે.
तस्माच्छ्रीकृष्णमार्गस्थो विमुक्तः सर्वलोकतः॥
आत्मानन्दसमुद्रस्थं कृष्णमेव विचिन्तयेत्।
लोकार्थी चेद्भजेत्कृष्णं क्लिष्टो भवति सर्वथा।
क्लिष्टोऽपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा॥
ज्ञानाभावे पुष्टिमार्गे नियामक इति स्थितिः॥
તેથી શ્રીકૃષ્ણમાર્ગસ્થ, વિછૂટો સર્વ લોકથી.
આત્માનન્દસમુદ્રસ્થ, સ્મરે શ્રીકૃષ્ણ સર્વથા;
દુ:ખી પણ ભજે કૃષ્ણ, લોકનો નાશ સર્વથા.
જ્ઞાનાભાવે પુષ્ટિમાર્ગી, રહે પૂજોત્સવાદિમાં;
"અનુગ્રહ પુષ્ટિમાર્ગે, નક્કી છે." સ્થિતિ એમ છે.

૧૧. પુષ્ટિનું લક્ષણ
वक्ष्यामि सर्वसन्देहा न भविष्यन्ति यच्छ्रुतेः।
भक्तिमार्गस्य कथनात्पुष्टिरस्तीति निश्चयः॥
કહુ તે, સાંભળ્યે જેને, સર્વ સન્દેહ ના રહે;
ભક્તિમાર્ગ મહીં એતો; "પુષ્ટિ છે," એ જ નિશ્ચય.

૧૨. પુષ્ટિનું કાર્ય.
सर्वत्रोत्कर्षकथनात्पुष्टिरस्तीति निश्चयः॥
બધે ઉત્કર્ષ કે'વાતાં, 'પુષ્ટિ' નક્કી રહેલ છે.

૧૩. પુષ્ટિમાર્ગ, પ્રમાણ, અને ભેદથી, પર છે.
प्रमाणभेदाद्भिन्नो हि पुष्टिमार्गो निरूपितः।
પ્રમાણભેદથી તેથી, પુષ્ટિમાર્ગ વિભિન્ન છે.

૧૪. પુષ્ટિમાર્ગનું ફળ-ભગવાન્

भगवानेव हि फलं
ફળ તો પ્રભુ છે નક્કી.

૧૫ પુષ્ટિમાર્ગમાં જીવો ભિન્ન (સ્વતંત્ર) છે.

तस्माज्जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः।
તેથી જીવો પુષ્ટિમાર્ગે, ભિન્ન છે; શક ત્યાં નથી;

૧૬. દુઃખ-ભગવાનનો અનુગ્રહ.

आसक्तौ भगवानेव शापं दापयति क्वचित्।
अहङ्कारेऽथवा लोके तन्मार्गस्थापनाय हि॥
न ते पाषण्डतां यांति न च रोगाद्युपद्रवाः।
महानुभावाः प्रायेण शास्त्रं शुद्धत्वहेतवे॥
ક્યાંય આસક્તિમાં આપ, અપાવે શાપ લોકમાં,
સ્વમાર્ગ સ્થાપવા કાજે, કદાપિ ક્યાંક ગર્વમાં.
તેઓ ન થાય પાખંડી, ને રોગાદિ પીડે નહિં;
તેવા મહાનુભાવોની, શુદ્ધચર્થે શાસ્ત્ર છે અહિં.

૧૭. બ્રહ્મસંબંધનું ફળ.

ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः।
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः॥
બ્રહ્મસમ્બન્ધ કીધાથી, બધાના દેહ-જીવના;
વણસે સઘળા દોષો, જે છે પાંચ પ્રકારના.

૧૮. સમર્પણ યોગ.

असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत्।
निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः॥
न मतं देवदेवस्य स्वामिभुक्तसमर्पणम्॥
तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम्॥

ન સમર્પેલ ચીજોનો, તેથી તો ત્યાગ આચરો.
વે'વારે સર્વ અર્પીને, નિવેદી વસ્તુના બનો.
ધરવું, ભોગવ્યું બધું, કૃષ્ણને માન્ય ના કદા;
તેથી પે'લાં બધી વસ્તુ, પ્રભુજીને ધરો સદા.

૧૯. સેવાથી બ્રહ્મપ્રાપ્તિ.

सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति।
तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः॥
જેમ સેવકનો લોકે, વ્યવહાર પ્રસિદ્ધ છે;
અર્પીને જ કરો તેમ, તો બ્રહ્મત્વ બધાનું છે.

૨૦. આત્મનિવેદનનું સ્વરૂપ.

चिन्ता कापि न कार्या निवेदितात्मभिः कदापीति।
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम्॥
निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः।
सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति॥
ચિન્તા કશી ન કરવી, આત્મનિવેદી જનેજ કદી,
પ્રભુ, પુષ્ટિમાં રહ્યાની, કરશે ગતિ લૌકિકી ન કદી.
સર્વથા તાદશી લોક, તો નિવેદનને સ્મરે;
"સર્વનો ઈશ ને આત્મા, સ્વેચ્છાથી સઘળું કરે."

૨૧. આત્મનિવેદનનું ફળ.

अज्ञानादथवा ज्ञानात्कृतमात्मनिवेदनम्।
यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिवेदना॥
અજ્ઞાને અથવા જ્ઞાને, કર્યું આત્મનિવેદન;
કૃષ્ણમાં જ કર્યા પ્રાણ, તેને શું પરિવેદન?

૨૨. ચિન્તાનાશનો ઉપાય.

सेवाकृतिर्गुरोराज्ञाऽबाधनं वा हरीच्छया।
अतः सेवापरं चित्तं विधाय स्थीयताम् सुखम्॥

चित्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ।
तथैव तस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत् ॥
तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥
સેવા તો ગુરુની આજ્ઞા, હરીચ્છા કાં નડે તદા;
આથી સેવા મહિં ચિત્ત, રહો રાખી સુખે સદા.
ચિત્તોદ્વેગ કરીનેય, હરિ જે જે કરે અહિં;
"લીલા તે તે તણી," માની, ચિન્તા તો કરવી નહિ.
સર્વ રીતે સદા તેથી, "श्रीकृष्णः शरणं मम"
એ સદા બોલતા રે'વું, એ મારો મત કાયમ.

૨૩. શ્રીકૃષ્ણ-નિર્દોષ દૈવત છે.

अन्तःकरण । मद्वाक्यं सावधानतया शृणु ।
कृष्णात्परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥
અન્તઃકરણ ! મારું તું, વાક્ય સાંભળ ધ્યાનથી;
મૂળથી દોષથી હીન, દૈવ ના અન્ય કૃષ્ણથી.

૨૪. સેવક ધર્મ.

सेवकस्य तु धर्मोऽयं स्वामी स्वस्य करिष्यति ॥
દાસનો આ જ છે ધર્મ, કરે સ્વામી ન અન્યથા.

૨૫. સમર્પણનું ફળ.

लौकिकप्रभुवत्कृष्णो न द्रष्टव्यः कदाचन ।
सर्वं समर्पितं भक्त्या कृतार्थोऽसि सुखी भव ॥
લૌકિક પ્રભુની જેમ, કૃષ્ણ જોવા કદાપિ ના;
ભક્તિથી સઘળું અર્પી, તું કૃતાર્થી; સુખી બન.

૨૬. પ્રભુ સર્વસમર્થ છે

अशक्ये हरिरेवास्ति मोहं मा गाः कथञ्चन ॥
હરિ નક્કી અશક્યે છે, મુઝારો લાભ ના તન.

૨૭. વિવેકનું સ્વરૂપ.

विवेकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति ॥
प्रार्थिते वा ततः किं स्यात्स्वाम्यभिप्रायसंशयात् ।
सर्वत्र तस्य सर्वं हि सर्वसामर्थ्यमेव च ॥
अभिमानश्च सन्त्याज्यः स्वाम्यधीनत्वभावनात् ।
"હરિ પોતે કરે સર્વ, સ્વેચ્છાએ," છે વિવેક તે.
સ્વામીના મતમાં શંકા, તેથી શું માગતાં વળે?
કાં કે બધે બધું તેનું, સામર્થ્ય સઘળું મળે.
હોતાં અધીન સ્વામીને, છોડવું અભિમાનને;

૨૮. વિવેકની વ્યાખ્યા.

आपद्गत्यादिकार्येषु हठस्त्याज्यश्च सर्वथा ॥
अनाग्रहश्च सर्वत्र धर्माधर्माग्रदर्शनम् ।
विवेकोऽयं समाख्यातो ।
આપત્તિ-આદિ કાર્યોમાં, સર્વદા જીદ છોડવી.
અનાગ્રહ બધે, તેમ, જોવો ધર્મ-અધર્મને;
આ વિવેક કહેવાયો.

૨૯. ધૈર્યની વ્યાખ્યા.

त्रिदुःखसहनं धैर्यमामृतेः सर्वतः सदा ।
"બધે સહે ત્રણે દુઃખ, મૃત્યુ પર્યન્ત, "ધૈર્ય" એ;

૩૦. ધૈર્યનું સ્વરૂપ.

प्रतीकारो यदृच्छातः सिद्धश्चेन्नाग्रही भवेत् ।
भार्यादीनां तथाऽन्येषामसतश्चाक्रमं सहेत् ॥
જો ઉપાય યદૃચ્છાએ, મળે, તો જીદ્દી ના થવું.
ભાર્યાને અન્ય દુષ્ટોનું, અતિક્રમણ સાંખવું.

૩૧. ભગવાન્ આશ્રય રૂપ છે

अशक्ये हरिरेवास्ति सर्वमाश्रयतो भवेत् ।
અશક્યે હરિ નક્કી છે કરે છે સર્વ આશરો.

૩૨. અનન્યાશ્રય.

ऐहिके पारलोके च सर्वथा शरणं हरिः।
दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे॥
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते।
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः॥
अहङ्कारकृते चैव पोष्यपोषणरक्षणे।
पोष्यातिक्रमणे चैव तथान्तेवास्यतिक्रमे॥
अलौकिकमनःसिद्धौ सर्वथा शरणं हरिः।
एवं चित्ते सदा भाव्यं वाचा च परिकीर्तयेत्॥
अन्यस्य भजनं तत्र स्वतो गमनमेव च।
प्रार्थनाकार्यमात्रेऽपि ततोऽन्यत्र विवर्जयेत्॥
अविश्वासो न कर्त्तव्यः सर्वथा बाधकस्तु सः।
ब्रह्मास्त्रचातकौ भाव्यौ प्राप्तं सेवेत निर्ममः॥
यथाकथञ्चित्कार्याणि कुर्यादुच्चावचान्यपि।
किं वा प्रोक्तेन बहुना शरणं भावयेद्धरिम्॥

અહિઆ પરલોકેય, આશરો હરિ સર્વથા;
દુઃખ હાનિ ભયે પાપે ઇચ્છા પૂર્ણ નહિં થતાં,
ભક્તદ્રોહે, ભક્ત્યભાવે, ભક્તોએ તરછોડતાં;
અશક્યે કે સુશક્યે છે, આશરો હરિ સર્વથા.
અહંકાર થતાં તેમ, પોષ્ય-પોષણ રાખતાં;
પોષ્યથી તરછોડાતાં, ને શિષ્યે તરછોડતાં.
અલૌકિક મનોભાવે, સર્વાર્થે હરિ આશરો;
આમ ચિત્તે સદા ધારો; વાણીથી કીર્તનો કરો.
"અન્યને ભજવું તેમ, ત્યાં પોતે તે કને જવું;
"કાર્યમાત્રેય બીજાનું, પ્રાર્થનાદિક" છોડવું.
કરવો ના અવિશ્વાસ, ખરે તે અતિ બાધક,
નિર્મમે સેવવું પ્રાપ્ત, સ્મરી બ્રહ્માસ્ત્રચાતક.

ઉચ્ચાવચ બધાં કાર્યો, યથાશક્તિ સદા કરો.
અથવા બહુ બોલ્યે શું ? આશરો હરિનો ધરો.

33. શ્રીકૃષ્ણ–આશ્રય રૂપે.

सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ।
पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥
म्लेच्छाक्रान्तेषु देशेषु पापैकनिलयेषु च ।
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥
गङ्गादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह ।
तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम ॥
अहङ्कारविमूढेषु सत्सु पापानुवर्तिषु ।
लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥
अपरिज्ञाननष्टेषु मन्त्रेष्वव्रतयोगिषु ।
तिरोहितार्थदेवेषु कृष्ण एव गतिर्मम ॥
नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ।
पाषण्डैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥
अजामिलादिदोषाणां नाशकोऽनुभवे स्थितः ।
ज्ञापिताखिलमाहात्म्यः कृष्ण एव गतिर्मम ॥
प्राकृताः सकला देवा गणितानन्दकं बृहत् ।
पूर्णानन्दो हरिस्तस्मात्कृष्ण एव गतिर्मम ॥
विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ।
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥

સર્વ માર્ગ થયા નષ્ટ, કલિ જ્યાં ખલધર્મ છે;
પાખંડયુક્ત લોકો જ્યાં, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે.
મ્લેચ્છોએ ઊભર્યા દેશ, જ્યાં પાપોનોજ વાસ છે,
સત્પીડાવ્યગ્ર લોકો જ્યાં, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે.
ગંગાદિ શ્રેષ્ઠ તીર્થો જ્યાં, ઘેરેલાં દુષ્ટથીજ છે;

અધિદૈવ વિનાનાં જ્યાં, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે.
ગર્વથી મૂઢ સન્તો જ્યાં, પાપમાં વર્તનાર છે;
ને યતે લાભ પૂજાર્થે, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે.
વિના જ્ઞાને થયા નષ્ટ, જ્યાં મન્ત્રો દુષ્ટ પાસ છે;
અર્થ ને દેવ વિનાનાં ત્યાં મારી ગતિ કૃષ્ણ છે.
જ્યાં ભિન્નવાદથી નષ્ટ, સર્વકર્મ-વ્રતાદિ છે;
પાખંડે એક યત્નાળાં, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે.
અજામિલાદિના દોષો, જેણે નક્કી હણેલ છે;
જેણે માહાત્મ્ય દેખાડયું, તે મારી ગતિ કૃષ્ણ છે.
સર્વે પ્રાકૃત છે દેવો, ગણિતાનન્દ શેષ છે;
હરિ પૂર્ણાનન્દ તેથી, તે મારી ગતિ કૃષ્ણ છે.
વિવેક-ધૈર્ય-ભક્ત્યાદિ, જેમાં કાંઇ મળે નહિં
પાપે ચોંટયો હું તે દીન, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે.

૩૪. પુષ્ટિ ભક્તનો ધર્મ.

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ।
स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन ॥
एवं सदा स्वकर्त्तव्यं स्वयमेव करिष्यति ।
प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिन्ततां व्रजेत् ॥
यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥
अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वरपादयोः ।
स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः ॥

સર્વદા સર્વભાવે શ્રી વ્રજેશ ભજવા સહી;
આપણો આજ છે ધર્મ, બીજો કયાંય કદી નહિ.
થતાં આમ સ્વકર્તવ્ય, પ્રભુ પોતે બધું કરે;
સમર્થ આપ છે, તેથી, ભક્ત નિશ્ચિન્ત થૈ ફરે.
ચિત્તમાં સર્વભાવોથી ગોકુલાધીશને લહે;

લૌકિકે વૈદિકે તો તો, બીજું શું છે ? તું એ કહે.
સર્વભાવે સદા આથી, ગોકુલેશ્વરપાદની;
સ્મૃતિ ને ભક્તિ ના છોડો, મારી તો મતિ આ બની.

૩૫. ગૃહજીવન બાધક નથી.

स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद् गृहारुचिः ॥
गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ॥
तादृशस्यापि सततं गृहस्थानं विनाशकम् ।
त्यागं कृत्वा यतेद्यस्तु तदर्थार्थैकमानसः ॥

સ્નેહથી રાગનો નાશ, આસક્તિથી ગૃહારુચિ.
બાધકત્વ દીસે તે તો છે નિશાની અનાત્મની.
બને વ્યસન જો કૃષ્ણે, થાય તો જ કૃતાર્થતા.
નાશકારક તેવાનો. વાસ ઘેર મનાય છે,
તે માટે એક ચિત્તે જે, ત્યજીને યતનાર છે,

૩૬. ભક્તનો નાશ નથી.

अतः स्थेयं हरिस्थाने तदीयैः सह तत्परैः ।
अदूरेविप्रकर्षे वा यथा चित्तं न दुष्यति ॥
सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।
यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥
बाधसम्भावनायां तु नैकान्ते वास इष्यते ।
हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ॥

પાસે કે દૂર જે રીતે, દોષોમાં ચિત્ત ના ચળે;
તદીય-તત્પરો સાથે, તેમ રે'વું હરિસ્થળે.
સેવામાં કે કથામાં છે, આસક્તિ દૃઢ જે તણી;
હું કહું, "ક્યાંય ના હાનિ, મૃત્યુ પર્યન્ત તે તણી."
બાધસમ્ભાવનામાં તો, એકાન્તે વાસ ઇષ્ટ ના,
હરિ તો કરશે રક્ષા, બધેથી; શક ત્યાંજ ના.

३७. ઉત્તમ મધ્યમ અને અધમ ભક્તોનાં લક્ષણ.

निःसन्दिग्धं कृष्णतत्त्वं सर्वभावेन ये विदुः ।
ते त्वावेशात्तु विकला निरोधाद्वा न चान्यथा ॥
विक्लिन्नमनसो ये तु भगवत्स्मृतिविह्वलाः ।
अर्थैकनिष्ठास्ते चापि मध्यमाः श्रवणोत्सुकाः ॥
पूर्णभावेन पूर्णार्थाः कदाचिन्न तु सर्वदा ।
अन्यासक्तास्तु ये केचिदधमाः परिकीर्तिताः ॥
अनन्यमनसो मर्त्या उत्तमाः श्रवणादिषु ।
देशकालद्रव्यकर्तृमन्त्रकर्मप्रकारतः ॥

સંદેહવિણ જાણે જે કૃષ્ણનું તત્ત્વ ભાવથી
ચિત્તે વિક્લિન્ન જેઓ ને, વિહ્વલ પ્રભુને સ્મર્યે;
ને અર્થે એક નિષ્ઠાળા, તેવા મધ્યમ તે ઠરે.
જે કૃષ્ણતત્ત્વ નિઃશંક, જાણે છે સર્વભાવથી;
તે વિહ્વલ નિરોધે કે, આવેશે; અન્યથા નથી.
કોવાર પૂર્ણ-અર્થાળા; પૂર્ણભાવે; સદા નહિ;
બીજે આસક્ત જે કોઈ, અધમો તે કહ્યા અહિં.
દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મન્ત્ર, કર્મ-પ્રકારથી;

३८. ભક્તિ સાધનમાં ત્યાગનો ત્યાગ.

विषयाक्रान्तदेहानां नावेशः सर्वदा (था) हरेः ।
अतोऽत्र साधने भक्तौ नैव त्यागः सुखावहः ॥

વિષયાસક્ત દેહીને, પ્રભુ આવેશ ના કદી;
ભક્તિ સાધનમાં તેથી ત્યાગ સુખ દિયે નહિં.

३९. પુષ્ટિ ભક્તિના ગુરૂઓ.

कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत् ।
भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ॥

ગુરુ કૌંડિન્ય ને ગોપી, કહેલાં તે જ સાધન;
વિચારેં ભાવ છે સિદ્ધ, ના અહિં અન્ય સાધન.

૪૦. ત્યાગ અને તેની સિદ્ધિ

दुर्लभोऽयं परित्यागः प्रेम्णा सिद्ध्यति नान्यथा।
છે દુર્લભ પરિત્યાગ; સ્નેહવીણ સધાય ના.

૪૧. સંન્યાસ હિતાવહ નથી.

अतः कलौ स सन्न्यासः पश्चात्तापाय नान्यथा।
पाषण्डित्वं भवेच्चापि तस्माज्ज्ञाने न संन्यसेत्॥
सुतरां कलिदोषाणां प्रबलत्वादिति स्थितिः।
भक्तिमार्गेऽपि चेद्दोषस्तदा किं कार्यमुच्यते॥
स्वास्थ्यहेतोः परित्यागाद् बाधः केनास्य सम्भवेत्॥
हरिरत्र न शक्नोति कर्तुं बाधां कुतोऽपरे।
अन्यथा मातरो बालान्न स्तन्यैः पुपुषुः क्वचित्॥
આથી સંન્યાસ છે આજે, કલિમાં દુઃખ આપતો.
ને પાખંડી બને, તેથી, જ્ઞાને તે ઇષ્ટ ના થતો.
કલિદોષો બલી હોતાં, આવો નિર્ણય હું કહું;
'ભક્તિ માર્ગેય જો દોષ, કરવું ત્યાં શું?' એ કહું.
કોઈ દૃષ્ટાન્ત ના હોતાં, આરંભે નાશ ના અહિં;
છોડતાં સ્વાસ્થ્યનો હેતુ, બાધ ક્યાં સમ્ભવે અહિં?
હરિ ના બાધ નાખે ત્યાં, બીજા ક્યાંથી નડે કદી?
નહિ તો ક્યાંય માતાઓ, પોષે, ના બાળને કદી.

૪૨. નિરોધ લક્ષણ.

यच्च दुःखं यशोदाया नन्दादीनां च गोकुले।
गोपिकानां तु यद् दुःखं तद् दुःखं स्यान्मम क्वचित्॥
गोकुले गोपिकानां च सर्वेषां व्रजवासिनाम्।
यत्सुखं समभूत्तन्मे भगवान् किं विधास्यति॥
उद्धवागमने जात उत्सवः सुमहान्यथा।
वृन्दावने गोकुले वा तथा मे मनसि क्वचित्॥

महतां कृपया यावद्भगवान् दययिष्यति ।
तावदानन्दसन्दोहः कीर्त्यमानः सुखाय हि ॥
महतां कृपया यद्वत् कीर्तनं सुखदं सदा ।
न तथा लौकिकानां तु स्निग्धभोजनरुक्षवत् ॥
गुणगाने सुखावाप्तिर्गोविन्दस्य प्रजायते ।
જે જે દુઃખ યશોદાને, તેમ નન્દાદિ ગોપને;
ગોકુલે ગોપિકાઓને, કહિ ક્યારે થશે મને ?
ગોકુલે ગોપિકાઓને, વ્રજવાસી બધાંયને;
થયું જે સુખ તે ત્યાંનું, પ્રભુ શું આપશે મને ?
હતો ઉદ્ધવજી આવ્યે, શ્રીવૃન્દાવન ગોકુલે;
જે મહોત્સવ તેવો તે, મારે ચિત્ત કદી મળે ?
જ્યાં સુધી પ્રભુ મોટાની, કૃપાએ કરુણા કરે;
ત્યાં સુધી મોદનો પુંજ, કીર્ત્યમાન સુખી કરે.
જેમ કીર્તન મોટાની, કૃપાએ જ સુખી કરે,
સ્નિગ્ધ ખાનારને લૂખું, તેવું લૌકિક ના કરે.
ગુણો ગોવિન્દના ગાતાં, સુખ તેવું સદા મળે.

૪૩. ભગવત્કૃપાનો આનન્દ દુર્લભ છે.
सर्वानन्दमयस्यापि कृपानन्दः सुदुर्लभः ।
સુદુર્લભ કૃપાનન્દ, સર્વાનન્દ તણો ખરે.

૪૪. નિરોધનું ફળ
तस्मात्सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः ।
सदानन्दपरैर्गेयाः सच्चिदानन्दता ततः ॥
રોકી ચિત્ત સદાનન્દે, તેથી સર્વ ત્યજી સદા,
ગાવા પ્રભુ-ગુણો મેળે, સચ્ચિદાનન્દતા સદા.

૪૫. નિરોધનું સ્વરૂપ અને ફળ.
हरिणा ये विनिर्मुक्तास्ते मग्ना भवसागरे ।
ये निरुद्धास्त एवात्र मोदमायान्त्यहर्निशम् ॥

संसारावेशदुष्टानामिन्द्रियाणां हिताय वै ।
कृष्णस्य सर्ववस्तूनि भूम्न ईशस्य योजयेत् ॥
જેઓને હરિએ ત્યાગ્યા, તે ડૂબ્યા ભવ-સાગરે,
જેઓ નિરુદ્ધ આનન્દપ્રાપ્ત તેઓ સદા કરે.
સંસારાવેશથી દુષ્ટ, ઈન્દ્રિયોનું ભલું થવા,
ભૂમા, કૃષ્ણ, નિયન્તાને, પદાર્થો સર્વ અર્પવા.

૪૬. નિરોધથી દુઃખનો નાશ.

भगवद्धर्मसामर्थ्याद्विरागो विषये स्थिरः ।
गुणैर्हरेः सुखस्पर्शान्न दुःखं भाति कर्हिचित् ॥
ભગવદ્ધર્મસામર્થ્યે, વૈરાગ્યવિષયે સદા;
ગુણે હરિનખસ્પર્શે, દુઃખ દેખાય ના કદા.

૪૭. ભક્તનું કર્તવ્ય.

हरिमूर्तिः सदा ध्येया सङ्कल्पादपि तत्र हि ।
दर्शनं स्पर्शनं स्पष्टं तथा कृतिगती सदा ॥
श्रवणं कीर्त्तनं स्पष्टं पुत्रे कृष्णप्रिये रतिः ।
पायोर्मलांशत्यागेन शेषभागं तनुं नयेत् ॥
यस्य वा भगवत्कार्यं यदा स्पष्टं न दृश्यते ।
तदा विनिग्रहस्तस्य कर्त्तव्य इति निश्चयः ॥
नातः परतरो मन्त्रो नातः परतरः स्तवः ।
नातः परतरा विद्या तीर्थं नातः परात्परम् ॥
હરિમૂર્તિ તણું ધ્યાન, કરો સંકલ્પથી સદા;
સ્પષ્ટ દર્શન ને સ્પર્શ, કૃતિ ને ગતિ સર્વદા,
કીર્તન શ્રવણ સ્પષ્ટ, સ્નેહ વૈષ્ણવ પુત્રમાં,
ત્યજી મલાંશ બાકીનું; લહો સર્વ શરીરમાં.
જે તણું ભગવત્કાર્ય, દીસે ના સ્પષ્ટ જે સમે;
નક્કી નિગ્રહ તે કેરો, કરવો ખાસ તે સમે.

પ્રભુને કરવી ના જો, તો કદી ગતિ ના બને.
આથી બીજો ન કો મંત્ર, આથી બીજી નથી સ્તુતિ
આથી બીજી નથી વિદ્યા, આથી તીર્થ બીજું નથી.

૪૮. કાળકોને ભક્ષે છે.

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथंचन ।
तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ।
सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम ॥

જો તમારી બહિર્વૃત્તિ કદિ સંજોગથી બને;
પ્રભુથી દૂર; તો કાલ પ્રવાહ દેહ ચિત્ત, ને
તમને ભરખી ખાશે સર્વથા; મમ એ મતિ.

૪૯. શ્રીકૃષ્ણ લૌકિક સ્વરૂપ નથી

न लौकिकः प्रभुः कृष्णः ।

કૃષ્ણ પ્રભુ અલૌકિક.

૫૦. કૃતાર્થતા કયારે?

मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे ।
तदा कृतार्था यूयं हि शोचनीयं न कर्हिचित्

યદિ વિશ્વાસ મારામાં તથા શ્રીકૃષ્ણ ચંદ્રમાં,
તો કૃતાર્થ તમે છો, તે શોચવાનું નહિ કદા.

૫૧. મુક્તિની વ્યાખ્યા.

मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ॥

મુક્તિ તે જીવ ભાવોની ત્યજીરૂપે વ્યવસ્થિતિ.



## આ જ લેખકનાં અન્ય પુસ્તકો

# श्रीमद्भागवत तत्त्वचिन्तामणि

प्रथम खण्ड... ... ... ... ... रु. ४-८-०

---

આ પુસ્તક શ્રીમદ્ભાગવતના તાત્ત્વિક અભ્યાસ માટે પૂરવાર થયું છે. એના અભિપ્રાયોનું સારદર્શન.

श्रीमद्भागवत संबधी साहित्यमें इस नूतन आलोचनात्मक रचनाका आदरणीय स्थान होगा। यह ग्रन्थ कई वर्षोंके परिश्रमका फल है।

पू. पण्डित मालवीयजी।

...इसका संग्रह बहुत उत्तम है। विद्वान जनता जो भागवतकी श्रद्धालु है उसके लिये बहुत लाभदायी है।......इस पुस्तकका शीघ्र हिन्दी भाषामें अनुवाद होना चाहिये।

पू. गोस्वामी गणेशदत्तजी।

ग्रन्थकर्ताने यह ग्रन्थ इस कुटिलकालमें कठिन परिश्रम कर गुजराती जनताके उपकारार्थ उपस्थित किया है।

...श्री. भा. त. चिन्तामणिविद्वान् वैज्ञानिक, साहित्य मर्मज्ञ, आलोचक और भागवतप्रेमी सबहीके उपयोगमें आने योग्य है।

श्रीगोस्वामी अनन्तलालजी, भागवत भूषण.

આ ગ્રન્થ આવી બે દૃષ્ટિથી લખેલો હોવાથી તે પ્રાચીન પ્રણાલિમાં ઉછરેલા તથા નવ્યવિદ્યાના સંસ્કારવાળા લોકોને અરપીજ રીતે સ્વાગતાર્હ થશે, એ વિષે મને શંકા નથી.

પ્રો. રામચંદ્ર બળવંત આઠવલે.

I think the work will be a scholarly contribution to the literature on Shrimad Bhagwat and will receive due appreciation from the public.

**Shri Mangaldevji Shastri**
Principal. Govt. Sanskrit College, Benars.

***

## पंचगति–रासतत्त्व

કિ. ૧–૪–૦

### કેટલાક અભિપ્રાયોમાંથી

...પુસ્તક બહુ સારૂં છે. સમશ્લોકી ભાષાન્તર ગાવાની મઝા પડે છે. ગુજરાતી સાહિત્યમાં આ ગીતાના સમશ્લોકી અનુવાદની બહુ જરૂર હતી; અને પ્રભુકૃપાએ તમે તે પૂરી પાડી છે.

પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટ એમ. એ.

...અખંડ અભ્યાસ રતિ, કંઈક કવિત્વશક્તિ, અને ભગવત્પ્રેમ, એ ત્રણેયનો સુમેળ આપણે અહિં જોઈએ છીએ ...કવિત્વ કરતાંય પાંડિત્ય માટે આ પુસ્તક આપણા આદરનું અધિકારી કરે છે.

પ્રજાબંધુ તા. ૯–૮–૪૭

મૂળનાં વૃત્તો અનુવાદમાં એમણે સાચવી રાખ્યા છે... એક બીજાનો સંબંધ જળવાઈ રહે, એ હેતુથી એ ગીતોનું વાસ્તવિક દર્શન કરાવતું અગ્રકથન કરી આ ગીતોની મહત્તા સમજાવી છે. શ્રીયુત શાસ્ત્રીજીના આ સફળ અનુવાદ અને પ્રયત્નનું કારણ એમનો ભાગવતનો સતત અભ્યાસ અને એ ઉપર એમનું મનન છે.

શ્રી. રતિલાલ મો. ત્રિવેદી એમ. એ.

# भागवती गीता

## રૂા. ૫-૮-૦

## વિદ્વાનોના અભિપ્રાયોમાંથી

संस्कृत और गुजराती साहित्यमें यह समन्वय सामञ्जस्ययुक्त नवीन कृति विद्वद्‍वृन्द और साहित्यरसज्ञ सज्जनोंको संतोषदायक होगी।... अपनी अनुभूतिके आधार पर शास्त्रीजी जो रचना रचते हैं वह आनन्द-दायक अवश्य होती है।

**श्री. गो. आचार्य अनन्तलालजी**

*

इसके पठनपाठनसे अनायासेन लोगोंको ज्ञानभक्तिका मार्ग सरलतया प्राप्त होता है। इस लिये मैं शास्त्रीजीको धन्यवाद देता हूं और आशीर्वाद देता हूं कि शास्त्रीजी चिरायु होकर भागवतके उपर नवीन ग्रन्थका निर्माण करते रहें और सर्व ग्रन्थ लोकप्रिय तथा उपकारक होते रहे ॥

**श्री विद्यानन्दजी महाराज**, महामण्डलेश्वर

*

शास्त्रीजीका प्रयत्न और परिश्रम श्लाघनीय है।

**श्री. सर्वानन्दजी महाराज**, महामण्डलेश्वर

આ ગ્રન્થ તો ખરેખર મહત્પરિશ્રમ અને એની પાછળ રહેલી પ્રભુની અનુકમ્પાનું સુંદર ફળ છે....અમારા જેવાને અતિ ઉપયોગી અને ઉપકારક આવા ગ્રન્થો શ્રીહરિ ભવિષ્યમાં આપની પાસે લખાવે એ પ્રાર્થના.

**શ્રી નરહરિલાલ શાસ્ત્રી**, બી. એ. (વડોદરા)

श्रीमद् भागवते भवदाविष्कृतान् नूतनान् भावानभिवीक्ष्य प्रमोदमाप्नोति चेतः।

**श्री अभिनवसच्चिदानन्दतीर्थ,**

**શ્રી દ્વારકા શારદાપીઠાધીશ્વર શંકરાચાર્ય મહારાજ**

यह पुस्तक अत्यंत सुन्दर और जनोपकारक है इस लिये शास्त्रीजी धन्यवादार्ह हैं ।

શ્રી હનુમાનપ્રસાદ પોદ્દાર.
સંપાદક 'कल्याण'

આ સિવાય શ્રી. બદરીનાથજી શાસ્ત્રી, શ્રી રેવાશંકર મેઘજી શાસ્ત્રી અન્ય મંડળેશ્વરો અને વિદ્વાનોના અનેક અભિપ્રાયો મળ્યા છે. માત્ર જૂજ નકલ બાકી છે. બીજી આવૃત્તિ થોડા સમયમાં છપાશે.

***

## नामचन्द्रिका

અમૂલ્ય

ભાગવતમાંથી ઉદ્ધૃત કરેલાં ભગવાનનાં ૧૦૦૮ વર્ગીકૃત નામોની શ્લોકબદ્ધ સહસ્રનામાવલિ.

### કેટલાક અભિપ્રાયોમાંથી

પુસ્તકની રચના ઘણી સારી છે. ભગવાનનાં નામોનો જપ અને સ્મરણ કરવા માટે શાસ્ત્રીજીનો આ ગ્રન્થ બહુ ઉપયોગી થઈ પડશે. આ સત્પ્રયત્ન માટે એમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટ, એમ. એ.

આપના ઉપર ઉતરેલો ઈશ્વરાનુગ્રહ આવી ગૂઢ વસ્તુઓને પ્રસિદ્ધ કરાવતાં સૂચવે છે કે આપના દ્વારા અન્ય ભગવદનુરાગીઓને આવાં બીજાં પુસ્તકો આપી બ્રહ્માનંદમાં અભિવૃદ્ધિ કરશો.

વે. શા. સં. શ્રી. ઇચ્છાશંકર શાસ્ત્રી-વલસાડ.

અથાગ પરિશ્રમ લઈ અમારી અંતરેચ્છા પૂર્ણ કરતી 'નામાવલિ' જેવાં એક પછી એક મૌક્તિક તમે શ્રદ્ધાળુ જનતાને ભેટ કરતા

રહો, અને એ રીતે ભાવિક ભક્તોની આધ્યાત્મિક ઉન્નતિ માટે સેવા કરવા પ્રભુ તમને દીર્ઘાયુ કરે.

શ્રી. નન્દસુખગૌરી ક. મજમુદાર–નવસારી.

આવા સદ્‌ગ્રન્થ બદલ આપને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

શ્રી. પદ્મમાવતી દેસાઈ, બી. એ.

---

## આજ લેખકના ભાગવત ઉપર હવે પછી પ્રકટ થનાર ગ્રન્થો

૧. શ્રીમદ્ ભાગવત તત્ત્વ ચિન્તામણિ દ્વિતીય ખંડ.
૨. ,, ,, તૃતીય ખંડ.
૩. ભાગવતસાર કૌમુદી ( ટૂંક સમયમાં છપાશે. )
૪. मंत्र भागवतम् ।
૫. भागवतोपनिषद् ।
૬. भागवतस्मृति ।
૭. भागवत शतपदी ।
૮. ભાગવત અને તુલસીકૃત રામાયણ.
૯. ભાગવતની ભૂગોળ.
૧૦. ભાગવતનો ઇતિહાસ વગેરે.

---

### પુસ્તકો મળવાનું ઠેકાણું

કર્તા પાસેથી:—ભૂલાભાઈ કોલોની,' એલિસબ્રીજ—અમદાવાદ.

અથવા

' C/o. શેઠ હર્ષવદન મંગળદાસ.
મંગળબાગ, એલિસબ્રીજ–અમદાવાદ ૬

। हरिः ॐ तत्सत् ।